# સર શાપુરજી બમનજી બીલીમોરીઆ

( જીવનચરિત્ર )

લેખક

અંબેલાલ નારણજી જોશી

એડવોકેટ, હાઈ કોર્ટ, મુંબઈ.

બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર,

૪૩, જરીવાલા બિલ્ડિંગ, ચોપાટી, મુંબઈ ૭

પ્રકાશક
અંબાલાલ એન. જોશી,
બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર,
૪૩, જરીવાલા બિલ્ડિંગ,
ચોપાટી, મુંબઈ નં. ૭

પ્રથમ આવૃત્તિ : ૩૧-૭-૧૯૪૮

મૂલ્ય : રૂા. ૫-૦-૦

: મુખ્ય વિક્રેતા :
સહકારી પ્રકાશન લિમિટેડ,
રાજા બહાદુર વાડી
હમામ સ્ટ્રીટ, ફોર્ટ,
મુંબઈ.



મુદ્રક
કસ્તુરચંદ સી. શાહ
નૂતન પ્રિન્ટરી,
ખંડેરાવ માર્કેટ સામે,
વડોદરા.

# પ્રસ્તાવના

પારસી કોમને સર શાપુરજીની ઓળખાણ આપવી પડે જ નહિ. સર શાપુરજીના નામથી અને કામથી જરથોસ્તી કોમનો એક પણ નબીરો અજાણ્યો નથી. સર શાપુરજીએ પારસી કોમને માટે જે જહેમત ઉઠાવી, કોમના દીવા બની એને અજવાળું આપ્યું છે, તે માટે કોમ તો હમેશને માટે એમની અહેશાનમંદ રહેશે જ, પણ સાથે સાથે એ પણ સાચું કે, આ પેઢી જ નહિ, પણ જ્યાં સુધી હિન્દમાં એક પણ પારસી હયાત રહેશે ત્યાં સુધી એમનું નામ અને કામ અમર રહેશે.

પારસી કોમમાં ધનવાન તો ઘણા થઈ ગયા, ગુણવાન પણ ઘણા થઈ ગયા, મોટા મોટા દેશનેતાઓ પણ થઇ ગયા, ને ઉદ્યોગપતિઓ થઈ ગયા, પણ એ બધામાં સર શાપુરજીનું સ્થાન જૂદું જ પડી આવે છે. એઓ ધનવાન હોવા છતાં ધનવાનોની ખુમારી એમનામાં નથી. ધનવાન લોકો સ્વાર્થમાં આંધળા હોય છે તેવા એઓ નથી. ધનનો મદ એમનામાં જરા પણ નથી આવ્યો. એઓ ગરીબ સ્થિતિમાં ઉછરેલા હોવાથી, ગરીબોનું દુઃખ સમજે છે. ગરીબોને શું થતું હશે તેનો અનુભવ કરી શકે છે, ને, પૈસાદાર હોવા છતાં ગરીબોને સુખે સુખી ને એમના દુઃખે દુઃખી છે. એમનો સ્વભાવ જ એવો છે, એમના નાનપણના સંસ્કાર જ એવા છે, કે એમનાથી કોઈનું દુઃખ જોઈ શકાતું નથી. કોઇને મુશીબતો સહન કરવી પડે, એ જાણે પોતાનું જ

દુઃખ ને પોતાની જ અંગત મુશીબતો હોય એમ એમને લાગે છે. આથી એઓ પોતાની જીંદગીમાં બધાથી પહેલા ગરીબોને તથા દુઃખીઓને સ્થાન આપે છે. એમના મોઢાં પર કોઈ પણ દિવસ અભિમાન નથી, પોતે કંઈ અવનવું કર્યું છે, એવો ભાવ નથી હતો. પોતાની આ સેવાની ભાવનાને લીધે, પોતાની આ હમદર્દીને લીધે, એમણે કોમને માટે જે ભોગો આપ્યા છે, જે જાનફેશાની કરી છે તેથી, એમણે, ત્રણ દાયકાઓ થયાં પારસી કોમને ઉપર લાવવાને, તથા કોમમાં ચાલતી બદીઓને દૂર કરવા ઊઠાવેલી તનતોડ મહેનતને લીધે પારસી કોમે એમની મોટામાં મોટી સંસ્થા પારસી પંચાયતના પ્રમુખ તરીકે ચૂંટી એમની સેવાની કદર કરી છે. પારસી કોમ હમેશાં પોતાના મોટા પુરૂષોની, સાચા કોમ સેવકોની, પોતાને માટે જરા પણ ઘસાનાર દાનવીરોની કદર કરી જાણે છે, અહેશાન માની જાણે છે. આમ સર શાપુરજી હિન્દની જરથોસ્તી આલમમાં જાણીતા થયા, એમનું નામ હરેક કુટુંબમાં બોલાવા લાગ્યું, તે એમના ધનને લીધે નહિ, એમના ઓડિટીંગના ધંધામાં એમણે જે નામ મેળવ્યું તેને લીધે નહિ, પણ એમની સેવાના ઉદાર ગુણોને લીધે.

સર શાપુરજી આ રીતે પારસી કોમમાં તો જાણીતા છે જ, પણ એમની ખ્યાતિ બીન પારસીઓમાં પણ ઘણી ફેલાયલી છે. એમની સેવા ભાવનાથી હું એમની તરફ ખેંચાયો. અને જેમ જેમ એમનામાં વધારે રસ લેવા લાગ્યો તેમ તેમ એમના તારીફ કરવા જેવા મહાન ગુણો મને માલમ પડયા. ધીમે ધીમે મને એમના નિકટના સંબંધમાં

આવવાનું ભાગ્ય મળ્યું, ને અમે મિત્રો બન્યા. એમની જાતલે જ જડે એવી મૂંગી સેવા, એમની પ્રામાણિકતા, એમની પોતાના સ્વાર્થ કે પોતાના ભલા માટે નહિ, પણ કોમની ભલાઈ માટે ને કોમની સ્થિતિ સુધારવા માટેની જ ચિંતા, અંગત સુખનો ત્યાગ, એ બધું બહુ નજદીકથી જોવાનો મને લાભ મળ્યો.

સર શાપુરજી સેવા માટે જ્યાં જરા પણ કારણ મળે ત્યાં દોડી જાય છે. જ્યાં જરા અન્યાય એમને જણાયો છે, જ્યાં કંઈ દગો એમણે જોયો છે, કે જ્યાં ગંદવાડ એમણે જોયો ત્યાં એમણે તનતોડ મહેનત કરી, એ બધાનો સામનો કરી સાફસૂફી કરી છે. એમણે જોયું કે હિન્દમાં એકાઉન્ટન્ટનો ધંધો માનભર્યો નથી, એમણે જોયું કે ધંધા તરફ બધાનું ધ્યાન ગયું નથી, તો એમણે સરકારમાં લડી ઝઘડીને એ ધંધો કેવો માનભર્યો ને સેવા કરવાની તક આપે એવો છે તે સાબીત કરી બતાવ્યુ, અને એ ધંધાને સરકારની મદદથી ઉચ્ચ બનાવ્યો ત્યારે જંપ્યા. આ ઉપરાંત મુંબઈ શહેરમાં વેપાર ધંધામાં એટલી બધી અપ્રામાણિકતા હતી, એવી દગાબાજી ચાલતી હતી કે કોઇ પણ પ્રામાણિક માણસનું મન દુખાય. પણ સર શાપુરજી તો શાંત બેસી ન રહેતાં જે કંપનીના મેનેજરો ને મેનેજીંગ ડાયરેક્ટરો કાયદાની છટકબારીનો લાભ લઈ નિર્દોષ શેરહોલ્ડરોને ફસાવતા હતા, ને છડેચોક ચોરી કરતા હતા, તેમને ઉઘાડા પાડી વેપારી આલમનો બોજ એમણે વહોરી લીધો. કેટલાયને દુશ્મન કર્યા પણ તે છતાં એમણે પોતાની ટેક જાળવી રાખી ને પોતાના કામમાંથી ડગ્યા નહિ. અને મુંબઈના ઉદ્યોગધંધામાં નીતિ ને

પ્રામાણિકતાનો ડંકો એમણે વાગતો કર્યો. આથી એમની શાખ આખ હિન્દમાં બંધાઈ, ને હિન્દના ખૂણે ખૂણેથી જ્યાં જ્યાં એવા ગોટાળાના કેસ હોય ત્યાં ત્યાં તપાસ માટે એમની મદદ લેવામાં આવતી. સર શાપુરજીએ આમ પોતાના ધંધાની પણ બેનમૂન સેવા કરી છે. ને એ માટે આજે ઓડીટરો જે માનમરતબો ભોગવે છે, તે એમના પ્રતાપે. એમની જહેમતના એ મીઠાં ફળ છે.

સર શાપુરજીએ બાળપણથી જ ગરીબી જોએલી. એઓ કંઈ ધનમાં આળોટ્યા નથી. એઓ તો તદ્દન ગરીબાઈમાં ઉછરેલા, તે એટલે સુધી કે મેટ્રીક પછી આગળ એઓ પૈસા ન હોવાથી કેળવણી પણ ન લઈ શક્યા. એટલે એમણે ઉચ્ચ કેળવણી લીધી નથી, યુનીવરસીટીની મોટી મોટી પદવીઓ લઈને એઓ ઝળક્યા નથી, એમણે રેસના ઘોડા દોડાવ્યા નથી, એઓ મોટા લેખક નથી, એમણે ધારાસભાઓમાં છટાદાર ભાષણો કરી નામના કાઢી નથી, એઓ દેશનેતા નથી, એ છતાં, એઓ મહાપુરુષ છે. કારણ કે એમનામાં મોટામાં મોટો ગુણ બધા માનવી તરફ પ્રેમ ને સેવાનો છે. એમની પાસે પૈસો છે. પારસીકોમ એમને જે પદવીની એઓ ઇચ્છા બતાવે તે પદવી સહેલાઇથી આપવા તૈયાર થાય એમ છે છતાં પણ એઓ જ્યારે જ્યારે કોઇપણ જવાબદારીના હોદ્દા પર, સરકારે બોલાવ્યા ત્યારે ત્યા પણ ગયા છે, ને લોકોએ રાજીખુશીથી એમને જે જવાબદારીઓ સોંપી છે તે પણ એમણે લીધી છે. એઓ જાતે કોઈ પણ પદવી માટે ફાંફાં માર એવો એમનો સ્વભાવ નથી. એવા કરવી તે કોઇપણ

જાતની આશા વગર. કોઇપણ જાતનો બદલો મળે એવી ઇચ્છા વગર સેવા કરવી એ જ એમની નેમ છે. ને એ જાતની સેવા જ એમણે આખી જીંદગી કરી છે. સાચી સેવાનો બદલો ખુદા આપે છે જ. તેનો જીવતો જાગતો દાખલો જોઇતો હોય તો સર શાપુરજી છ. એમને ખુદાએ પૈસો આપ્યો, નામના આપી, બાળબચ્ચાંનું પૂરું સુખ આપ્યું, પત્નીસુખ આપ્યું, માણસ જેને જેને સુખ માને તે બધું જ એમને મળ્યું છે. આ પરથી એમની જીંદગી ઉછરતી વયના જુવાનીઆઓ માટે દાખલા રૂપે છે, અને તે એ કે, સેવા કરવી ને, એના બદલાની ઇચ્છા રાખવી નહિ. તમારી સેવા સાચી હશે, તમારી નેકદીલી હશે તો ભગવાન તમને યોગ્ય બદલો આપશે.

આ તો સર શાપુરજીની બીન ધંધાદારી જીંદગીની વાત થઈ. પણ ધંધાદારી જીંદગીમાં આટલી આટલી સેવાના કામમાં એઓ ગુંથાયલા હોવા છતાં એમણે જે નામના મેળવી છે તે કોઇક જ મેળવી હશે. એમનું ધંધાને લગતું જ્ઞાન વિલાયતના ઓડીટરો પણ તારીફ કરે એવું છે. એથી જ એઓ જ્યારે વિલાયત ગયેલા, ત્યારે ત્યાંના ઓડીટરોએ એમને માનપત્ર આપેલું, ને તેમાં એમની સેવાની તારીફ કરેલી. એઓ દેશી રીતના હિસાબોમાં ને અંગ્રેજી રીત પ્રમાણે લખાયલા હિસાબોમાં, બન્નેમાં સરખા જ કાબેલ છે. ને એ ધંધામાં એમને જે મોટામાં મોટું માન મળી શકે તે એમણે જરા પણ પ્રયત્ન વગર, જરા પણ કોઇને કહ્યા વગર મેળવ્યુ છે. એમની ધંધાની કાબેલીયતની સરકારે પણ યોગ્ય કદર કરી છે, ને એમને,

અનેક અટપટા કેસો સોધ્યા, ને, સરનો ઇલ્કાબ બક્ષ્યો છે.

ઑડીટીંગનું જ્ઞાન લેવા ઇચ્છનાર વિદ્યાર્થીઓ માટે જે જાતજાતની અગવડો હતી, પરીક્ષાઓમાં કંઈ ધોરણ કે નિયમ નહોતાં, ફીમાં જે નફાખોરી હતી, તે બધું એમણે જાતે મહેનત કરીને દૂર કરાવ્યુ ને, ઑડીટીંગના શિક્ષણ માટે વર્ગો કાઢી વિદ્યાર્થીઓને રીતસરનુ શિક્ષણ આપવાની સગવડ કરી આપી. એઓ વિદ્યાર્થીઓને દરેક જાતની મદદ કરતા, અને ગરીબને પૂરી સગવડ કરી આપતા. આ કારણે ઑડીટરનું શીખતા મુંબઇના વિદ્યાર્થીઓએ સભા ભરી એમને માનપત્ર આપી એમની સેવાઓની કદર કરી હતી.

આમ ખુદાની એમના ઉપર બધી રીતે મહેરબાની છે, છતા આ ખુદાનો બદો એથી જરા પણ અભિમાની બન્યો નથી આટઆટલી ઊંચી પાયરીએ પહોચવા છતા એમણે પોતાની નમ્રતા ગુમાવી નથી. એમની સાનસાઈ, મળતાવડાપણુ, દરેક મનુષ્યો જોડે પોતાનો સગો ભાઈ હોય એ જાતનો વર્તાવ આપણા બીજા દાનવીરો ને સેવાભાવી મહાપુરુષોથી એમને જુદા પાડે છે એમને જાહેરાતનો ખૂબ જ અણગમો છે અને એ એમનો મોટામા મોટો ગુણ છે. એઓ તો સેવા ખાતર સેવામા માનનારા છે જે સેવા કીર્તિના લોભથી કરી હોય, કે જેની પાછળ નામના મળે એવી આશા હોય તેને શાપુરજી સાચી સેવા ગણતા નથી. એને એઓ સ્વાર્થ કહે છે, પરમાર્થ નહિ. ખુશામતથી તો એઓ સો ગાઉ દૂર ભાગે છે પોતાના વખાણ એઓ તો કદી ન જ કરે, પણ એમની

આગળ કોઈ એમનાં વખાણ કરે તો એ માણસ એમને કડવો ઝેર જેવો લાગે. આમ હોવાથી એઓ પોતાની જીંદગીને બહુ મામુલી ગણે છે. પોતાને આમ જનતાથી જૂદા માનતા ન હોવાથી અંગત નોંધો એઓ રાખતા નથી. એમની પાસે નથી એવી ડાયરી કે નથી કશી નોંધ. આથી એમનું જીવન ચરિત્ર લખવું હોય તેને માટે તો અનેક મુશ્કેલીઓ આવીને ઉભી રહે. એમની પાસે તો કશું મળે નહિ. એમને તો એમનું જીવનચરિત્ર લખવું છે એમ કહીએ તો માઠું લાગે એથી એમની પાસેથી કોઈપણ જાતની સાધનો વિગેરેની મદદની આશા રાખી ન શકાય. તેથી જ્યાંથી સામગ્રી મેળવવાની આશા રખાય ત્યાંથી તો કશું મળવાનું જ નહિ એટલે શરૂઆત થાય શી રીતે? એમને તો જીવન ચરિત્રનું નામ જ ભડકાવે. આમ છતાં સર શાપુરજી મારા અંગત મિત્ર હોવાથી ને એમના આવા ઉંચા ગુણો, એમણે આપ બળે મેળવેલું આવું મોટું સમાજમાં સ્થાન, એમણે કરેલી સેવા, એમની સાદાઈ, એમની ઉદારતા, એમની ગરીબો માટેની હમદર્દી, એમની પરોપકારવૃત્તિ એ બધા ગુણો પારસી ને બીન પારસીઓને દાખલા રૂપ થઈ પડે એવા છે. એમની જીંદગી આપણી ઉછરતી ઓલાદ માટે એક નમૂન આદર્શ પુરો પાડે છે એમ મને લાગ્યું ને એમાં આટઆટલી મુશ્કેલીઓ છતા મેં સાહસ ખેડયું. આમાં સર શાપુરજીના સહકારની વાત તો બાજુએ રહી પણ આ મારું કામ પૂરૂં ન થાય ત્યાં સુધી એની ગંધ પણ એમને ન જાય તેની પૂરતી તકેદારી મેં રાખેલી. 'ટાઈમ્સ ઓફ ઇંડિયાની' જુની ફાઈલો, 'જામે જમશેદ'ની ફાઈલો, પારસી પંચાયતના વાર્ષિક અહેવાલો, સર શાપુરજીએ લખેલા

છૂટા છવાયા લેખો, એમણે પત્રકારોને આપેલી મુલાકાતો, એક બે સમિતિનો અહેવાલ, સર શાપુરજીનાં અગત્યનાં ભાષણો ને ૧૫ વર્ષોથી સર શાપુરજીએ પારસી પંચાયતના ટ્રસ્ટી અને પ્રમુખ તરીકે પ્રસંગોપાત પોતાના રજુ કરેલા વિચારો, એમને અપાયેલાં માનપત્રોમાં એમને વિષે કરાયલા ઉલ્લેખો, ને તેના સર શાપુરજીએ આપેલા જવાબો, એ બધા પરથી, આ જીવન ચરિત્રનું ખોખું તૈયાર કરવામાં આવ્યું છે, એટલું જ નહિ પણ એ બધા વાચનમાંથી એમનાં વિચાર રત્નો જે છૂટાંછવાયાં વેરાયલાં હતાં, તેને ભેગાં કરી બરાબર ગોઠવી, એમના વિચાર રત્નોનું એક ખાસ પ્રકરણ યોજ્યું છે.

આ રીતે જીવન ચરિત્ર તૈયાર કરવામાં અનેક ત્રૂટીઓ રહી ગઈ છે. કેટલીયે રીતે એ અધૂરૂં હશે, પણ સર શાપુરજીના સહકાર વગર એ અધૂરપ અને ત્રૂટીઓ પૂરી થાય એમ નથી. ભવિષ્યમાં એમનો સહકાર મેળવીને અંગ્રેજીમાં એમનું મોટું વિસ્તૃત અને માહિતીપૂર્ણ જીવન ચરિત્ર લખવાની ખ્વાહેશ છે. પણ એ મારી મુરાદ બર આવે ત્યાં સુધી એમના જીવનથી પારસી કોમ અણજાણ રહે એ યોગ્ય નથી એમ માનીને મારા જરસ્થોતી ભાઈઓની આગળ એ કોમના મહાપુરૂષનું જીવન ચરિત્ર રજુ કરૂં છું એમાં જે ભૂલો કે ત્રૂટીઓ જણાય તે માટે એ કોમ મને દરગુજર કરશે ને સર શાપુરજીના જીવનમાંથી દાખલો લઇ, એમની જીંદગી નજર આગળ રાખી એમના જેવા થવા પ્રયત્ન કરશે તો મારૂં આ લખ્યુ સાર્થક થયેલું માનીશ.

૩૧મી જુલાઈ ૧૯૪૮ }
હાઈ કાર્ટ, મુંબઈ } અમૃતલાલ નારણજી જોશી

# અનુક્રમણિકા







## લેખકનાં અન્ય પુસ્તકો

વીર શાહુ
બોટાદકરને પુષ્પાંજલિ
સર હોરમસજી કાવસજી દીનશા
ઐતિહાસિક કથામંજરી
ઇંગ્લેંડનો ઇતિહાસ અને રાજ્યબંધારણ
મહાવીર પ્રભુ
ગુજરાતનો ઇતિહાસ : સાંસ્કૃતિક સીમાચિહ્નો
જમનાબ્હેન સક્કઈ
આપણું નાટ્યસાહિત્ય અને રંગભૂમિ
સ્વરાજ્યમાં સ્ત્રીઓનું સ્થાન
નારણજીભાઈ
રાષ્ટ્રવલ્લભ સરદાર વલ્લભભાઈ
હિંદમાં પારસીઓ
*Life and Times*
**of**
**Sir Hormusji C. Dinshaw**
**Dr. Sir Chimanlal H. Setalvad**

બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર—મુંબઈ નં. ૭

## પ્રકરણ ૧ લું

## સર શાપુરજીના જન્મ સમયનું હિન્દ

હિન્દના ઇતિહાસમાં ૧૩૦૦ વર્ષો પહેલાં જ્યારે પારસીઓએ હિન્દની પવિત્ર ભૂમિ પર પગ મૂક્યો તે દિવસ ઘણો જ યાદગાર રહેશે. આ દેશની ભૂમિ તો ઘણા વખતથી પરદેશીઓને પોતાનામાં સમાવે છે. ને, એકવાર આવેલો પરદેશી અહિંની ભૂમિથી એટલો બધો ખૂશ થઈ જાય છે, કે અહિંનો પૂરેપૂરો વતની બની જાય છે, ને, હિન્દને જ પોતાનું માદરેવતન માને છે ઉત્તર હિંદુસ્તાને આર્યોનું સ્વાગત કર્યું. શક, હૂણ, ગ્રીક એ બધા પણ જમીનમાર્ગે જ આપણા દેશમાં આવીને હંમેશને માટે અહિં વસ્યા. પણ એ બધા પરદેશીઓમા ને જરથોસ્તીઓમાં મોટામાં મોટો ફરક એ છે કે, પારસીઓ દરીઆઈ રસ્તે વહાણોમાં આવ્યા. બીજા બધા ય પરદેશીઓ ઉત્તર હિન્દમાં આવ્યા જ્યારે પારસીઓ ગુજરાતના બંદરે આવીને ઉતર્યા. ગુજરાતમાં આવ્યા, ને, ગુજરાતને એમણે પોતાનું માન્યુ. ગુજરાતમાં એમને બધી સગવડો મળી. બધી બાતની છૂટ મળી. ગુજરાતના વતનીઓમા ને આ પરદેશથી આવેલી પ્રજામાં કશો ય ભેદભાવ ગુજરાતના રાજ્યકર્તાઓએ રાખ્યો નહિ.

ને એના બદલામાં પારસીઓ પણ ગુજરાતની ભૂમિને, ગુજરાતની પ્રજાને વફાદાર રહ્યા એટલું જ નહિ પણ ગુજરાતને ખીલવવામાં, ગુજરાતને એકેએક રીતે આબાદ બનાવવામાં એમણે ઘણો મોટો ફાળો આપ્યો. ગુજરાતમાં આજે જે આબાદી, જાહોજલાલી ને દાનેશમંદી જણાય છે તે મોટે ભાગે પારસીઓને લીધે છે. ગુજરાતમાં આવી એઓ ગુજરાતના થઈ રહ્યા. ગુજરાતને એમણે હથિયારોથી નહિ, પણ પ્રેમથી જીતી લીધો. ગુજરાતમાં એ લોકો પૂરેપૂરા ભળી ગયા, એટલું જ નહિ પણ ગુજરાતના જ જીવનથી એ કોમને સંતોષ થયો નહિ. એમની નેમ ઊંચી હતી. ને તેથી એમણે આખા દેશની આબાદીમાં પણ ફાળો આપ્યો છે. એ કોમ કોઈ પણ જાતિનો કે ધર્મનો ભેદભાવ રાખ્યા વિના સેવા કરવાનું જ શીખી છે સુરતના અરદેશર કોટવાલનું નામ સુરતની આગ ને રેલ વખતે એણે પોતાના જીવને જોખમે શહેરની કરેલી સેવા તો જાણીતી છે. એ કોમે બધી કોમ જોડે હળીમળીને ભાઈચારો રાખીને પોતાને માટે માન ને પ્રેમ ઉત્પન્ન કર્યાં.

અંગ્રેજો હિન્દમાં આવ્યા, ત્યારે પણ પારસીઓએ રાજ્ય કરતી કોમ તરફ પોતાની વફાદારી બતાવી. પારસી કોમ સ્વભાવે જ શાંતિને ચાહનારી હતી, એટલે એ ક્યારે પણ અશાંતિ, ઝઘડા વગેરેથી દૂર ભાગતી. વળી, પારસીકોમ એટલી માની કે, એને ફરજીઆત રાજ્ય કરતી પ્રજાની તરફ વફાદારી રાખવી પડે, નહિ તો એ કોમ જોતજોતામાં નાબૂદ

થઈ જાય. અંગ્રેજો જોડે દોસ્તીનો સંબંધ રાખી, પોતાના દેશને એ સંબંધથી આબાદ કરવાનો રસ્તો એમણે લીધો. એ કોમમાં દેશપ્રેમનો, સાહસનો, સહન કરવાની શક્તિનો જે ગુણ છે, તે, હિન્દની થોડી કોમોમાં હશે. અસલથી જ પારસી કોમ સાહસિક તો ઘણી જ. નવાં નવાં સાહસો, વેપારો, વગેરેમાં પારસીઓ આગળ પડતા જ હોય. ઓગણીસમી સદીના છેલ્લા ત્રણ દશકામાં, પારસી કોમે બીજી બધી કોમ કરતાં ઘણી પ્રગતિ કરી હતી. ૧૮૫૭ના બળવાની નિશાનીઓ હજી બધે પથરાયલી હતી, હિન્દુઓ ને મુસ્લિમો અંગ્રેજથી દૂર રહેતા હતા, ત્યારે પારસી કોમે એમની મદદ ને વફાદારીથી, નવા નવા ઉદ્યોગો શરૂ કર્યા, ને મિલઉદ્યોગની શરૂઆત મુંબાઈમાં એમણે કરી. વળી, ચીન, યુરોપ, વગેરે દૂર દૂરના દેશો જોડે, વેપાર શરૂ કર્યો. કારણ હિન્દુ કોમ તો હજી દરિયો ઓળંગાય નહિ એવી માન્યતાને વળગી રહી, ને, દેશમાં જ બેસી રહી હતી. મિલઉદ્યોગની સાથે, શેઠ જમશેદજી તાતા જેવાએ મહાન લોખંડનું કારખાનું બિહારમાં કાઢયું, ને, એ રીતે આપણા ખનીજોનો ઉપયોગ કર્યો. આ સિવાય, તે વખતે આપણે ત્યાં જાહેરજીવન જેવું તો કશું હતું જ નહિ. લોકો પોતાની નાની નાની વાતોમાં મશગુલ રહેતા પણ પારસીઓએ અંગ્રેજી શિક્ષણ પહેલવહેલાં લીધું. એમણે વિલાયતના જાહેરજીવન વિષે વાંચ્યુ. ને એ જાતના જાહેરજીવન માટે પારસી કોમે પ્રયત્ન કરવા માંડયા. ને ધીમે ધીમે જાહેરજીવનની તાલીમ યુનિવરસિટીની સ્થાપના

થતાં, ધારાસભાની શરૂઆત થતાં, આપણા લોકોને મળવા માંડી. ને, જાહેરજીવનમાં પારસીઓ જ મોખરે આવ્યા. પારસી કોમ અંગ્રેજને વફાદાર હોવા છતાં, આપણે ત્યાં રાષ્ટ્રીય પ્રેમ પ્રસરતાં ૧૮૮૫ માં કૉંગ્રેસની સ્થાપના થઈ. ને, તેમણે દેશની આબાદી માટે, દેશમાં અંગ્રેજી રાજ્ય તરફથી દેશના લોકોને દેશના રાજવહીવટમાં વધારે હક મળે તે માટે માગણીઓ થવા માંડી. ને, એમાં સર ફીરોજશાહ મહેતા, દાદાભાઈ નવરોજજી, વગેરે પારસીઓ જ મોખરે હતા. દાદાભાઈએ જ આપણને પહેલો સ્વરાજ્યનો મંત્ર આપ્યો ને આપણા દેશ પર આપણું રાજ્ય હોવું જોઈએ તેનું આપણને ભાન કરાવ્યું. એક રીતે કહીએ તો, દાદાભાઈ ને ફીરોજશાહે આપણામાં દેશપ્રેમની લાગણી આણી, ને, આપણા હકની માગણી કરતા આપણને કર્યા. આપણે સૂતા હતા તેમાંથી જગાડયા. કૉંગ્રેસમાં ત્રીજા પણ એક જાણીતા મહાપુરૂષે જબરો ફાળો આપ્યો છે, ને, તે, સર દીનશા વાચ્છા. આમ આપણા દેશની મહાન રાષ્ટ્રીય સંસ્થા પારસીઓની મદદથી જ આબાદ બની.

પારસી કોમની ઓગણીસમી સદીના છેલ્લા ત્રણ દશકામાં વધારેમાં વધારે આબાદીને જાહોજલાલી હતી. એ સમયમાં નવા નવા સુધારાઓ દાખલ થયા. તે સમયમાં જ હિંદમાં નવા નવા વિચારોને, આખા દેશના બનાવોને, લોકો આગળ રજૂ કરી શકાય, તે માટે આપણે ત્યાં વર્તમાનપત્રો શરૂ

થયાં. કલકત્તા, મુંબઈ, પૂના વગેરે શહેરોમાં અંગ્રેજી ને દેશી ભાષામાં, છાપાંઓમાં પણ, પારસીઓ મોખરે હતા. અંગ્રેજીમાં 'બોમ્બે ક્રોનીકલ' સર ફીરોજશાહ મહેતાએ શરૂ કર્યું. મલબારીએ 'ઇન્ડીયન સ્પેક્ટેટર' નામનું અઠવાડીક ચલાવ્યું; 'જામે જમશેદ' અને 'મુંબઈ સમાચાર' જેવાં દૈનિકો પણ પારસીઓએ જ શરૂ કર્યાં ને એ રીતે, ગુજરાતના પત્રકારત્વમાં પારસીઓએ સારો ફાળો આપ્યો ને જાહેરજીવન ઘડવા માંડ્યું.

જાહેરજીવનની સાથે, ગુજરાતમાં કે મુંબઈમાં કેળવણી પણ પારસીઓને હાથે જ ઘડાઈ છે. કેળવણીમાં ખાસ કરીને, અંગ્રેજી કેળવણીમા પારસીઓ જ મોખરે હતા. નર્મદ એની આત્મકથામાં એના અંગ્રેજી શાળામાં શિક્ષકો પારસી હતા તે નોંધે છે. અંગ્રેજી કેળવણીનો ફેલાવો કરનાર, તેને માટે ગુજરાતીમાં જોઈતાં પુસ્તકો તૈયાર કરનાર પારસીઓ જ હતા. અંગ્રેજી શિક્ષણ લેવાથી આપણા દેશમાં નવા વિચારો આવ્યા, આપણે નવું નવું સમજતા થયા. મુંબઈમાં યુનિવરસિટી સ્થપાઈ. ને, નવી કેળવણીનો વા બધે જ વાવા લાગ્યો. નવી કેળવણી માટે સરકારે નીમેલી 'નેટિવ બોર્ડ ઓફ એજ્યુકેશન' માં સર જમશેદજી જીજીભાઈ મુખ્ય સભ્ય હતા. આ સિવાય તે સમયે નવું જ એલ્ફિન્સ્ટન ઈન્સ્ટીટ્યુટ ઉઘડેલું તેમાં યુરોપની કળા અને સાહિત્ય વિષે જ્ઞાન લેનાર દાદાભાઈ નવરોજજી, નવરોજજી ફરદુનજી, અરદેસર ફરામજી મુસ, નાનાભાઈ રૂસ્તમજી રાણીના, વગેરે જાણીતા

પારસીભાઈએ હતા. નવાં પુસ્તકોમાં પણ, નસરવાનજી ચાંદાભાઈએ 'યંત્રકળા' પર પુસ્તક લખ્યું હતું. વળી, મુંબઈમાં પહેલવહેલા છાપખાનું કાઢનાર ફરદુનજી મરઝબાન, બહેરામજી મલબારી, મંચેરજી કાવસજી શાપુરજી, જમશેદજી નસરવાનજી પીટીટ વગેરેએ આપણી કેળવણીમાં ને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવામાં ઘણો મોટો ને યાદગાર ફાળો આપ્યો છે. આજે ગુજરાતમાં જે સંસ્કાર છે, કેળવણી છે, તે એમને લીધે છે. કારણ કે અંગ્રેજી કેળવણીના ફાયદા આપણને એ બિરાદરોએ બતાવ્યા. એટલું જ નહિ પણ પારસીકોમ ઘણી કદરદાન ને ઉદાર પણ હતી. એઓ પારસી બિનપારસી ગમે તે ઠેકાણે કલા જુએ, કે તરત જરા ય મોટાઈની કે નામનાની દરકાર રાખ્યા વિના મદદ કરતા. ગુજરાતના જાણીતા કવિ નર્મદાશંકરની આવક જ્યારે ફકત ચાર આના જેટલી થઈ ગયેલી, ત્યારે એક પારસીભાઈએ પોતાનું નામ જાહેર ન થાય એ શરતે, નર્મદાશંકરને પૈસાની મોટી મદદ કરી ગરીબીમાંથી બચાવી લીધા હતા. એ બતાવે છે કે પારસી કેટલા કદરદાન હતા, ને જાહેરાતની ઇચ્છા વિનાના નેક આદમી હતા. તેવી જ રીતે કવિ દલપતરામને પણ એક પારસી બેરોનેટે મદદ આપેલી. એ પરથી પરકોમના સાચા સાહિત્યસેવકોને પારસીઓ તરફથી કેવી મદદ મળતી, એમની કેવી તારીફ થતી તેના આ યાદગાર દાખલાઓ છે.

ને સાહિત્ય માટે નહિ પણ બધી જ રીતે પારસી કોમે

ગુજરાતને પૈસા કેમ કમાવા, ને એ પૈસાનો મખાવત કરીને સારામાં સારો ઉપયોગ શી રીતે કરવો તે શીખવ્યુ છે. પારસીઓ ફક્ત પોતાની કોમમાં નહિ પણ બધી કોમમાં, બધી રીતે સખાવત કરે છે, ને કરી છે. વેપારમાં એમણે ઘણો પૈસો પોતાના સાહસને લીધે, વેપારી આવડતને લીધે, દરેક જણુ સાથે ભળી જવાની ખાસિયતને લીધે મેળવ્યો. ને, એ પૈસો લોકોની આબાદી માટે ખરચ્યો. ઉદારતા તે એ કોમની જ જાણે ખાસિયત છે.

એ સિવાય, ગુજરાતને હસતાં પારસીઓએ શીખવ્યુ. એ કોમ જીદગીની એકેએક પળમાથી આનન્દ લૂટવામાં માને છે. નાકનુ ટેરવુ ચઢાવવુ, જરા જરામા ગંભીર બની જવું, એમના સ્વભાવમા જ નથી. પારસી એટલે હસમુખો, આનંદી, મશ્કરો, પોતાની પણ મજાક ઊડાવે એવો ખેલદીલ આદમી. ગુજરાતમાં હાસ્યરસનું સાહિત્ય પારસીઓએ જ શરૂ કર્યું. કેખશરૂ કાબરાજી, અરદેશર પટેલ, ખરશેદજી ફરામરોઝ, 'મુદ્રા ને કુલીન' ને 'રત્નલક્ષ્મી' વગેરે લખનાર તાલીયારખાન, જહાંગીર બેરામજી મર્ઝબાન, વગેરેએ ગુજરાતને હસતુ કર્યું ને હાસ્યરસનુ સાહિત્ય આપી, ગુજરાતી જીવનને આનંદમય બનાવ્યુ. ગુજરાતના જીવનમાં જે આનંદ, ઉલ્લાસ અને આશાવાદ જણાય છે, જે મોજીલાપણું અને મહેલાણીપણું જણાય છે તે પારસીઓને લીધે છે.

પારસી કોમ જેવી હસમુખી છે તેવી જ સાહસિક છે. અને

એ કોમ સાહસિક હોવાથી, નવા નવા અખતરાઓ કરવાનો એમને શોખ હોવાથી, પ્રવાસ એઓ ઘણો કરતા. જ્યારે સુએઝની નહેર ખુલી, ને હિન્દુસ્તાન ને, યુરોપ વચ્ચેનો દરિયા માર્ગ ખુલ્યો, ત્યારે એનો પહેલો લાભ ઉઠાવનાર પારસીઓ જ હતા, ને એમણે યુરોપ જોડે વેપાર શરૂ કર્યો, તો, બીજી બાજુ, ચીન ને જાપાન, જોડે પણ એમણે વેપાર શરૂ કર્યો. હિન્દુસ્તાનમાં પણ એઓ બધે ફરી વળ્યા ને, આગગાડી, મોટરો, એ બધા વાહનોનો ઉપયોગ એમણે સારી પેઠે કર્યો. આજે પારસી વિનાનું હિન્દુસ્તાનનું એક પણ અગત્યનું શહેર નહિ જડે. તે બતાવે છે કે એ કોમ કેટલી ફેલાઈ છે. શરૂઆતના વરસોમાં પારસી કોમ મુસાફરીની શોખીન હોવાથી મુસાફરીનાં પુસ્તકો પણ આપણને પારસીઓ તરફથી મળેલાં છે. સુસનું ' હિન્દમાં મુસાફરી ' ને બીજા એક પારસી ગૃહસ્થની ' દક્ષિણ હિન્દની મુસાફરી ' એ જાણીતા પારસીઓએ લખેલા પ્રવાસ ગ્રન્થો છે. આ રીતે પ્રવાસનો શોખ પણ ગુજરાતને પારસીઓએ લગાડયો બહેરામજી મલબારીએ પ્રવાસ વિષે કવિતા લખેલી ને તેમાં પ્રવાસથી થતા ફાયદા ગણાવેલા. તે બતાવે છે, કે, પારસીઓએ આપણને આપણા દેશની સુંદરતા બતાવી.

આ પરથી જણાશે કે પારસી કોમે ગુજરાતને સંસ્કારી બનાવવામાં ખૂબ મદદ કરી છે. મધ્યકાળમાં જેમ જૈનોએ ગુજરાતને સંસ્કારી બનાવ્યું, તો ઓગણીસમી સદીમાં ને ખાસ કરીને એ સદીના છેલ્લા પાંચ દશકામાં પારસીઓની અસરથી

ગુજરાતની ને મુંબઈની જાણે શકલ બદલાઈ ગઈ. મુંબઈ પણ જે આટઆટલું સુંદર લાગે છે, તેમાં પારસીઓનો જ હાથ છે. પારસી કોમ ન હોત તો મુંબઈમાં આજે જે. જે. હોસ્પિટલ જેવી અદ્યતન અને સાર્વજનિક હોસ્પિટલ ન હોત, જે. જે. સ્કુલ ઓફ આર્ટ જેવું કલા શીખવાનું ધામ ન હોત, સમાજસેવા શીખવાના વર્ગો ( ટાટા સ્કૂલ ઓફ સોસીયોલોજી ) ન હોત, મુંબઈ શહેરમાં વિજળીની રોશની ન હોત, પીટીટ લાયબ્રેરિ જેવી લાયબ્રેરિઓ ન હોત, તાજમહાલ જેવી ભવ્ય સર્વાંગસુંદર અને સગવડભરી હોટેલ ન હોત, ને એ રીતે મુંબઈની આજની રોનક અને જાહોજલાલી ન હોત. પારસી-કોમ સંખ્યામાં નાની હોવા છતાં એણે આજે હિન્દભરમાં તો શું પણ જગતના ખુણે ખુણામાં નામના મેળવી છે. સાહસિકતા, સખાવતપ્રિયતા, ધર્મસહિષ્ણુતા, અને અનુકરણપ્રિયતા વગેરે ગુણોથી પારસીઓ જ્યાં જાય ત્યાં માન પામે છે, અને આ વિશિષ્ટ ગુણોને લઈ ને હિંદભરમાં એ કોમ આજે ૧૩૦૦ વર્ષો થયાં શાંતિથી તથા સહિસલામત રીતે રહી શકી છે. આજે કોઈ પણ સરકાર પારસીઓના હકો પર તરાપ મારી શકે નહિ એટલી એ લોકોમાં શક્તિ છે, એટલું એમનું જોર છે ને એટલી એમની શાખ છે. પારસીઓથી ગુજરાત, મુંબઈ ને હિંદ આજે ઉજળું છે. સરકારી નોકરીમાં, હુન્નર ઉદ્યોગમાં, વેપારમાં, મુસાફરીમાં, જાહેરજીવનમાં, જ્યાં જુઓ ત્યાં પારસીઓ તમને જણાશે. એ કોમની તરફ બધાનો પ્રેમ છે, બધાને માન, મમતા ને સહાનુભૂતિ છે. કારણ કે એ કોમના

સભ્યો શાંતિપ્રિય, ઉદાર અને પ્રગતિવાંછુ છે. પારસીઓએ આપણને શીખવ્યુ કે સ્ત્રી ને પુરૂષના સરખા હક્કો છે ને સ્ત્રીને માન આપતાં આપણે શીખ્યા. પારસી કોમે જ પહેલા સ્ત્રીઓને ભણાવવી શરૂ કરી ને, જ્યારે હિન્દુઓ સ્ત્રીઓને ભણાવવી જોઈએ કે નહિ એ વિષે નિબધો લખતા હતા ને ચર્ચા કરતા હતા, ત્યારે પારસી સ્ત્રીઓ ભણેલી હતી એટલુ જ નહિં પણ તેઓ સારાં પુસ્તકો પણ લખતી. મીસ ભીખાઈજી પાલમકોટ, મીસ બાઈઆઈ પાલમકોટ, મીસ જરબાનુ કોઠાવાળા, એ પારસી-બેનોએ લખેલાં પુસ્તકો આજે પણ પારસી કોમ આનંદ ને ઉત્સાહથી વાંચે છે. પારસીઓ આમ બધી રીતે આગળ વધેલા હતા. ગુજરાતમા પહેલવહેલી જે નાટક મંડળીઓ થયેલી તે પણ પારસીઓએ જ શરૂ કરેલી. કુંવરજી નાઝર નામના પારસીભાઈએ પહેલવહેલી નાટકકંપની શરૂ કરેલી. ને, ગુજરાતને અભિનય કલાનું જ્ઞાન આપેલુ.

આવી ઉદાર, કલાપ્રેમી, સંસ્કારી, સાહસિક, નીડર, સખાવતી, મોજીલી ને મહત્વાકાંક્ષી ઐતિહાસિક કોમમાં સર શાપુરજી બીલીમોરીઆનો જન્મ ઇ. સ ૧૮૭૭મા મુબઈ મધ્યે થયો. હિન્દના રાજકારણમાં અગત્યનો ભાગ ભજવનાર હિન્દી રાષ્ટ્રીય કોન્ગ્રેસને જન્મવાને હજી આઠ વર્ષની વાર હતી. ૧૮૫૭ના બળવાની અસર ધીમે ધીમે શાંત પડી ગઈ હતી. નવા નવા સુધારાઓની આશા રાખીને લોકો બેઠા હતા. નવી કેળવણીની શરૂઆત થઈ ચૂકી હતી અને રેલગાડી, તાર, ટેલીફોન, વિજળી વગેરે ધીમે ધીમે આવતા જતાં હતાં. પ્રજાના

માનસિક વલણમા અદ્દભુત પરિવર્તન થતું જતું હતું. પાશ્ચાત્ય દેશોની મુસાફરીની શરૂઆત મોટા પ્રમાણમાં થતી હતી. હિન્દની પ્રજા વાહનોની સગવડથી એકમેકના નિકટ પરિચયમાં આવતી જતી હતી. અગ્રેજી ભાષા હિન્દની સામાન્ય ભાષા તરીકે સ્વીકારાવા માંડી હતી. બ્રિટિશ પ્રજા તથા રાજ્યવહીવટમાં હિન્દની પ્રજાને ધીમે ધીમે વિશ્વાસ બેસતો જતો હતો. સર્વત્ર શાંતિનું વાતાવરણ વર્તમાન હતું. અને આ બધાં બળો હિન્દને નવું જ સ્વરૂપ આપતાં હતા. યુનિવરસિટીની સ્થાપના થઈ હતી. હાઈકોર્ટની પણ સ્થાપના થઈ હતી. પણ દેશના રાજ્યતંત્રમાં દેશીઓને જવાબદાર હોદ્દાઓ તથા કશા રાજકીય હક્કો આપવામાં આવ્યા નહોતા મિલ ઉદ્યોગની હજી હમણાં જ શરૂઆત થઈ હતી. વેપારઉદ્યોગ હજી બાળક અવસ્થામાં હતા. આ બધા સંસ્કારોનો ઉમદા વારસો લઈને સર શાપુરજી જન્મ્યા.



## પ્રકરણ ૧ લું

## શાપુરજીનાં માતાપિતા, બાળપણ અને કેળવણી

પારસી કોમે તો વેપારમા ને રાજકારણમા, ઉદ્યોગમા ને કેળવણીમા, એમ સમાજની એકેએક ચળવળમા મહાન વીરો પેદા કર્યા છે એ મહાપુરુષોની હરોળમા આવી શકે એટલા મહાન શાપુરજી ભલે ન કહી શકાય તો પણ એઓ પોતાની રીતે મહાન છે ફક્ત સેવા એ એક જ મહાપુરૂષનુ જો આપણે લક્ષણ ગણીએ તો પારસી કોમની જેમણે મોટી મોટી સેવાઓ કરી છે તેમા પહેલી હરોળમા શાપુરજી જરૂર આવવાના જ વળી ગરીબ કુટુબમા જન્મીને પોતાની આપમહેનતથી આગળ આવનાર, ગમે તેવી લાલચો આવે, ગમે તેવી ખોટી રીતે મોટી મોટી કમાણી કરવાની તકો મળે તેને જતી કરનાર, પોતાનો નહિ પણ બીજાનો જ હરઘડી વિચાર કરી, ને બીજાનુ ભલુ કરવામા જ પોતાની બધી શક્તિ વાપરનારને જો આપણે મહાપુરૂષ ગણીએ તો સર શાપુરજી ખરેખર મહાન પુરૂષ છે કારણ માણસ મહાન ધન ભેગુ કરવાથી ને ખિતાબ મેળવવાથી જ નથી બનતો, પણ પ્રામાણિકતાથી ને સહન કરવાની શક્તિથી, બીજાએ પોતાનુ બૂરૂં કર્યું હોય તેની સાથે પણ ભલાઈની રીતે વર્તન કરવાથી બને છે શાપુરજીની કોમ માટેની કુરબાની,

ગરીબો માટે દીલસોજી, દયા, એ બધા ગુણો પારસી કોમ વર્ષો સુધી યાદ કરશે કારણ પારસી કોમ ગુણની કદર કરનાર છે, બેકદર નથી.

ગાપુરજીનો જન્મ મુબઈમા ૧૮૭૭મા થયેલો એમના પિતા બમનજી જમશેદજી બીલીમોરીઆ ૧૮૫૦ ના સપ્ટેમ્બરની ૧૩ તારીખે જન્મેલા એઓ અસલ ઘણા વર્ષ પહેલા બીલી મોરાથી મુબઈ આવેલા હશે, પણ ચોક્કસ ક્યા વરસમા આવેલા તે કહી શકાતુ નથી બમનજી શેઠ વાડીયાવાળી બોમ્બે ડાઇગ એન્ડ મેન્યુફેક્ચરીંગ મિલ્સના સેક્રેટરી હતા મિલની શરૂઆત થઈ ત્યાથી માડીને એમના મરણ સુધી, એમણે મિલમા સેક્રેટરી તરીકે ખતથી, વફાદારીથી નોકરી કરી ને, પોતાની સ્થિતિમા સતોષ માની, પોતાને મહેનતનો રોટલો મળે તે માટે ખુદાની બદગી કરી, પોતાની કુટુબ તરફની ફરજ અદા કરી, પોતાનુ સારૂ નામ, આબરૂ ને ઉમદા ગુણોનો વારસો એમના છોકરાઓ માટે મૂકી ગયા બમનજી ઘણા કડક નિયમ પાળવામા માનતા એઓ માનતા કે " માબાપને નમે તે પેટ ભરીને જમે " એઓ દરરોજ પોતાના બચ્ચાઓ આગળ આપણા દેશના મોટા મોટા પુરૂષોની વાત કરતા, ને એમની જીદગીના સારા ગુણો પર ભાર મૂકતા વિવેકી થવા, મોટાનુ કહેલુ કરવા, વફાદાર રહેવા, મોટાને માન આપવા, ખુદાની બદગી કરી એમની દુવા માગવા, હમેશા સારા કામ કરીને પાક પરવરદિગારને રાજી રાખવા એઓ પોતાના ફરજંદોને એમના દીલમા બરાબર રીતે ઉતરે તે પ્રમાણે કહેતા ને એથી

એમનાં બધાં ફરજંદોમાં એ ગુણો એમની શીખામણથી બરાબર ઉતર્યા. શાપુરજી ને એમના બન્ને ભાઈઓ સૂતી વખતે કે બહાર જાય ત્યારે પિતાને પગે લાગીને જતા. બધાં છોકરાંઓમાં પોતાને જોઈતા હતા તે ગુણો ઉતરેલા જોઈને બમનજી ઘણા ખૂશી થતા. પિતાની આવી સારી કેળવણીને લીધે એ ત્રણે ભાઈઓ જીવનમાં આગળ આવ્યા, નામના મેળવી શકયા અને પોતાના પિતાની પ્રતિષ્ઠા વધારવામાં સહાય્યરૂપ થઈ પડ્યા. શાપુરજી એકાઉન્ટન્ટ અને ઑડિટર થયા, સૌથી નાના રૂસ્તમજી ડૉકટર થયા અને સેવાભાવી જીવનની જ્વલંત ભાવના રજુ કરી અને વચલા હોરમસજી મિલના મેનેજર બન્યા. ત્રણે ભાઈઓ અને એક બ્હેન-ખોરશેદ-બાનુ-જેમનાં લગ્ન મી. દામકેવાલા સાથે થયાં છે, એઓ આજે માને છે કે એમના પિતાની ભલી દુવા એ જ એમને મન મોટામાં મોટુ ધન છે, એજ એમનો સાચો વારસો છે. સારા વિચારો રાખતાં, સારા શબ્દો બોલતાં ને સારાં કામો કરતા બમનજી એમનાં બચ્ચાઓને શીખવી ગયા છે. બમનજીએ એવી આદર્શ અને સંગીન કેળવણી આપેલી ને એવા સારા સંસ્કારો આપેલા કે એમના દીકરાઓ કોઈ દિવસ આપસઆપસમાં લડયા-ઝઘડયા નથી પણ નાની મોટી બાબતમાં સલાહસંપથી અને સલુકાઇથી વર્ત્યા છે. દરેક જણને એકબીજા પર ખૂબ પ્યાર છે ને લાગણી છે. દરેક જણ પોતાની કોમ માટે તથા કુટુંબ માટે જાન આપવા તૈયાર થાય છે. એઓને કોમને માટે ઊંડી લાગણી છે ને પોતાની કોમને ઊંચી લાવવા, ને બધી રીતે મદદ કરવા

એઓ દરવખતે તૈયાર જ હોય છે. આજે શાપુરજીમાં જે નમ્રતા, કોમ માટે જાનફેશાની, ફિલસોફી, સેવાવૃત્તિ, પ્રામાણિકતા અને સાદાઈ નજરે પડે છે તે બધાંનો યશ બમનજીને જાય છે. અને શાપુરજીએ પિતાના ગુણોને અણીશુદ્ધ જીવનમાં ઉતાર્યા છે એટલુ જ નહિ પણ તેમાં સમય અને સંજોગ અનુસાર વધારો કર્યો છે.

શાપુરજીનાં માતા દીનબાઈ મમતાવાળા ને પ્રેમાળ બાઈ હતાં. એમનો સ્વભાવ બહુ મીઠો હતો પણ બચ્ચાઓની બદકિસ્મતીને લીધે, બચ્ચાંઓને નાનાં મૂકીને ગુજરી ગયેલાં ને ત્યાર પછી એમને મોટાં કરવાનો, એમને સારી રીતભાત શીખવવાનો, એમની જીંદગી ઘડવાનો ભાર બમનજીએ ઉપાડી લીધો ને તે ફરજ એમણે એટલી સરસ રીતે બજાવી કે બચ્ચાઓને માની ખોટ જણાવા દીધી નથી. દીનબાઈ ગુજરી ગયાં ત્યારે શાપુરજીની ઉંમર માંડ સાત વર્ષની હશે એટલે એમને એમનાં વ્હાલસોઈ માતુશ્રીનાં મીઠાંમધુરાં સંસ્મરણો નથી. છતાં પણ એક વાત ઉપર એઓ હમેશાં ભાર મૂકે છે અને તે એ કે એમના હેતાળ પિતાએ માની બધી ફરજો અદા કરી હતી, માની ગરજ સારી હતી અને માની જગ્યા રાખી હતી. આમ મા ને બાપની એમ બમણી ફરજ બમનજીએ બજાવી. બમનજીને સાથે આવી મોટી જવાબદારી આવી પડેલી હોવા છતાં છેક છેવટસુધી એમના ખુશમિજાજી સ્વભાવમાં, જરા પણ ફેર પડ્યો નહોતો. હમેશાં હસમુખા જ હોય. વળી, નમનતાઈ પણ એમનામા ઘણી. બધા

જોડે એઓ માયાળુપણે વર્તતા વળી, એઓ પરગજુ પણ ઘણા નાનપણથી જ પોતે કમાવુ એ એમનો મુદ્રાલેખ ને ખાઈ પીને લહેર કરવાનો એમને વિચાર જ નહીં આવેલો પણ પોતે જે કઈ મેળવે તેમાથી પોતાના ગજા પ્રમાણે સખાવત આપવી, કોઈ ગરીબને મદદ કરવી એ એમનો નિયમ હતો એટલે પોતાની સાધારણ સ્થિતિમા પણ ગરીબને એઓ કોઈપણ દિવસ ભૂલ્યા નથી એમની પાસે દાન કરવાની કઈ મોટી રકમો નહીં પણ પોતાને જે કઈ પાનપાવલુ મળે તે આપીને એઓ દુખીને મદદગાર થઈ પડતા વળી, એઓ કોઈનુ અપમાન ન કરે એમને પોતાનુ સ્વમાન વહાલુ હતુ, એટલે બીજાના સ્વમાનની પણ એઓ કાળજી રાખતા એથી ગમે તેવો આદમી પોતાની સામે હોય પણ તેનુ એઓ અપમાન ન કરે, ઊંચે સાદે બોલે નહીં, કોઇને હડેધૂત કરે નહીં, કોઇને કાઢી ન મૂકે. ને બધાને થોડુ આપીને અથવા તો બીજી રીતે એનુ દુખ પોતાનાથી બને તેટલુ દૂર કરીને એને સતોષ આપે બમનજીનો સ્વભાવ જરા ય એકલપેટો નહીં એઓ કદિ એકલા તો જમે જ નહીં બે ચાર મિત્રો સાથે ન હોય, તો એમને ચેન જ ન પડે એમને ત્યા હરહમેશ મહેમાન હોય ને એ મહેમાનોની એઓ સરભરા એવી કરે કે એમની મહેમાન ગીરીનો લહાવો લેવાની બધાને ઈચ્છા થાય આ રીતે પારસીકોમની ઉદારતા, મળતાવડાપણું, રહેમદીલી એ બધા ગુણો બમનજીમાથી એમના બચ્ચામા પણ પૂરેપૂરી રીતે ઉતર્યા એમના આવા સ્વભાવને લીધે બમનજીને કોઇની જોડે દુશ્મના

પટ નહીં તેમજ ખરી વખતે મદદ કરે એવા ઘણા દોસ્તો હતા. બધાને મોઢેથી એમના વખાણ જ થતાં કારણ નિન્દા કરવાનું એઓ કોઈને કારણ આપે તો ને ! એમના વિચારો ઉમદા, નવા જમાનાને સમજે એવા. બમનજી ધર્મચૂસ્ત કે જૂના વિચારના નહોતા. શાપુરજીને આજે કોઈ ધર્મચૂસ્ત કે જુના વિચારના ગણે પણ એમના પિતાના જમાનામાં એમના પિતા તો ઘણા ઉદાર ને નવા વિચારો ધરાવનારા ગણાતા. આવાં ઉદાર, ધર્મપરાયણ, સેવાભાવી અને સંતોષી માતાપિતાના ગુણો ફરજંદોમાં ઉતરે એ સ્વાભાવિક છે પણ આ ગુણો એમના જ્યેષ્ટ પુત્ર શાપુરજીમાં સાંગોપાંગ ઉતર્યા છે એ શાપુરજીના જ્વલંત અને સેવાપરાયણ જીવનથી પૂરવાર થાય છે.

શાપુરજીએ એમની પ્રાથમિક કેળવણી મુંબઈ મધ્યે આવેલી પ્રોપ્રાયટરી હાઈસ્કુલમાં લીધેલી. એમની સાથે નિશાળમાં ભણનારાઓમાં મુંબઈના જાણીતા અર્થશાસ્ત્રી અને કેળવણીકાર પ્રોફેસર પેસ્તનજી અરદેશર વાડીયા પણ હતા. નિશાળમાં શાપુરજી હોશિયાર વિદ્યાર્થી તરીકે ગણાતા. એમની બીજી ભાષા ફ્રેંચ હતી. ગણિતમાં એઓ બહુ કુશળ હતા. ગમે તેવા અઘરામા અઘરા દાખલાઓ એઓ બહુ સહેલાઈથી કરતા. પણ એઓ શરમાળ, થોડાબોલા ને શાંત વિદ્યાર્થી હતા. એ ભલા ને એમનો અભ્યાસ ભલો. કંઈ મસ્તી તોફાન નહિ. કોઈની જોડે મારામારી કે તકરાર નહિ. તેમજ કસરત શાળામા પણ જતા નહિ. માત્ર નરમાશથી પોતાના કામમાં, લખવા વાચવામાં જ વખત ગાળે. એમને પોતાની

સ્થિતિમાં સંતોષ માનવાની ટેવ નાનપણથી જ. એટલે ખોટો ઉકળાટ નહિ, બેચેની નહિ. ને નાનપણના સ્વભાવમાં આજે મુદ્દલ ફેરફાર થયો નથી. પારસી જુવાનીઆઓમા મજાક ઉડાવવાની ટેવ હોય છે. કોઇ પણ રીતે હસવાની ને હસાવવાની જીજ્ઞાસા હોય છે, તે શાપુરજીમા નહોતી. શાપુરજી નાનપણથી જ ગંભીર મનોવૃત્તિના છે અને આજે પણ એ ગભીરતા એમનામાં તરત જ દેખાઈ આવે છે. શાપુરજીના બાલ્યાવસ્થાના તેમજ શાળા જીવનના જાણવા જેવા પ્રસંગો બહુ બન્યા નથી. એટલું જ કહેવું બસ થશે કે શાપુરજીનું બચપણ સાદુ, સંતોષી અને સુખી હતું. શાળાજીવનમા એમની ગણના એક બુદ્ધિશાળી વિદ્યાર્થી તરીકે થતી અને આથી બધા વિદ્યાર્થીઓને એમને માટે ઘણું જ માન હતુ. એ વખતે પણ એમની નિયમિતતા, તથા પ્રામાણિકતા સૌ કોઈ ને આકર્ષતી. શાપુરજી સાત વર્ષના હતા ત્યારે એમના વ્હાલસોયાં માતાજી દીનબાઈ સ્વર્ગવાસી થયા ને આશાભર્યા શાપુરજીને જનેતાનું મીઠું અને મધુરૂ સ્મરણ અને સુખ આવી કુમળી ઉમરમા જતું રહ્યુ પણ એ દુઃખ પણ ખોદાયજીની જેવી મરજી માની બમનજીએ ધીરજથી ને શાંતિથી સહન કર્યું ને એમનું જોઈ બચ્ચાઓ પણ સહન કરતાં શીખ્યા.

ઈ સ. ૧૮૯૫ માં સત્તર વર્ષની ઉમરે ગણિતના વિષયમાં સારા માર્ક્સ મેળવી શાપુરજી મુબઈ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા આમ એમનું શાળાજીવન કશી ય ધાંધલ ધમાલ વિના, કશા ય ધડાકા ફડાકા

વગર, સાદી રીતે પસાર થયું. એમને ઝાઝા દોસ્તો નહિ, ઝાઝું વાચન નહીં તેમજ આડીઅવળી પ્રવૃત્તિઓ નહિ. નિશાળમાંથી નીસરી જવું પાંસરૂં ઘેર એ જાણે એમનો નિયમ, એટલે નિશાળની બહારનું એમને કશું કામકાજ જ નહિ. એમને ઝાઝી મહત્વાકાંક્ષા પણ નહિ કારણ સ્વભાવથી જ શાપુરજી સતોષી અને પરમાત્મા જે વખતે જે સ્થિતિમા રાખતા તે વખતે તે સ્થિતિમાં આનંદ માનવો એવી પિતાની શીખામણ એમને બરાબર ગળે ઉતરી હતી. એટલે એમણે તો પોતાની જાતને ખુદાના હાથમાં સોંપી દીધી હતી. એઓ તો એટલું જ તે વખતે ઇચ્છતા કે પરવરદિગાર સાજાસમા રાખે, દાળ રોટલો આપે, જીંદગીની જરૂરીઆતો પૂરી પાડે, પ્રામણિકપણે જીવન જીવાડે અને કોમની સેવા કરવાની તક મળે તો ય ઘણું છે.

મેટ્રિક પાસ થયા પછી શું કરવુ તેની મૂંઝવણ થઈ પડી. કારણ ઘરની સ્થિતિ ઊંચી કેળવણી લઈ શકે એવી સારી નહિ. પણ શાપુરજીએ વિચાર કર્યો કે કૉલેજમા જો ફીમાં રાહત મળે તો તે માટે પ્રયત્ન કરવો ને ન મળે તો પછી કંઈ નોકરીએ વળગવું. એથી એઓ સેંટ ઝેવીઅર્સ કૉલેજના પ્રિન્સિપાલ રેવ. ફાધર ડ્રેકમેનને જાતે મળ્યા. કારણ આ બાબતમાં પોતાના પિતાને તકલીફ આપવાનુ એમણે દુરસ્ત ધાર્યું નહિ. ૧૭ વર્ષનો બાળક, યુરોપિયન પ્રિન્સીપાલને જાતે મળવા જવાનો વિચાર કરે, એ તે વખતે તો અજાયબી પમાડે એવી હકીકત હતી. પણ શાપુરજીની ફતેહનું મુખ્ય કારણ

આ એમની નીડરતા છે અને આ ગુણથી જ એઓ જીવનમાં તેમજ ધંધામા આગળ વધી શક્યા છે શાપુરજીએ તે વયે, જરા પણ માનસિક ક્ષોભ વિના, હિંમત કરી અને પ્રિન્સિપાલ ડ્રેકમેનને સ્પષ્ટ શબ્દોમા જણાવ્યુ

"મારો વિચાર કૉલેજમાં દાખલ થઈ આગળ અભ્યાસ કરવાનો છે. પણ મારા ઘરની સ્થિતિ ઘણી ગરીબ છે. મારી પાસે ઉચ્ચ કેળવણી લેવાના પૂરતા સાધનો નથી. કૉલેજની પૂરી ફી મારાથી ભરી શકાય એવી સ્થિતિ નથી. મે મેટ્રિકની પરીક્ષા ઘણે સારે નંબરે પાસ કરી છે ગણિતના વિષયમા તો મે પચાસ ટકા ઉપરાત માર્કસ મેળવ્યા છે. એટલે જો આપ મને કૉલેજની ફીમા રાહત આપી શકો તો હુ ખુશીથી કૉલેજમા દાખલ થઈ ઉચ્ચ કેળવણીનો લાભ લઈ શકુ."

સેંટ ઝેવીઅર્સ કૉલેજના તે દયાળુ અને ગુણજ્ઞ પ્રિન્સિપાલ ઉપર સત્તર વર્ષના આ દૃઢનિશ્ચયી, પ્રામાણિક અને મહત્વાકાક્ષી જરથોસ્તી છોકરાએ બહુ જ સારી છાપ પાડી. સેંટ ઝેવીઅર્સ કૉલેજનો સહૃદયી અને કદરદાન યૂરોપિયન પ્રિન્સિપાલ આ તેજસ્વી યુવકથી આકર્ષાયો અને શાપુરજીના યશસ્વી અને જ્વલંત ભાવિ સબધી ખાત્રી થતા તેણે બાળક શાપુરજીની વિનતી સ્વીકારી, અને પ્રિન્સિપાલે તે વખતે કૉલેજની ટર્મ ફી જે ૪૬ રૂપીયા હતી તેને બદલે ૧૮ રૂપીયા લેવા કહ્યુ. આમ એક રીતે કહીએ તો પ્રિન્સિપાલે એને માફી જ આપી આમ વર્ષના ૩૬ રૂપીયા આપીને – એટલે હાઈસ્કૂલ કરતા પણ ઓછી

ફી આપીને – એઓ ઇ. સ. ૧૮૯૫માં કૉલેજમાં જોડાયા. આમ કૉલેજમાં જતાં વેંત જ એમણે વટ પાડયો. આ બનાવથી એમને પોતાની શક્તિમાં વિશ્વાસ આવ્યો. શાપુરજીએ ખંતથી કૉલેજમાં જવા માંડયું અને કૉલેજ જીવન એમને જોતજોતામાં ગમી ગયુ. શાળાજીવન કરતાં કૉલેજ જીવન એમને વધુ પ્રેરણાત્મક લાગ્યું. અહિંનું વાતાવરણ, શિક્ષકો અને શિષ્યો વચ્ચેનો સહકાર, ઉદાર દૃષ્ટિબિંદુ – આ બધાથી શાપુરજીના માનસિક વલણમાં પણ અજબ પલટો થયો. પણ શાપુરજી માટે આ કૉલેજજીવનનું સુખ ક્ષણજીવી હતું. જ્યા પુરૂષાર્થના બળે એમને સફળતા મળી ત્યાં ક્રૂર વિધિએ એમને હંફાવ્યા. અને મહત્વાકાંક્ષી, આશાભર્યાં અને કોડીલા શાપુરજીનાં ઉચ્ચ કેળવણી લેવાનાં ભવ્ય સ્વપ્નાં સરી ગયાં. કારણ શાપુરજીએ કૉલેજમાં માંડમાંડ સાત આઠ મહિના અભ્યાસ કર્યો ત્યાં ઘરની નાણાંની સ્થિતિ ઘણી બગડી. ને, એમને ભણતર છોડીને કમાવાની, નોકરી સ્વીકારવાની અને કુટુંબને મદદ કરવાની ફરજ પડી. ને એમણે ઉચ્ચ કેળવણીને સદાને માટે સલામ ભરી. સત્તર વર્ષની યુવાન વયે શાપુરજીએ ભગ્નહૃદયે કૉલેજ છોડી, કૉલેજનુ સંસ્કારી અને પ્રેરક વાતાવરણ છોડયું, જીવનમાં સેવેલી ભવ્ય મહત્વાકાંક્ષા છોડી છતાં પાક પરવરદિગારમાં અખંડ શ્રદ્ધા અને વિશ્વાસ રાખનારા, ઇશ્વિરભીરૂ શાપુરજીને આ બનાવથી જરા પણ દુઃખ થયુ નહિ. એમની બધી ઇચ્છાઓ ધૂળમાં મળી ગઈ છે તથા એમના મનની મુરાદો બધી જમીનદોસ્ત બની

ગઈ એવું ન લાગ્યુ. એઓ પરમાત્મા જે કરે છે તે આપણા સારા માટે કરે છે એમ માનનારા હતા.

શાપુરજી આમ ઉચ્ચ કેળવણીથી વિમુખ રહ્યા અને નફટ નોકરી કુમળી વયમાં સ્વીકારવાની એમને ફરજ પડી. માણસ ગમે તેવો આદર્શવાદી હોય, ગમે તેવો સ્વપ્નદૃષ્ટા હોય, છતાં નફટ નોકરી તેના જીવનને યંત્રવત્ બનાવી મૂકે છે, નોકરીની નફ્ફટતા તેની કલ્પનાની પાંખ કાપી નાખે છે, તેની આશાના ચૂરેચૂરા કરે છે. આ વાતાવરણમાં તેને તેનુ ભાવિ સ્પષ્ટ દેખાતું નથી, જીવનની ખૂબીઓ સમજાતી નથી, તેનું ક્ષેત્ર દિવસે દિવસે મર્યાદિત થતું જાય છે અને તે આ મર્યાદિત કૂંડાળામાથી કોઈપણ પ્રયત્ને બહાર નીકળી શકતો નથી. યુવાન છતાં વ્યવહારકુશળ શાપુરજી આ નવીન પરિસ્થિતિથી જરા પણ હતાશ ન થતાં ઓનરેબલ નવરોસજી નસરવાનજી વાડીયા, સી. આઈ. ઈ. ને ત્યાં માસિક ૩૦ રૂપિયાને પગારે કારકુન તરીકે નોકરીએ રહ્યા. અહિં એમને કારકુનનું એકસરખું, રસવગરનું કામ કરવું પડયું છતાં માણસને એનું નસીબ જો જોર કરતુ હોય, તો ગમે તેવા સંજોગોમાં પણ એના નસીબની ચઢતી થાય છે. એને ખબર પણ ન પડે એવી રીતે એને મદદ મળી રહે છે. જાણે કોઈ અજાણ્યો હાથ એને મદદ કરતો હોય એવુ લાગે છે. કયા કેળવણી માટેની એમની મહત્વાકાંક્ષા, કયાં પ્રિન્સપાલને મળ્યા તે વખતની એમની હોશ, ને કયાં આ ત્રીશ રૂપરડી માટેનો ઢસરડો. પણ શાપુરજી નાનપણથી જ એક દૃષ્ટિએ અદ્વિતીય હતા. એઓ

ચાલતે ચીલે ચાલનારા ન હતા. એઓ તો હંમેશાં પોતે જ પોતાના જીવનનો ચીલો પાડનારા છે. એઓ સામાન્ય મનુષ્ય કરતાં કંઈ જુદું જ વ્યક્તિત્વ ધરાવનારા હતા. એઓ જુદી જ માટીના ઘડાયા હતા. સંજોગોના બળે એમને નોકરી સ્વીકારવી પડી છતાં એઓના આદર્શો કંઈ ઘવાયા નહોતા તેમજ મહત્વાકાંક્ષા પણ નષ્ટ થઈ નહોતી. વાડીયાની ઑફિસમાં ઘણાં વિલાયતનાં માસિકો, ધંધાને લગતાં પત્રો વગેરે આવતાં, ને પોતાની રોજીંદી જીંદગીના ઢસરડામાંથી આ માસિકો ને પત્રો પર એઓ નજર ફેરવી જતા. એવામાં એક દિવસે એમણે લંડન ચેમ્બર ઓફ્ કૉમર્સની એકાઉન્ટન્સીની પરીક્ષા વિષે વાંચ્યું, ને તરત એમને કંઈ નવું તેજ દેખાયુ. ભવિષ્યને વિષે કંઈક નવો રસ્તો જડયો હોય એવું લાગ્યું ને એ રસ્તે જવાથી એમને લાભ જ થશે એવું એમનું દિલ અંદરથી પૂકારતું એમને લાગ્યુ. ને એમણે લંડન ચેમ્બર ઓફ્ કૉમર્સ જોડે સીધો પત્રવ્યવહાર કર્યો. તેના જવાબમાં તે લોકોએ યુવાન શાપુરજીને જોઈતી બધી જ માહિતી અભ્યાસક્રમ વગેરે મોકલી આપ્યાં, પરીક્ષા માટે વાંચવાનાં પાઠયપુસ્તકોની યાદી મોકલી આપી, ને તેમાં જણાવ્યું કે પરીક્ષાની ફી માત્ર પાંચ શીલીંગ છે. શાપુરજીનો ઉત્સાહ આથી વધ્યો. ને, એમણે તે પુસ્તકોના લેખક જોડે પત્રવ્યવહાર કર્યો. એ પત્રવ્યવહારથી પેલો અંગ્રેજ લેખક એટલો બધો શાપુરજીની પર ખુશ થઈ ગયો, આ જુવાન હિંદી છોકરાની લખાણની ઢબ, એનો વિવેક, એની નમ્રતા, એની નિખાલસતા એ બધાં એને એટલાં બધાં ગમ્યાં કે એણે

તેમની આ બાબતમાં સલાહ લઈ આગળ પગલાં ભર-વાનો નિશ્ચય કર્યો. એ જ દિવસે લગભગ સવારે સાડા નવના શુમારે મેસર્સ પેન, ગિલ્બર્ટ અને સયાણી કંપનીના અંગ્રેજી ભાગીદાર મિ. આર. ગિલ્બર્ટને મળ્યા, ને પોતાની આપવીતી દુ:ખી શબ્દોમાં જણાવી, ને, હાઈકોર્ટની પાસે ઈન્જન્કશન મેળવી આપવા કહ્યુ. મિ. ગિલ્બર્ટને આ દુ:ખી છોકરા માટે દિલસોજી ઉપજી. એની તરફ જાણે એ પોતાનો જ છોકરો હોય એવી માયા ઉપજી. ને, એણે શાપુરજીને ઠંડા પાડી જણાવ્યું કે હાઈકોર્ટનું ઈન્જન્કશન પણ અગિયાર પછી મળે. જ્યારે પરીક્ષા તો સવારે આઠ વાગ્યાની શરૂ થઈ ગયેલી. તેથી એમણે જણાવ્યુ કે થોડા દિવસમાં પોતે ઇગ્લેંડ જનાર હતા ત્યાં લંડન ચેમ્બર ઓફ કૉમર્સની એજ્યુકેશન કમિટીને મળી તેની આગળ પોતે શાપુરજીની સઘળી હકીકત વિગતવાર તથા મિ. મિસ્રીની લુચ્ચાઈ તથા દુરાગ્રહની વાતો રજૂ કરશે ને શાપુરજીને પોતાથી બનતી બધી રાહત અપાવશે શાપુરજીએ તો આ ભલા અને દિલસોજ અંગ્રેજ ધારાશાસ્ત્રી પર સંપૂર્ણ વિશ્વાસ રાખી એમને પોતાનો કેસ સોંપ્યો હાઈકોર્ટમાં વેકેશન પડતાં મિ. ગિલ્બર્ટ વિલાયત ગયા અને લંડન ચેમ્બર ઓફ કૉમર્સની એજ્યુકેશન કમિટી સમક્ષ શાપુરજીનો કેસ એટલી સરસ રીતે રજૂ કર્યો કે લંડન ચેમ્બર ઓફ કૉમર્સની એજ્યુકેશન કમિટીએ શાપુરજીની ખાસ પરીક્ષા લેવાનો નિશ્ચય કર્યો અને તે માટે ખાસ ગોઠવણ કરી. તે

વખતે મુંબઈ યુનિવર્સિટિના રજીસ્ટ્રાર ડૉ. ડી. મેકડોનાલ્ડ હતા. આથી લંડન ચેમ્બર ઓફ કોમર્સે શાપુરજી માટે ખાસ પરીક્ષાપત્ર તૈયાર કરી તે ડૉ. મેકડોનાલ્ડ પર મોકલી આપ્યું. અને શાપુરજી માટે ખાસ પરીક્ષા લેવામાં આવી. ડૉ. મેકડોનાલ્ડની દેખરેખ હેઠળ શાપુરજીએ પરીક્ષા આપી અને ઈ. સ. ૧૮૯૯ના ઑગસ્ટ મહિનામાં શાપુરજીએ માન સહિત લંડન ચેમ્બર ઓફ કોમર્સની બુક કીપિંગ અને એકાઉન્ટન્સીની પરીક્ષા પસાર કરી. આમ સત્યનો જય થયો, શાપુરજીના ભાગ્યનો ઉદય થયો અને મિ. નસરવાનજી મિસ્રી જેઓ લંડન ચેમ્બર ઓફ કોમર્સના હિંદ ખાતેના સ્થાનિક સેક્રેટરી અને પ્રતિનિધિ હતા, તેમને સદાને માટે દૂર કર્યા અને એ પરીક્ષા હિંદના સર્વે વિદ્યાર્થીઓ માટે ખુલ્લી જાહેર કરવામાં આવી. આ રીતે શાપુરજીએ પોતાના ચાલુ પ્રયાસોથી, બુદ્ધિબળથી, મક્કમતાથી અને નિડરતાથી લંડનની વેપારી પરીક્ષા હિંદના વિદ્યાર્થીઓ માટે સદાને માટે ખુલ્લી કરી, અને એ દૃષ્ટિએ તપાસતાં આ આખો બનાવ ઘણો મહત્વનો અને અગત્યનો લેખી શકાય. આમ એક બાજુ એઓ આખો દિવસ નોકરી કરતા, ને, તેમાંથી વખત ગમે તેમ કરીને મેળવીને વાંચતા. આવી ને આટલી મુશ્કેલીઓ ને મુસીબતો વેઠીને, એઓ આટલા સારા માર્કે, ને આવી નામના જોડે પાસ થયા, એ એમને માટે ઘણું માનભર્યું ને અભિમાન લેવા જેવું ગણાય. આમ આ પરીક્ષાથી શાપુરજીનાં ભાગ્ય ઉઘડયાં. ભાવિ એમને ભવ્ય અને

ત્રીસ શીલીંગનાં પુસ્તકો પોતાના તરફથી ભેટ તરીકે શાપુરજીને મોકલી આપ્યાં. આ ભેટ તો નજીવી છે. પણ એ એમના ઉઘડતા નસીબની નિંશાની છે. છ હજાર માઈલ દૂરનો એક અંગ્રેજ લેખક, એક ગરીબ જરથોસ્તી વિદ્યાર્થીને એનો પત્ર વાંચી, એની પર પ્રસન્ન થઈ, એને પોતાનાં ચોપડાં ભેટ મોકલે, એ બનાવ તે વખતે તો ઘણો અગત્યનો ને જવલ્લેજ બને એવો હતો. આ બનાવે શાપુરજીને ઉત્સાહી અને આશાવાદી બનાવ્યા. એમનો નિરાશાવાદ દૂર થયો. પોતે પણ કંઈક છે અને પ્રામાણિકતા અને ઉદ્યમથી જો કામ લેવામા આવે તો પોતે પણ ભવિષ્યમાં કંઈક નામના મેળવી શકે એવી એમને ખાત્રી થઈ. અને પરવરદિગારની પોતાપર મહેર છે એવો એમને આત્મસંતોષ થયો, ને એ દિશામાં એમણે આગળ વધવા માડયુ.

પુસ્તકો મળતાં શાપુરજીએ વાડીયાને ત્યાંની *નોકરીની સાથે સાથે પરીક્ષા માટે અભ્યાસ કરવા માંડયો. તે વખતે મિ. નસરવાનજી આર. મિસ્ત્રી નામના પારસી ઓડિટર લંડન ચેમ્બર ઓફ કૉમર્સના હિંદ ખાતેના પ્રતિનિધિ હતા. એઓ પોતે વેપારી વર્ગો મુંબઇ મધ્યે ચલાવતા હતા અને પરીક્ષાપત્રકો એમની દ્વારા જ ભરવામાં આવતાં હતા. શાપુરજી જ્યારે મિ. મિસ્ત્રીને ત્યાં પરીક્ષાનુ ફોર્મ ભરવા ગયા ત્યારે મિ. મિસ્ત્રીએ એમની પાસે પરીક્ષાની ફીના રૂ. ૬૦૦ માગ્યા, જો કે પરીક્ષાની ફી તો માત્ર ૫ શીલીંગ જ હતી. શાપુરજીએ દલીલ કરી કે પરીક્ષાની ફી કેવળ પાંચ જ શીલીંગ છે, પણ પેલાએ ન માન્યુ. ને શાપુરજીને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યુ કે જો તેઓ

પરીક્ષામાં બેસવા રાજી હોય તો રૂ. ૬૦૦ આપ્યા વિના તેમનો છૂટકોજ નથી. વળી, મિ. મિસ્ત્રીની એક બીજી વિશિષ્ટતા હતી અને તે એકે પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીએ તેના વેપારી વર્ગમાં જોડાવું જોઈએ. શાપુરજી મિસ્ત્રીના વર્ગમાં જોડાયા ન હતા એટલે મિ. મિસ્ત્રીએ રૂ. ૬૦૦ની માંગણી કરી. સિદ્ધાંતવાદી શાપુરજીએ એવી ખોટી ફી આપવાની ના પાડી. આથી શાપુરજીએ પોતાના સોલીસીટરની સૂચનાથી લંડન ચેમ્બર ઓફ કોમર્સ સાથે સીધો પત્રવ્યવહાર કર્યો અને લંડન ચેમ્બર ઓફ કોમર્સે શાપુરજી ને પરીક્ષામાં બેસવા દેવા એ જાતની રજા આપતો તાર મોકલ્યો એટલું જ પણ મિ. મિસ્ત્રીને સર્વે પ્રકારના વિદ્યાર્થીઓનાં પરીક્ષાપત્રકો સ્વીકારવાની સૂચના કરી અને વિશેષમાં જણાવ્યું કે આ પરીક્ષા કોઈ ખાસ વર્ગ માટે નથી પણ જાહેર છે અને સૌ કોઇ એનો લાભ લઈ શકે એમ છે. શાપુરજી આ તાર લઇને સીધા મિસ્ત્રી પાસે ગયા, પણ મિ. મિસ્ત્રીએ તો એમણે રૂા. ૬૦૦ ભરેલા ન હોવાથી પરીક્ષામાં બેસવા દેવા ના પાડી. પરીક્ષાને દિવસે, પરીક્ષા સામાન્ય રીતે અગીઆર વાગે શરૂ થવી જોઇએ તેને બદલે મિ. મિસ્ત્રીએ તે સવારના આઠ વાગે શરૂ કરી અને શાપુરજીને પરીક્ષામા બેસતા અટકાવ્યા. પરીક્ષા શરૂ થઈ ગઈ એટલે શાપુરજીની નિરાશા અને ચિન્તા વધી પડી. પરીક્ષા માટે મહિનાઓથી કરેલી તૈયારી આમ વેડફાઇ જતી જોઇ શાપુરજી હતાશ થયા અને ત્યાંથી પાછા ફર્યા. રસ્તામા એમને એમના સોલિસિટર યાદ આવ્યા એટલે તેમને મળી

આશાસ્પદ લાગ્યું. જીવનમાં જે મૂંઝવણો હતી, જે નિરાશાવાદ હતો, જે અંધકાર હતો તે ધીમે ધીમે દૂર થવા લાગ્યો. કૉલેજની પરીક્ષાઓ પસાર કરીને જે લાભ ન મળત, તે લાભ એમના નસીબની બલિહારીએ નોકરી કરતાં કરતાં એમને અપાવ્યો. શાપુરજી માને છે કે આ બધુ પોતાની બુદ્ધિથી ને હોશિયારીથી નહિં પણ ખુદાની દુવાથી બન્યું છે. ને, તે માટે એઓ ખુદાનો અહેશાન માને છે. પરિક્ષામાં પાસ થયા એટલે એમણે નોકરીની સાથેસાથ સવાર સાંજ કમર્સિયલ વર્ગો ખોલ્યા ને સાથે સાથે નાના પાયા પર ઓડિટિંગ પણ શરૂ કર્યું.

આ રીતે આપમહેનતથી, ખંતથી, ઉદ્યમથી અને પ્રામાણિકપણાથી, યુવાન શાપુરજી શાળામાં ભણ્યા, કૉલેજમાં દાખલ થયા, લંડન ચેંબર ઓફ કોમર્સની પરીક્ષામાં માન સહિત ઉત્તીર્ણ થયા, ને એમણે પોતાનો રસ્તો કોઈની પણ મદદ વગર ખોળી કાઢ્યો. ને, ઓડિટિંગ ને એકાઉન્ટન્સીની લાઈનમાં એમણે જીંદગીની શરૂઆત કરી.

## પ્રકરણ ૩ જું

## સર શાપુરજીની ધંધાદારી જીંદગી

સર શાપુરજીની ધંધાદારી જીંદગી માટેની તૈયારી તો એઓ ૧૮૯૬માં, નવરોજજી વાડીયા એન્ડ સન્સ જેના એજન્ટો હતા, તે, ટેક્ષટાઈલ મેન્યુફેક્ચરીંગ કંપની લિમિટેડમાં એઓએ કારકુન તરીકે નોકરી કરવા માંડી ત્યારની થવા માડી હતી. આ વખતે એમને ફક્ત મહિને ૩૦ રૂપિયાનો પગાર મળતો. અહિં એઓ બાર મહિના રહ્યા. ત્યા એઓ પ્રામાણિકપણે, ખંતથી, ને, બારીકીથી કામ કરતા. બાર મહિના દરમ્યાન એમને ધંધા વિષેનું, ને, ખાસ કરીને હિસાબ કિતાબ વગેરેનુ ઘણુ જાણવાનું મળ્યું. આ પછી એમને હિસાબમા, નામામાં, વધારે રસ પડતો હતો. ને જ્યાં એમની એ શક્તિ ખીલવી શકાય એવી નોકરીની એઓ શોધમાં રહ્યા. એવામાં ન્યૂઝીલેન્ડની સાઉથ બ્રિટિશ ફાયર ને મરીન ઇન્સ્યુરન્સ કંપનીમાં, હિસાબખાતામાં જ એમને સારા માણસની જરૂર હતી ને, એ વિષે વધુ જાણવાનો શાપુરજીનો પણ શોખ ને ઇતેજારી એટલે એમણે, ૩૫ રૂપિયાના પગારે ત્યા એસિસ્ટન્ટ બૂકકીપરની નોકરી લીધી. ત્યા એમણે નવ

મહિના નોકરી કરી એ નોકરીમાં એમને આકડામાં ખૂબ ફાવટ આવતી ને ગમે તેવા મોટા ને ગુંચવણભર્યા હિસાબો એઓ જોતજોતામાં કરી નાખતા. એમની બાહોશીની તારીફ એટલે સુધી થવા માંડી, કે, એમની જૂની કંપની (વાડીયા) એ એમને ૯૦ રૂપિયાના પગારે એકાઉન્ટન્ટ તરીકે બોલાવ્યા આમ ૩૫ રૂપિયાના પગારદાર માણસને કોઈ ૯૦ રૂપિયા એનામા બહુ જ હોશિયારી હોય, કાબેલિયત હોય, વેપારમાં એની બુદ્ધિની જરૂર હોય, તો જ આપે. એ રીતે જીંદગીની શરૂઆતમાં જ એમની બાહોશીની તારીફ થવાથી એઓ ઉત્સાહી બન્યા વાડીયામા એમણે એકાઉન્ટન્સી વિદેનાં પર-દેશી માસિકો વગેરે પરથી બધી માહિતી મેળવી ૧૮૯૯માં લંડન ચેમ્બર ઓફ કોમર્સની એકાઉન્ટન્સીની સિનિયર કમર્સિયલ સર્ટિફિકેટ પરીક્ષા પસાર કરી ને, એથી એમનુ નસીબ તો ઉઘડ્યું જ, પણ સાથે એકાઉન્ટન્સીમા ઊંડો અભ્યાસ કરવાની ખ્વાહેશ રાખતા દરેક હિન્દી વિદ્યાર્થી માટે એમણે રસ્તો મોકળો કરી દીધો હિન્દી વિદ્યાર્થીઓ માટે જે જે મુશીબતો હતી, જે જે અડચણો હતી તે બધી એમણે દૂર કરી ને, હિન્દી વિદ્યાર્થીઓને માટે એક નવી આશા ઉભી કરી કેટલા ય વિદ્યાર્થીઓની દુવા લીધી મુબઇમાં ને હિંદુસ્તાનમા લંડન ચેમ્બર ઓફ કોમર્સની વેપારી ને એકાઉન્ટન્સીની પરીક્ષાઓ દાખલ કરી તેને સર્વે વર્ગના વિદ્યાર્થીઓ માટે લોકપ્રિય કરવાનુ માન સર શાપુરજીને ફાળે જાય છે શાપુ-રજીની ઐતિહાસિક લડતથી આ પરીક્ષાના દ્વારો સદાને માટે

હિંદી વિદ્યાર્થીઓ માટે ખુલ્લાં થયાં અને હિંદના હજારો વિદ્યાર્થીઓએ એ તકનો લાભ સારી રીતે ઉઠાવ્યો છે.

પરીક્ષા પસાર કર્યા પછી એમણે તરત જ નવો ધંધો શરૂ ન કર્યો પણ, થોડા પૈસા ભેગા કરવા, એમણે વાંડીયાને ત્યાંની નોકરી ચાલુ રાખી. ને એકાઉન્ટન્સીને લગતું ને બીજું વેપારી ઉચ્ચ શિક્ષણ વિદ્યાર્થીઓને મળે તે માટે તેમના લાભ માટે એમણે, કમર્સિયલ ટ્રેઈનીંગ ઈન્સ્ટીટયુટ કાઢ્યું. એમાં એઓ જાતે જ બધી દેખરેખ રાખતા ને દરેક વિદ્યાર્થી તરફ જાતે ધ્યાન આપતા. થોડા જ વખતમાં એમની આ સંસ્થા ઘણી લોકપ્રિય બની ઘણા વિદ્યાર્થીઓ એનો લાભ લેવા લાગ્યા એથી એમની આબરૂ વધી, શાખ વધી, ઓળખાણ વધી, લાગવગ વધી. ને, પૈસો પણ નોકરી ને, આ ઈન્સ્ટીટયુટ એમ બન્ને બાજુની આવક હોવાથી વધવા લાગ્યો. થોડા જ વખતમાં એમના વેપારી વર્ગો મુંબઈની બહાર પણ એટલા જાણીતા થયા કે મુંબઈની બહારના વિદ્યાર્થીઓ પણ એવા વર્ગો બીજે ખોલાય, ને પોતે એનો લાભ લઈ શકે તે માટે શાપુરજી આગળ માગણી કરવા લાગ્યા. એમની માગણીને વશ થઈ, અમદાવાદ ને રાજકોટમાં પણ એમણે વર્ગો ખોલ્યા. ને ઘણા વિદ્યાર્થીઓ એમાં લાભ લેવા લાગ્યા. આ વિદ્યાર્થીઓ એમની પર ખૂબ પ્રેમ રાખતા, ને, એમના આ વર્ગોમા શીખેલા વિદ્યાર્થીઓ આજે મોટી મોટી વેપારી પેઢીઓમાં, કંપનીઓમાં, ઉંચા હોદ્દાઓ પર છે, ને, એમને દુવા દે છે. પોતાના વિદ્યાર્થીઓને ઠેકાણે પાડ-

વામાં શાપુરજી ખૂબ મહેનત ઊઠાવતા. એમને માટે પોતાનાથી બનતું બધું કરી છૂટતા. આજે એમના કેટલા યે વિદ્યાર્થીઓ જાણીતા ઑડિટરો બન્યા છે. શાપુરજીએ વર્ષો સુધી વેપારીવર્ગો ચલાવ્યા. ને એ દરમ્યાન એમણે વિદ્યાર્થીઓનો જે પ્રેમ મેળવ્યો, તે બેનમૂન છે. ઈ. સ. ૧૯૦૦ની ૨૭ નવેંબરે એમણે વિદ્યાર્થીઓની કરેલી સેવાની કદર દાનીમાં વિદ્યાર્થીઓએ મોટો સમારંભ કરી એમને માનપત્ર આપ્યું હતું. આ માનપત્રનો અગત્યનો ભાગ નીચે પ્રમાણે હતો :

"...આપ અમારી તરફ જે પ્રેમથી, માનથી તથા મમતાથી વર્ત્યા છો, ને શિક્ષક તરીકે અમારામાં જે ઊંડો રસ લીધો છે, તે માટે અમે આપનાં ઘણા અહેશાનમંદ છીએ. આપની અમારી તરફની આવી ઉમદા વર્તણુકથી, અમારામાં આપની તરફ માન ને પ્રેમની લાગણી જન્મી છે, ને તેથી અમારી એ લાગણી ને માન આપની આગળ રજૂ કરવાની અમે આ તક લઈએ છીએ.

"વળી, તમારા રસ્તામાં જે જે મુશીબતો આવી તેની દરકાર કર્યા વગર, હિન્દી વિદ્યાર્થીઓને એકાઉન્ટન્સીની મોટી મોટી પરીક્ષામા જેવી કે લંડન ચેમ્બર ઑફ કૉમર્સ, પીટમેન્સ મેટ્રોપોલીટન સ્કૂલ, તથા ક્લાર્કની સીવીલ સરવીસ કૉલેજની એકાઉન્ટન્સીની પરીક્ષાઓમાં હરિફાઈ કરવાની તક અપાવીને, તથા એમને માટે એ પરીક્ષાઓ પસાર કરવાની બધી જ જાતની સગવડો કરી આપવા માટે, આપની સેવાની અમે જેટલી તારીફ કરીએ તેટલી ઓછી છે.

"વેપારી શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની તમે કરેલી બેનમૂન સેવા માટે અમે આપના ખરા દિલથી આભારી છીએ. આપની સંસ્થાના વિદ્યાર્થીઓએ એ પરીક્ષાઓમાં જે ઝગકતી ફતેહ મેળવી છે તે આપ કેવા આદર્શ શિક્ષક છો, અને વ્યવહારૂ એકાઉન્ટન્ટ છો તેની સાબીતી આપે છે...."

આ માનપત્રનો શાપુરજીએ ટૂંકો, મુદ્દાસર તથા યોગ્ય શબ્દોમાં જવાબ વાળ્યો હતો. આ માનપત્ર જોડે કાસ્કેટ એમને આપવામાં આવ્યું હતું જેમા શાપુરજીની એક બાહોશ, તથા વિદ્યાર્થીઓ પર ખૂબ લાગણી રાખનારા શિક્ષક તરીકે કોઈને પણ અદેખાઈ ઉપજે એવી તારીફ કરવામા આવી હતી. ને, વિદ્યાર્થીઓની એમને માટે જે ભલી લાગણી હતી, ને જે પ્રેમ હતો, તેની મામુલી નિશાની તરીકે કાસ્કેટ આપવામાં આવ્યું હતું એમ જણાવ્યું હતું.

આવી જ જાતનું એમના વર્ગના વિદ્યાર્થીઓનું બીજું માનપત્ર એમને ઈ. સ. ૧૯૦૧ના સપ્ટેમ્બર મહિનામાં આપવામાં આવ્યું હતું. ને માનપત્રની સાથે સોનાનું ઘડિયાળ પણ એમને ભેટ અપાયુ હતું. માનપત્રમા જણાવ્યું હતું કે:

"વેપારી પરીક્ષા માટે તૈયારી કરતા વિદ્યાર્થીઓને જે ઉદાર તાથી તમે મદદ કરી છે, ને એ વિષયમા તમે જે પહેલ કરી છે, ને આ જીદગીમા ઘણી ઉપયોગી એવી

કેળવણીની કિંમત તમે જે જહેમત ઉઠાવીને લોકોને સમજાવી છે, તેથી જ આજે હિન્દ વેપારી કેળવણીની જરૂરિયાત ને અગત્ય સમજી શકયું છે, ને આજે ઠેરઠેર એ કેળવણી આપવાની સગવડો થઈ છે અમને આપને માટે બેહદ માન છે. અને તેનાથી દોરાઈ અમે આપને ઘણી લાંબી જીંદગી ખુદા આપે, ને આપને ઘણો યશ, સફળતા, ને બધી દિશામા ફતેહ મળે એમ ઇચ્છીએ છીએ.

"આપની સંસ્થામાથી મોકલેલા બધા જ વિદ્યાર્થીઓ જે ઉંચા ગુણો મેળવીને ને માનભેર ડીગ્રી ને પ્રમાણપત્રો મેળવી શકયા છે તે આપને મળેલી બીજી બધી ફતેહમા અજોડ છે..."

આનો જવાબ વાળતાં એમણે કહ્યું હતું કે એમણે તો પોતાની ફરજ બજાવ્યા સિવાય બીજું કશું જ કર્યું નથી.

ઇંગ્લેન્ડના વેપારી શિક્ષણની સંસ્થાઓના સર શાપુરજી ઘણા વર્ષો સુધી સભ્ય હતા. એ સંસ્થાઓમા મુખ્ય સંસ્થાઓ નીચે મુજબ હતી:

૧ પીટમેન્સ મેટ્રોપોલીટન સ્કુલ ઓફ લંડન

૨. કલાર્કસ સીવીલ સરવીસ એન્ડ કોમર્સિયલ કૉલેજ લંડન

૩. કોરપોરેશન ઓફ એકાઉન્ટન્ટસ, ગ્લાસગો

૪. સેંટ્રલ એસોસિએશન ઓફ એકાઉન્ટન્ટસ, લંડન.

આ બધી સંસ્થાઓના હિંદમાંના પ્રતિનિધિ તરીકે, આ સંસ્થાઓ તરફથી લેવાતી પરીક્ષાઓમાં, પરીક્ષામાં બેસવા માટેની અરજીઓ એમની મારફત કરવી પડતી. ત્યાંથી એમની પર જ સીલબંધ કવરમા પ્રશ્નપત્રો આવતા, ને એ સીલ એઓ જ તોડતા. એમની દેખરેખ નીચે જ પરીક્ષાઓ લેવાતી. એઓ પરીક્ષાના પેપરો સીવ કરીને તપાસવા માટે લંડન મોકલતા, ને એ સઘળું કામ એટલી બાહોશીથી, એટલી કાળજીથી કરતા કે વિદ્યાર્થીઓ ને પરીક્ષકો બન્નેને એઓ સંતોષ આપતા.

વેપારીશિક્ષણમાં માત્ર અંગ્રેજી વેપારી શિક્ષણ સંસ્થાઓના એજન્ટ તરીકે જ નહિ પણ, વેપારી શિક્ષણને લગતી સરકાર તરફથી જે જે પ્રવૃત્તિઓ થઈ છે, એ શિક્ષણના પ્રચાર માટે જે જે પગલાં લેવાયાં છે તે બધામા સર શાપુરજીએ ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો છે. હિંદ સરકાર તરફથી રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ્સની, આર. એ ની પરીક્ષા લેવાય છે. તેનો અભ્યાસક્રમ, પરીક્ષાના વિષયો, તથા એને લગતા બીજા સવાલો ના ઉકેલમા એમણે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. એઓ જાતે પરીક્ષક નથી, કારણ એમને પેપરો તપાસવાની ફુરસદ નથી છતા પણ, પરીક્ષક સમિતિના એઓ એક આગળ

પડતા સભ્ય છે. ને સમય ને શકિતનો ભોગ આપીને પણ આર એની પરીક્ષા સદ્ધર પાયા પર મૂકાય, ને એ પરીક્ષાની આબરૂ ને માન દેશપરદેશમા પણ વધે તે માટે એમણે તનતોડ પ્રયત્ન કર્યો છે ૧૯૩૧મા સીમલા ખાતે ઇન્ડિયન એકાઉન્ટન્સી બોર્ડની અવિધિસરની સભા મળી હતી. ને તેણે રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ્સની પરીક્ષાનો અભ્યાસક્રમ તૈયાર કરવા, સર શાપુરજીના પ્રમુખપણા હેઠળ એક પેટાસમિતિ નીમી હતી

આ પેટાસમિતિએ સર શાપુરજીની વ્યવસ્થાભરી ને દૂરદેશી દોરવણી નીચે, પહેલી અને છેલ્લી પરીક્ષાના વિભાગો નક્કી કર્યા ઇન્ડિયન એકાઉન્ટન્સી બોર્ડના નિયમો ઘડયા ને એ સસ્થા તરફથી લેવાનારી પરીક્ષાનુ ધોરણ, અભ્યાસક્રમ વગેરે નક્કી કર્યા. ને ત્યારથી આર એ.ની પરીક્ષા હિદમા લેવાવા માડી તે પહેલા મુબઇ સરકાર પરીક્ષા લેતી ને પસાર થતા વિદ્યાર્થીઓને જી. ડી એ ના પ્રમાણપત્રો આપતી જ્યારે આજે આર એની પરીક્ષા આખા હિદમા સર શાપુરજીની જહેમત અને ચાલુ પ્રયાસોને પરિણામે લેવામા આવે છે સર શાપુરજી માને છે, અને છાતી ઠોકીને કહે છે કે આપણો આર એનો ડિપ્લોમા લડનના ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ જેટલો જ અગત્યનો ને મૂલ્યવાન છે કારણ કે અહિ પરીક્ષાનુ ધોરણ એ લડનની પરીક્ષા જેટલુ જ ઊંચુ રાખ્યુ છે સર શાપુરજી છેલ્લા પદર વર્ષથી પરીક્ષક-સમિતિના સભ્ય છે. પણ કામના બોજાને લીધે પોતે પરી

ફ્રક રહ્યા નથી. અત્યારે એ પરીક્ષામાં બેસવા માટે વિદ્યાર્થીએ ઓછામાં ઓછી ઇન્ટરની પરીક્ષા પસાર કરેલી હોવી જોઇએ. પણ હજી એમને એ ધોરણ નીચું લાગે છે તેથી એઓ એ પરીક્ષામાં બેસનાર ઓછામાં ઓછો ગ્રેજ્યુએટ તો હોવો જોઇએ એ મુજબનો સુધારો કરવાનું વિચારી રહ્યા છે.

પરીક્ષા ને અભ્યાસક્રમ અંગેની એ પેટાસમિતિમાં સર શાપુરજી પ્રમુખ હતા અને મિ. ટેનન્, મિ. બાટલીબોઇ, મિ. હ્યુજ કોક અને બીજા બે સભ્યો હતા. એ સભામાં પોતાના વિચારો રજુ કરતાં સર શાપુરજીએ જણાવ્યું હતું કે :

"ઇન્સ્ટીટ્યુટ ઓફ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ્સ જે ધોરણને અનુસરે છે તે જ ધોરણ ધ્યાનમાં રાખીને આપણે પરીક્ષાના વિષયો ને તેના વિભાગો નક્કી કરવાના છે. એ ઉપરાંત મુબઇની એકાઉન્ટન્સી ડિપ્લોમા બોર્ડના ધોરણને પણ આપણે નજર સામે રાખીશું. એમાં જે ફેરફાર કરવામા આવ્યા છે તે હાલના સંજોગોને અનુકૂળ થવા માટે છે. હું ઇચ્છું છું કે બ્રિટિશ સામ્રાજ્યમાં લેવાતી કોઇપણ સંસ્થા કે સમિતિની પરીક્ષા જેટલું જ આપણું ધોરણ ઊંચું રહેશે."

છેલ્લાં પંદર વર્ષો થયાં હિન્દ સરકાર તરફથી આર. એ. ની પરીક્ષા લેવામાં આવે છે ને એ આજે ઘણી જ લોકપ્રિય

થઈ છે. આ પરીક્ષાને અમલમાં લાવવા માટે શાપુરજીએ જે તનતોડ મહેનત કરી છે, તે માટે એમનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. વળી, એઓ મીડનહેમ કૉલેજ ઓફ કૉમર્સની સલાહકાર સમિતિના સભ્ય છે, ઇન્ડિયન એકાઉન્ટન્સી બોર્ડની પરીક્ષાસમિતિના તેમજ શિસ્તસમિતિના તેઓ સભ્ય છે. આ બધા પરથી હિન્દમાં વેપારી શિક્ષણના એમને પિતા કહીએ તો એમની સાચી ઓળખાણ કરી શકાય. એ બતાવે છે કે, વેપારી શિક્ષણમાં એમનો રસ કેટલો ઊંડો છે, ને, એમણે એ શિક્ષણને ઉત્તેજન આપી, એને માટેની યોગ્ય ને સંગીન વ્યવસ્થા કરી આપણા વ્યાપારી કેળવણીની દિશામાં જે સેવા કરી છે, ને હજી સુધી કર્યા કરે છે, તે બતાવે છે કે એમનું કામ કેટલું સંપૂર્ણ ને સંગીન છે.

પણ વેપારી શિક્ષણમાં રસ લેવો, એ માટેની સગવડો કરવી, વ્યવસ્થા કરવી, વિદ્યાર્થીઓને સહાય કરવી એ કંઈ શાપુરજીના જીવનની મુખ્ય પ્રવૃત્તિ નથી. એ તો એમના ફુરસદના સમયની પ્રવૃત્તિ છે. એમના જીવનની પ્રધાન પ્રવૃત્તિ તો એમની ઓડિટિંગ ને એકાઉન્ટન્ટના ધંધાની છે. સર શાપુરજીની આ પ્રવૃત્તિ માટે ૧૯૦૦ની સાલ બહુ અગત્યની છે સદી બદલાતાં શાપુરજીનું નસીબ પણ બદલાયું. ને, શાપુરજીએ, મિ. પેસ્તનજી સોરાબજી ખરેઘાટ, જે હિન્દના દેશી એકાઉન્ટન્ટ્મોના ધંધામાં ઘણા જ હોશિયાર હતા, તેમના હાથ નીચે ધંધાની ઉમેદવારી શરૂ કરી. પેસ્તનજી ઘણા પ્રમાણિક, બાહોશ, અને મશહૂર ઓડિટર ગણાતા. મુંબઈ

ઇલાકામાં એક નિષ્પક્ષ ઓડિટર તરીકે એમની શાખ બહુ સારી હતી. શાપુરજીએ બે વર્ષ એમની પાસે ઉમેદવારી કરી. એ બે વર્ષ દરમ્યાન એમણે પેસ્તનજીના બધા સારા ગુણો ગ્રહણ કર્યા. સચ્ચાઇ, નીડરતા, ચોકસાઇ, ઠગાઈ પકડવાની કુનેહ, હિસાબના ગોટાળા શોધવાની ચાવી, લિકિવડેશનમાં ગયેલી કંપનીઓના હિસાબની તપાસ, એ બધું શાપુરજીએ બરાબર ગ્રહણ કર્યું. ને, આમ શરૂઆતથી જ એમના ધંધામાં સાચા ગુરૂ મળ્યા હોવાથી એમનું ભવિષ્ય ઘણું ઉજળું નીવડ્યું. આ ઉમેદવારી કરતાં, એમને પુષ્કળ અનુભવ મળ્યો. વેપારની આંટીઘૂંટીઓ સમજાઇ. એમને મોટી મોટી કંપનીઓ સાથે ઓળખાણ થઇ. ને, એ રીતે એમણે સ્વતંત્ર ધંધાની શરૂઆત અનુકૂળ સંજોગોમાં કરી. નસીબ મહેનત કરનારને જ પોતાની બક્ષિસ આપે છે, ને સાચી મહેનત કરનારને એની મહેનતનો બદલો મળી જ રહે છે, એમ એઓ માનતા હોવાથી એમણે ઉદ્યમ શરૂ કર્યો ને શાપુરજી બમનજી બીલીમોરીઆની કંપની સ્થાપી. ને એઓ પોતે એ કંપનીના મોટા ભાગીદાર બન્યા. આમ વીસમી સદીની શરૂઆતનું વર્ષ શાપુરજીની જીંદગીમાં ઘણું ઉજ્જવળ અને યશસ્વી છે. એઓ નોકર મટીને શેઠ બન્યા. ૯૦ રૂપિયાના પગારદાર એકાઉન્ટન્ટને બદલે ઓડિટરની કંપનીના માલીક બન્યા ને, ધીમે ધીમે, આબરૂ, માન, પૈસો, લાગવગ, બધું જ આપોઆપ એમને આવી મળ્યું. એ કંપની આજે ૪૮ વર્ષથી ચાલે છે. ને દર વર્ષે એમની કંપનીની આબરૂ વધતી જ ગઈ છે.

પ્રામાણિકતા, ચોકસાઇ, ચોખવટ, સત્ય વગેરે સારા ગુણો માટે આજે મુબઇમા એમની કપનીનુ નામ જાણીતુ છે

એકાઉન્ટન્ટ તથા ઓડિટર તરીકે એમણે શરૂઆતના વર્ષોમા પોતાની પ્રામાણિકતા, નિયમિતતા, મહેનતુ સ્વભાવ, વેપારી કાયદાનું બારીક તથા તલસ્પર્શી જ્ઞાન, આતરરાષ્ટ્રીય નાણાબજારની રજેરજ માહિતી, અનુભવ, અગ્રેજી ભાષા પરનો સરસ કાબુ, પોતે હાથપર લીધેલા કામ તરફ પૂરેપૂરી વફાદારી, ને ન્યાયબુદ્ધિ એ માટે હિન્દભરમા એમને નામના મળી છે ને એ માટે એમને મબ્યાબધ ખાનગી પેઢીના માલેકો પાસેથી, જોઇન્ટ સ્ટોક કપનીઓ તરફથી, સોલિસિટરો ને હાઇકોર્ટના ન્યાયાધીશો તરફથી, એકએકથી ચઢિયાતાં પ્રમાણપત્રો મળ્યા છે એમના ઓડિટર તરીકેના આ ૪૮ વર્ષમાં એમને ઘણા ય કડવા મીઠા અનુભવો થયા છે, ઘણી મોટી નમ્મી વાતની એમને જાણ થઈ છે, ને ઘણા *સાચા, જૂઠા, દગાખોર, વગેરે જાતજાતના માણસોના એઓ* સબધમા આવ્યા છે ઘણી આટીઘૂટીઓ જાણી, ચોપડા કેવી રીતે ખોટા લખાય છે, એમા ગોટાળા કેવી રીતે થાય છે એ બધુ એમની ઝીણવટભરી નજર તરત ખોળી કાઢે છે ને, એકવાર ચોરી પકડાઇ, દગો એમને દેખાયો, પછી, કશાની પણ પરવા રાખ્યા વિના, કોઇની પણ દરકાર કર્યા વિના, એમણે ભલભલાના પોલ ઉઘાડા પાડયા છે એમા એમને મોટા મોટા ધારાશાસ્ત્રીઓની મૂઝવી નાખે એવી સખત ઉલટપાલટ તપાસના ભોગ થવુ પડયુ છે પણ એમણે સાચને કદિ આચ

આવવા દીધી નથી. ને એ રીતે કેટલા ય શેરહોલ્ડરોની દુવા મેળવી છે, તો સાથે સાથે ઘણી કંપનીના માલીકોનો તથા સંચાલકોનો તેમની લુચ્ચાઈ ને દગો ખુલ્લા પાડી ગુસ્સો પણ એમણે વ્હોરી લીધો છે. એમણે તો નાનપણના સંસ્કારથી ને પેસ્તનજી ખરેઘાટ પાસેથી એક જ વાત એમના દીલમાં ઉતારી છે કે હમેશાં સાચાનો જ પક્ષ લેવો. ને સાચાને જ માટે જાન જાય તો પણ પરવા કરવી નહિ. જૂઠાણું ઉઘાડું પાડવું, સામાની ગમે તેટલી ચાલબાજી હોય, એ ગમે તેવી જાળ બિછાવે પણ તેમાં જરા પણ ફસાવું નહિં, ને કપરામાં કપરી કસોટી આવે તો એ કસોટી સહન કરી તેમાંથી નિર્વિઘ્ને પાર ઉતરવું એ એમનો સિદ્ધાંત ખુદાની મહેરબાનીથી હજી સુધી એઓ અણીશુદ્ધ જાળવી શકયા છે. એમની ફરજમાંથી એમને ડગાવવા, એમની નીતિમાંથી એમને ચળાવવા, લાખો રૂપિયાની લાંચો આપવા પ્રયત્નો થયા છે. એમને રાજી કરવા આકાશપાતાળ એક કર્યાં છે, પણ શાપુરજી નીતિને રસ્તેથી, સચ્ચાઈને માર્ગેથી જરા જેટલા પણ ખસ્યા નથી. ને, તેથી જ એમની તરફ બધાને પ્રેમ, માન ને આદર છે. એમનું મન એટલું અડગ રહ્યું છે કે કયારે ય પણ લાંચ લેવાનું એમને મન થયું નથી. ને પોતાની એ અગ્નિપરીક્ષામાં ખુદાએ એમને ડગલે ને પગલે જે સહાય કરી છે તે માટે એઓ ખુદાનો અહેશાન માને છે. એમની આ પ્રામાણિકતા તથા સચ્ચાઈ માટે હાઈકોર્ટના ન્યાયાધીશોએ તથા સરકારે એમની ઘણી વેળાર કદર કરી છે.

એમની જાત મહેનતથી એમણે પોતાનો ધધો ખૂબ વધાર્યો છે ને લાહોર, કલકત્તા, કાનપુર, જમશેદપુર, હૈદ્રાબાદ તથા ઇંદોરમા એમણે શાખાઓ કરેલી. એ પરથી એમના ધધામા એમની શાખ, એમની કીર્તિ કેટલી છે તેનો ખ્યાલ આવશે. આખા હિન્દમાથી એમને માટે માગણી થાય છે પજાબ ને દિલ્હી જેવા દૂર દૂરના પ્રાતોમા પણ કઈ ગૂચવણભર્યો હિસાબ તપાસવાના હોય, કઈ ચોપડાના ગોટાળા હોય તો એ કામ શાપુરજીને જ સોપવામા આવે છે એકાઉન્ટસીને લગતા કામોમા સરકાર એમની સલાહ ઘણે અંશે માન્ય રાખે છે શાપુરજી ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ નથી, પણ આજે હિંદના ઓડિટરો અને એકાઉન્ટન્ટોમા એમની જે પ્રતિષ્ઠા છે, એ ધધામા એમને જે મોખરાનુ સ્થાન છે, તે કોઈ પણ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટને પણ ઇર્ષ્યા ઉપજાવે એવુ છે એમની બાહોશીની કદર તરીકે હિન્દ સરકારે બેક બે તપાસ સમિતિમા એમની નિમણુક કરી હતી ને એમના કામની કદર તરીકે એમને સરનો ખિતાબ પણ આપ્યો હતો ધધાદારી એકાઉન્ટન્ટોમા આવુ ઊચુ માન મેળવનાર એઓ પહેલા જ છે ને એ માન માગ્યા વગર એમને આપોઆપ સરકારે આપ્યુ છે. કારણ કોઈપણ માનને મેળવવા માટે ફાંફા મારવા કે મહેનત કરવી એ એમના સ્વભાવની જ વિરુદ્ધ છે

સર શાપુરજીએ આ ધધાની ખૂબ સેવાઓ બજાવી છે ઓડિટર ને એકાઉન્ટન્ટ તરીકે એમણે જે કામ કર્યું છે, તેનો બીજો દાખલો શોધ્યો નહિ જડે એમના જમાના પહેલા

ઑડિટરોની નીમણૂંક જાણીતા ને પૈસાદાર કુટુંબના નબીરાઓમાંથી થતી. તેમને હિસાબકિતાબનો કક્કો પણ આવડતો ન હોય, તેમને ધંધાને લગતી લુચ્ચાઈઓ, ચોપડામાં ખોટી હકીકતો, બનાવટી ચોપડાઓ, વગેરેની કશી ગમ નહિ એટલે એ લોકો માત્ર નામના જ હિસાબ ઑડિટ કરતા, ને ધંધામાં મોટી મોટી પોલો ચાલ્યા કરતી. અપ્રમાણિક માણસો અને લોકોને નવડાવનાર લુચ્ચાઓને લીલાલહેર હતી. પણ ઇ. સ. ૧૯૧૦માં એક સનસનાટી ભર્યો બનાવ મુંબઇની વેપારી આલમમાં બન્યો. એણે આખા મુંબઇને ખળભળાવી મૂક્યું શેઠ દ્વારકાદાસ ધરમસી તે વખતે મુંબઇના એક ખૂબ જાણીતા વેપારી હતા, મહાન ઉદ્યોગપતિ હતા, મુંબઇના એક વખતના શેરીફ હતા, ને, બોમ્બે કોટન, લક્ષ્મીદાસ મિલ્સ તથા ત્રિકમદાસ મિલ્સ એમ ત્રણે કંપનીઓમાં મેનેજીંગ એજંટ હતા. એઓ ખૂબ લહેરી ગણાતા, પાણીની જેમ પૈસો ઉડાવતા. પણ એમણે લાખો રૂપિયાના ગોટાળા કરેલા. કંઇક ચાલબાજી કરેલી, તેનો ઇતિહાસ તો આજે શાપુરજીને પ્રતાપે આખા મુંબઇની વેપારી આલમમાં જાણીતો છે. પણ એમની ઠગાઇ એટલી બધી સંગીન ને વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવેલી કે ભલભલાની બુદ્ધિ બહેર મરી જાય. એને પકડવો એ તો બહુ જ કપરું કામ હતું. આ ઠગાઇને પકડવા હાઇકોર્ટના તે વખતના રજીસ્ટ્રાર મિ. આર. ડી. શેઠના, કે જેમને આને માટે લિક્વિડેટર તથા રિસિવર નીમ્યા હતા, તેમણે શાપુરજીને આ મુશ્કેલ અને જવાબદારી ભર્યું

કામ સોપ્યુ. કારણુ શાપુરજી સિવાય બીજા કોઇથી એ કામ નહિ થઇ શકે તેની એને ખાત્રી હતી.

ઇન્વેસ્ટીગેટર તરીકે એમની નીમણુંક થતાં વેંત જ, કાગળીયાના ઢગો, ખગખોટા ચોપડાઓ, ને જમેઉધારનાં ખાતાંઓ, એ બધામાં શાપુરજી એક રીતે દટાઈ ગયા એમ કહીએ તો ચાલે. ભાઈશંકર કાંગાવાળા ભાઇશંકર લિક્વિડેટરના સોલિસિટર હતા. શાપુરજીએ જોયુ કે આ કામ માત્ર ધંધાને લગતું ખાનગી કામ નથી પણ આ તો જાહેર જનતાની સેવા કરવાની પરમાત્માએ એમને કિંમતી તક આપી છે, એટલે એમણે તો કમ્મર કસી, આને સેવાનું કામ માનીને બધી બુદ્ધિ ને શક્તિનો ઉપયોગ કર્યો, ને, જૂઠા ચોપડાઓ, ખોટા જમે ઉધારો, હિસાબની ઠગાઇઓ, એ બધુ શોધી કાઢી, દ્વારકાદાસ ધરમસી સામે પૂરવાર કરી બતાવ્યુ ને એમણે સરકારનું ધ્યાન દોર્યું કે, એક જ માણસ ત્રણ ત્રણ મિલનો એજન્ટ હોય તો, પછી, એને ઠગાઇ કરવાની, પોતાની બધી બુદ્ધિનો લોકોને નવડાવવા માટે ઉપયોગ કરવાની કેવી સરસ તક મળે છે! આ રીતે બધી ઠગાઇ પકડી એમણે આ કેસ પરથી જે મુખ્ય સિદ્ધાંતો તારવ્યા તે નીચે પ્રમાણે હતા:

૧. જાહેર કંપનીઓના હિસાબ તો હિસાબકિતાબની આંટીઘૂંટીઓ જેઓ જાણતા હોય, ને એ કામમાં ખુબ જ પાવરધા હોય, ને ઑડિટીંગનુ જેમને પૂરેપૂરૂં જ્ઞાન ને અનુભવ હોય, ને જેઓ પૂરેપૂરા પ્રામાણિક ને નીડર

હોય તેવા ઑડિટરોને જ નીમવા જોઈએ

૨ ઑડિટરો એજન્ટથી તદ્દન સ્વતંત્ર હોવા જોઈએ, કે જેથી શૅરહોલ્ડરોને પૂરેપૂરો સંતોષ ઉપજે એ રીતે એઓ કશીયે ડખલ વગર પોતાની ફરજ બજાવી શકે

સર શાપુરજીની આ ભલામણો એટલી સાચી ને અગત્યની હતી કે હિન્દ સરકારે એ ભલામણો તરત જ સ્વીકારી લીધી, ને સરકારે ઑડિટરના ધંધા માટે પ્રમાણપત્રો આપવાનું શરૂ કર્યું એક પ્રમાણપત્ર માત્ર અમુક પ્રાંતમાં ચાલે એવાં પ્રાંતિય પ્રમાણપત્રો ( Restricted Certificates ) હતાં અને બીજી જાતનાં પ્રમાણપત્રો આખા હિંદુસ્તાનમાં ચાલી શકે એવાં ( Unrestricted ) હતાં સર શાપુરજીએ દ્વારકાદાસ ધરમસીના ગોટાળાને ખુલ્લો પાડી કરેલી જાહેર સેવા બદલ સરકારે એમને આખા હિન્દનું ( Unrestricted ) પ્રમાણપત્ર આપ્યું

આ રીતે શાપુરજી તરફથી ઑડિટરના ધંધાને માનભર્યું સ્થાન મળ્યું ને સરકાર તરફથી એ ધંધાની યોગ્ય કિંમત આંકવામાં આવી

આજે અડતાળીસ વર્ષો થયાં સર શાપુરજી તપાસણી કરનાર ( Investigator ) તરીકે, ફડચામાં લઈ જનાર સરકારી અધિકારી ( Official Liquidator ) તરીકે અને લવાદ ( Arbitrator ) તરીકે ઘણી ઉમદા ફરજ બજાવતા આવ્યા છે ને બધાને પોતાનાથી બનતો સંતોષ આપે છે

તપાસણી કરનાર ( Investigator ) તરીકે એમણે દ્વારકાદાસ ધરમસીની બાબતમાં ઘણી ચોંકાવનારી હકીકતો બહાર પાડી, જનતાની સહાનુભૂતિ ને પ્રેમ મેળવ્યાં. એવું જ બીજું જાણીતું કામ સ્પીશી બેંકની ઠગાઇને લગતું હતું. એ કામ પણ ઘણું જ મુશ્કેલીભર્યું હતું. પણ દ્વારકાદાસ ધરમસીના જેવું જ લોકોના હિતનું, લોકોની જેની મારફત સેવા થઈ શકે એ જાતનું કામ હતું. એમણે બધી ઝીણવટભરી તપાસ મહિનાઓની મહેનત લઇ કરી ને પછી એમણે જે રિપોર્ટ કર્યો તેમાં જણાવ્યું કે :

> "આ બેંકની વ્યવસ્થાને હલકા પ્રકારની દગાબાજીનું નામ આપી શકાય. એમાં બનાવટી – ખોટા ઉભા કરેલા આસામીઓને ધીરેલા નાણાં દેખાડનારી ને તેને ટેકો આપવામાં ચાહ જોગી ચિઠ્ઠીઓ ( promissory notes ) ઉપજાવી કાઢવાની હદ સુધી એ લોકો ગયા હતા. મરનાર મિ. ચુનીલાલ સરૈયાના ઘણા વખાણનારા હતા ને એઓ પોતાની પરસોનેલિટીને કારણે, અથવા નાણા સંબંધી અગત્યનો ભાગ પોતે ભજવતા હતા તેથી જે એક મોટી સ્વદેશી બેંકનું ખાતું એઓ મેનેજર તરીકે ચલાવતા હતા તેથી તેમના વખાણનારા ઘણા હતા. પણ તેઓ પોતાનું કામકાજ ચલાવવા તદ્દન નિષ્ફળ નીવડ્યા છે એ વધુ અફસોસ કરાવે એવી હકીકત છે......હિસાબો ખોટી રીતે ઘડી કાઢવાની રીતને નવા પ્રકારની કહી શકાશે નહિ ને રૂપીયા

એક કરોડ ને બાર લાખની રકમ સબંધી ગોટાળો કરવામા આવ્યો છે. વળી, ડિરેકટરોની બેદરકારી ને ગફલતને લીધે આવી દગાખોરી બનવા પામી છે. તેમણે પોતાની જવાબદારી અદા કરી નથી, તેઓ પોતાની ફરજ ચૂકયા છે, ને તદ્દન ખોટી વિગતોમાથી તેમણે ખોટા હિસાબો ઉપજાવી કાઢયા છે."

સ્પીશી બેંકને ફડચામાં લઈ જવાનો હુકમ નામદાર જજ સર દીનશા દાવરે આપ્યો હતો અને તે નામદારે ફરમાવ્યું હતું કે, બેંકના હિસાબ, ચોપડા, વગેરેને લગતો રિપોર્ટ કરવો. એ કામ શાપુરજીને સોંપાતાં એમણે જરા પણ સકોચ વગર, નીડરતાથી, બધા ગોટાળા જાહેરમાં આણ્યા. આ બેંકમાં સર વિઠ્ઠલદાસ ઠાકરસી, પરસોત્તમ વિશ્રામ માવજી, લખમસી નપુ, મોરબીના ઠાકોર સાહેબ અને ચુનીલાલ ધરમશી સરૈયા વગેરે જાણિતી વ્યક્તિઓ ડિરેકટરો તરીકે હતી. આ બધા ડિરેકટરોની બેદરકારી ને ગાફેલપણા ઉપર એમણે બહુ કડક શબ્દોમાં રિપોર્ટ કર્યો. આ રિપોર્ટે આખા શહેરમા બહુ જબરી સનસનાટી ફેલાવી હતી, ને બધા મોટામોટા વેપારીઓ ને ઉદ્યોગપતિઓ મૂઝાઇ ગયા હતા.

સ્પીશી બેંક ઉપરાત, ઇ. સ ૧૯૧૩મા જાફર જુસબની ક્રેડિટ બેંક ઓર્ ઇંડિઆનુ કામ પણ સરકારે શાપુરજીને જ સોંપ્યુ. ને તેમા પણ પ્રામાણિકતા ને નીડરતાથી તપાસ કરી. એના બધા ગોટાળાઓ, દગાબાજીઓ એઓ બહાર

લાવ્યા ને એ રીતે વેપારી આલમની એમણે મોટી સેવા કરી

આ ત્રણે કેસમા, એમણે પોતાના વેપારી કાયદાની ઊંડી સમજથી, ઓડિટર તરીકેની ઝીણવટભરી તપાસથી અને ખંત તથા મહેનતથી, લાગતા વળગતાઓને, પૂરેપૂરો સતોષ આપ્યો. ને એમની આબરૂ તથા એમનું માન વેપારી જગતમા ખૂબ ખૂબ જ વધ્યા

એમણે એમની ધંધાદાની કારકીર્દીમા ઓફિસિયલ લિક્વિડેટર (સરકાર તરફથી નીમાયલા ફડચા અધિકારી) તરીકે નીચેની ચાર કંપનીમાં કામ કર્યું :

પાયોનીયર બેંક, મુબઇ : આ બેંકને અંગે મુંબઈ હાઇકોર્ટના ન્યાયાધીશ મિ. મેકલાઉડે એમની નીમણુક લિક્વિડેટર તરીકે કરી. એમના સમય સુધી જે જે લિક્વિડેટરો નીમાતા હતા તેમની પાસે અમુક જામીનગીરી લેવામા આવતી હતી પણ મેકલાઉડ સાહેબ શાપુરજીની પ્રામાણિકતા તથા કર્તવ્યભાન પર એટલા ખૂશ હતા કે, એમણે એમની નીમણુક કશી પણ જામીનગીરી લીધા વિના કરી, ને અત્યાર સુધી ન બનેલો એવો રિવાજ પાડયો. આ બનાવ પછી જ્યા જ્યાં શાપુરજીને લિક્વિડેટર નીમવામાં આવ્યા છે ત્યા ત્યા વિના જામીનગીરીએ જ નીમવામા આવ્યા છે

આ બેંકના વહીવટની બધી તપાસ કરી શાપુરજીએ જે

રિપોર્ટ બહાર પાડયો તે ઘણો ચોંકાવનારો હતો. એમણે બેંકની એકેએક પોલ ઉઘાડી પાડી ને એમાં જે જે ગલતીઓ હતી, જે ઠગાઈ ને લુચ્ચાઈ હતી, તે બધી ખૂબ મહેનતથી, રાતદિવસની ઝીણવટભરી તપાસ કરી ખુલ્લી કરી. એમના રિપોર્ટમાં એમણે જણાવ્યું કે :

> "જોઈને ઘણી દીલગીરી ઉપજે છે કે, આ બેંકનો વહીવટ કાયદેસર બેકીંગના ધોરણપર ચલાવવામાં આવ્યો નહોતો... હિન્દના સ્વદેશી બેંકીંગના સારા નામ અને કીર્તિને ખાતર ઉપર જણાવેલા ધોરણે ચાલતા ખાતા જેટલા થોડા હોય તેટલું સારૂં. કેટલીક ગેરવહીવટ ધરાવનારી સ્વદેશી સંસ્થાઓના સબંધમાં હમણાં હમણાં જે વિગતો બહાર આવી છે તેથી સ્વદેશી સાહસને પ્રમાણિકપણે ઉભું કરનારાઓ અને તેના હિમાયતીઓને ગંભીર નિરાશા ઉપજે છે, અને તેનું પરિણામ એ આવ્યું કે ભવિષ્યને માટે જાહેર પ્રજાનો વિશ્વાસ સદતર ગયો છે, અને પ્રગતિ એક બીજા જમાના જેટલી પાછળ રહી છે. બેંકે જે રીતે વહીવટ ચલાવ્યો છે, તે એક રીતે એક નાની મારવાડી પેઢીએ વટીક વહીવટ ચલાવેલો હમોએ સાભળ્યો નથી "

આ પરથી સાબીત થશે કે પોતાને સોંપેલા કામમાં એઓ કેટલા નીડર, હિંમતવાન ને સાચું બોલનારા હતા ને આ રીતે બેંકના ગોટાળા ખુલ્લા કરી પોતાના ધંધા મારફત

લોકસેવા શી રીતે થઇ શકે છે તે એમણે બતાવ્યુ.

આ બેકના રિપોર્ટથી એમને જે જાહેરાત, જે યશ મળ્યો, તેનાથી આખા હિન્દમા એમનુ નામ જાણીતું થયુ ને તેથી પંજાબની પીપલ્સ બેંક ઓફ ઇંડીઆ – લાહોર, તથા અમૃતસર બેંકના સરકારી લીકવીડેટર તરીકે એમની ખાસ નિમણુંક કરવામા આવી પોતાને સોંપાયલુ આ કામ એમણે ઘણી જ બાહોશીથી બજાવ્યુ તે એટલે સુધી કે પીપલ્સ બેંકમા એમણે લેણદારોને એક રૂપિયે સવા રૂપિયો અપાવ્યો પંજાબની હાઇકોર્ટે સર શાપુરજીની આવા મુશ્કેલ, કપરા, અને ગૂંચવણ-ભર્યા કામને સહેલાઇથી પાર પાડવાની મહેનત ને બાહોશી જોઈ એમના કામની કદર કરી એમને એ કામ માટે બે લાખ રૂપિયાનું મહેનતાણુ આપ્યુ પહેલા શાપુરજીને આ કામ માટે એક લાખ રૂપિયાનુ મહેનતાણુ આપવાનુ નક્કી થયુ હતુ પણ પછી ૧૯૧૯ના નવેમ્બરમા શાપુરજીએ લાહોર હાઇકોર્ટના ન્યાયમૂર્તિ મિ. જસ્ટિસ બ્રોડવેને પોતાના મહેનતાણા વિષે ફરી વિચાર કરવા કહ્યુ, ત્યારે કયા સંજોગોમા શાપુરજીના મહેનતાણા વિષે ફરી વિચાર કર્યો તે જણાવતા જસ્ટિસ બ્રોડવેએ ૧૯૨૦ના એપ્રિલમાં કહ્યું કે

"પીપલ્સ અને અમૃતસર બેંકના લીકવીડેટર તરીકે નીમવામા આવેલા મિ. બીલીમોરીઆ, એવા મુશ્કેલ સંજોગો વચ્ચે નીમાયા હતા કે, જેનો વિગતવાર ખુલાસો કરવાની અહીં જરૂર નથી. ફક્ત એટલું જ કહેવુ બસ થશે કે,

ત્યાંની પરિસ્થિતિ કેવી છે તે જાણ્યા વિના એમણે મુંબાઇથી લાહેર સુધી આવવાનું કબૂલ્યુ ને એ કંપનીઓને કડ્યામાં લઈ જવાનું કામ હાથમાં લીધું. ૯મી સપ્ટેમ્બર ૧૯૧૮ ને દિવસે એમને બન્ને બેંકના ઓફિસીયલ લીકવીડેટર નીમવામાં આવ્યા ને ૧૯મી સપ્ટેમ્બરે એમની નીમણુંકને મંજુરી મળી. તે વખતે એમના મહેનતાણાં તરીકે જે નાણાં મળે તેમાંનો એક ટકો, ને જે નાણા વહેંચાય તેનો એક ટકો, આપવો એમ ઠરાવવામાં આવ્યું હતું. ને એમને બન્ને બેંકનાં મળીને વધુમાં વધુ મહેનતાણું એક લાખ રૂપીયા મળે એમ પણ નક્કી થયું. ૧૯૧૯ના નવેમ્બરમા એમણે મને એમના મહેનતાણા બદલ વિચાર કરવા જણાવ્યું. ને, મને કહ્યું કે એઓ દરેક લેણદારને એક રૂપિયાના સોળ આના આપી શકવા છે, એટલું જ નહિં પણ એમને એમના નાણાંના વ્યાજ બદલ પણ થોડું આપી શકશે એવી એઓ ખ્વાહેશ રાખે છે.

"૧૯૧૯ના નવેમ્બરની આખર સુધીમા બન્ને બેંકોના લેણદારોને રૂપિયે સોળ આના મળી ચુકયા હતા ને મારા મત પ્રમાણે આનો બધો જશ, ઓફિસીયલ લીકવીડેટરની બાહેશીને જાય છે. એમણે જે કુનેહ, દૂર દેશી ને ખંતથી કામ કર્યું છે, ને આ મુશ્કેલ કામને એમણે જે સ્હેલાઇથી પાર ઉતાર્યું છે, તેથી જ લેણદારોને આટલો મોટો ફાયદો પ્રાપ્ત

"મિ બીલીમોરીઆએ જ્યારે મને મહેનતાણા બદલ ફરીથી વિચાર કરવા જણાવ્યુ ત્યારે મે તે વખતના વડા ન્યાયાધીશ સર હેન્રિ રેન્ગીગનની સલાહ લીધી, ત્યારે તેમણે મને જણાવ્યુ કે, લેણદારોને ૧૬ આનાથી જરા વધારે મળે, ત્યારે ઓફિસીયલ લીકવીડેટરની કામગીરીની પણ કદર થવી જોઇએ

"વળી, પીપલ્સ બેકના લેણદારોને રૂપિયે ત્રણ આનાનુ વધારાનુ ડિવિડન્ડ જાહેર કરવામા આવ્યુ છે, ને એ રીતે લેણદારોને અત્યાર સુધીમા બધુ મળીને રૂપીયે ૧૯ આના મળ્યા છે આવા સજોગોમા જો હુ મહેનતાણુ વધારુ તો તે બધી રીતે યોગ્ય છે ને તેથી તેમને વધારેમા વધારે બે લાખ રૂપિયા મળે એમ ઠરાવુ છુ આ નિર્ણય જાહેર કરતા મને ઘણો જ આનદ થાય છે આ રકમ પહેલાના જે લીકવીડેટરોને આપવામા આવતી હતી તેના પ્રમાણમા ઘણીજ સારી છે "

આ પ્રમાણપત્ર પરથી આપણને ઉત્તર હિન્દમા એમણે જે મહત્વનુ કામ કર્યું, ને શેરહોલ્ડરોને, ને લેણદારોને પૂરેપૂરો સતોષ આપી પોતાની નીમણુકને સાર્થક કરી તેનો ખ્યાલ આવશે આ રીતે જ્યા જ્યા એમને આવું ઘણુ અગત્યનુ કામ સોપવામા આવ્યુ છે, ત્યા એમણે, પોતાની ફરજ એવી સરસ રીતે બજાવી છે કે દરેકને એમની તરફ માન ને પ્રેમ

ઉપજે. કારણ આવા કામને એઓ પોતાની અંગત કમાણીને માટેનું કામ ગણતા નથી, પણ જનતાની સેવા કરવાની તક સમજે છે.

આ ઉપરાંત દિલ્હીમાંની ડેવલપમેન્ટ કોરપોરેશન ઑફ઼ ઇન્ડીઆની કંપનીનુ લીકવીડેશન ( ફ઼ડચા ) નું કામ પણ એમની ખ્યાતિને લઇને શાપુરજીને સોંપાયું હતું. એ કંપનીમાં બોલ્ટન ભાઇઓ કે જેમણે ઘણી ઠગાઇઓ કરેલી, તેમની ઠગાઈ બધી શાપુરજીએ પકડી પાડી, ને પોતાના રિપોર્ટમાં એમને માટે બહુ જ સખત શબ્દોમાં કહ્યું. આ કામ માટે શાપુરજીને રૂપિયા વીસ હજાર મળેલા.

શાપુરજીની તપાસણી ને એમના રિપોર્ટને લીધે ઉપર જણાવેલી ચારે બેંકોને બંધ કરવામાં આવી ને શાપુરજીએ આ ચાર બેંકોમાં ભજવેલા ભાગથી એમની ધંધાદારી પ્રતિષ્ઠા ખૂબ વધી. એમનું માન વધ્યુ ને હિન્દના જાણીતા અને માનવંતા ઓડીટરોમાં એમનું નામ બોલાવા લાગ્યું.

શાપુરજીની જેમાથી લોકસેવા પણ કરી શકાય એવી ધંધા અંગેની ત્રીજી જાણીતી કામગીરી રીસીવર તરીકેની છે. આમાં ચાર કંપનીઓ ખાસ કરીને જાણીતી છે કે જેમાં શાપુરજીએ ઘણું વખાણવા લાયક કામ કર્યું હતું.

આદમજી પીરભાઈ: આદમજી પીરભાઇના કુટુંબ પાસે લખલૂટ પૈસો હતો. પણ એ કુટુંબનો બધો પૈસો હાઇકોર્ટના

હાવાહુવીમાં જ ઘસડાઈ ગયો ને એથી એ કુટુંબ આફતમાં આવી પડ્યું. કોરટે શાપુરજીને રીસીવર તરીકે નીમ્યા. એમણે એ પૈસાની મુશ્કેલીમાંથી ઠેકાણું પાડી આપી બધા લેણદારોને પૈસા ચૂકવી દીધા. ને કુટુંબનું પોષણ થઈ શકે એટલી મિલકત પણ બાકી રાખી. આથી કુટુંબના બધા માણસોએ એમને દુવા દીધી. કારણ એઓ ન હોત તો આખું કુટુંબ પાયમાલ થઈ જાત.

સીલોનના ખાનો : આ લોકોની સ્થિતિ પણ આદમજી પીરભાઇના કુટુંબ જેવી જ હતી. આ કામ એમને સોંપાયું એટલે બધી તપાસ કરવા, એઓ બે વાર સીલોન ગયા હતા. અહીં પણ પોતાની બુદ્ધિનો ને કુનેહનો ઉપયોગ કરી એમણે બધા લેણદારોને પતવ્યા, ને લાખો રૂપિયા કુટુંબ માટે બચાવી, એ લોકો સુખચેનથી રહી શકે એવી વ્યવસ્થા એમણે કરી આપી.

આ ઉપરાંત બીજી બે એસ્ટેટો, તે, ગુલામહુસેન ઇસાજી ને કેખશરૂ બનાજીના પણ એમને રીસીવર નીમ્યા હતા. ને, એમણે, લેણદારોને પતવી, કુટુંબના માણસોને પણ રાજી રાખી, હિસાબ પતવ્યો હતો. આ રીસીવર તરીકેની એમની કામગીરીની ખાસીયત એ હતી કે એઓ લેણદારોને પણ સંતોષ આપતા ને દેણદારોને પણ. એમના જેવા કોઈક જ મનુષ્ય જડે જે બન્ને પક્ષોને સંતોષી શકે, ને, બન્ને પક્ષનો પ્રેમ જીતી શકે. એ માટે સચ્ચાઈ જોઇએ, અને તે એમના જેવા કોઇકમાં જ જડે.

ગયા મહાયુદ્ધમાં પણ સરકારે અનેક દુશ્મન કંપનીઓને ફડચામાં લાવવા માટે ફડચા અધિકારી (લીકવીડેટર) તરીકે એમને નીમ્યા હતા. આ કામને અંગે એમણે અનેક દુશ્મન કંપનીઓની માલમિલકતનું સરવૈયું કાઢી, તેની આવકજાવક, લેણદેણની પૂરી તપાસ કરી, ચોપડા બરાબર તપાસી, લેણદારોની માગણીઓ તરફ પૂરતું ધ્યાન આપી બધું ઠેકાણે પાડવાનું કામ ઘણું જ મુશ્કેલ હતું. શાપુરજીએ ખૂબ મહેનત કરી, ઉજાગરાઓ કરી, ચોકખા હિસાબો રજૂ કર્યા ને બધા લેણદારોને નાણાં ચૂકવી એમને સંતોષ આપ્યો. શાપુરજી એ એકલા જ હિન્દી હતા કે જેમને આવી મોટી જવાબદારીનું કામ સોંપાયુ હતું. આ કંપનીઓમાં જાણીતી કંપની ધી ઓસ્ટ્રીયન લોઈડ નેવિગેશન કંપની પણ હતી. આ ઉપરથી સરકારને એમનામાં કેટલો બધો વિશ્વાસ હતો તે જણાઈ આવશે. દુશ્મન કંપનીઓ ઘણે ભાગે યુરોપિયન કંપનીઓ હતી. ને બ્રિટિશરો તથા યુરોપિયનોને હિન્દીઓમાં મુદ્દલ વિશ્વાસ જ નહિ. હિન્દીઓ તરફ એઓ શંકાની નજરે જુએ. આવા સંજોગોમા સર શાપુરજીની નીમણુંક એ એમના જીવન માટે તથા હિન્દને માટે બહુ અગત્યની બીના કહી શકાય. સર શાપુરજીએ આ બાબતમાં કામ નિષ્પક્ષપાતપણે તથા વિવેકબુદ્ધિથી લીધુ હતું અને હિન્દીઓને પણ જો તક આપવામાં આવે તો એઓ પણ યુરોપીયનો જેટલા જ નિષ્પક્ષ, પ્રામાણિક અને બાહોશ હોય છે તેની ખાત્રી કરી આપી હતી અને પોતાના નિર્ણયથી એમણે સરકારને તેમજ દુશ્મન કંપનીઓને પૂરતો સંતોષ

આપી શકયા હતા. શર શાપુરજીએ લડાઈ દરમ્યાન લીકવીડેટર તરીકે જે નિઃસ્વાર્થ સેવા બજાવી તેના બદલામાં એમને M. B. E. નો ખિતાબ એનાયત કરવામાં આવ્યો હતો. વળી ઑડિટરોને પ્રમાણપત્રો આપવાને સરકારે ઑડિટર્સ કાઉન્સિલની સ્થાપના કરી તેના સર સાપુરજીને સભ્ય બનાવી, એમની સેવાની કદર કરી હતી.

વેપારી શિક્ષણને શાસ્ત્રીય ધોરણ પર મૂકીને હિન્દમાં વેપારી શિક્ષણનો પ્રચાર કરી, ને, ઑડિટર તરીકે લોકોની સેવા કરી ઑડિટરના ધંધાનું એમણે માન અને ગૌરવ વધાર્યું. અને તે સિવાય પણ બીજી ઘણી રીતે આ ધંધાને આગળ લાવવા એમણે અથાગ પ્રયત્નો કર્યાં છે. તેમનો એક પ્રયત્ન નોંધ લેવા જેવો ને ઘણો અગત્યનો છે. અને તે ઈ. સ. ૧૯૧૦મા એમણે ધંધાદારી ઑડિટરો ને એકાઉન્ટન્ટોની એક સોસાઇટી મુંબઈ મધ્યે સ્થાપી તે લેખી શકાય. ઈ. સ. ૧૯૧૦ના મે મહિનાની ૯મી તારીખે એસોસિએશન ઑફ ઑડિટર્સ એન્ડ એકાઉન્ટન્ટસ નામની સંસ્થા સ્થાપવા માટે એમણે એક પ્રાથમિક સભા મુંબઈ મધ્યે બોલાવી. તે વખતે પહેલા સ્થાપક તરીકે ભાષણ કરતાં અને એ સંસ્થાના આદર્શો સમજાવતાં સર શાપુરજીએ જણાવ્યું હતું કે:

"આપણા ધધામાં જે લોકો નિષ્ણાત છે, તેમનું એક એસોસિએશન સ્થાપવાની જરૂર તો છે જ, એની કોઈ ના પાડી શકે એમ નથી. આખી દુનિયાભરમા આ જાતની

સંસ્થાઓ છે, ને કેટલીક સંસ્થાઓ તો એટલી બધી આગળ વધી છે કે એમણે જનતાનો પૂરેપૂરો વિશ્વાસ મેળવ્યો છે. ચાર્ટર્ડ એકાઉન્ટન્ટોને જે માન મળે છે તે સમાજમાં એઓ જે કામ કરે છે તેને લીધે છે. આપણે હિંદુસ્તાનમા થોડા વખતમાં એવી શાખ મેળવવી જોઈએ કે જેમને કોઈપણ મોટામાં મોટી જવાબદારીનું કામ આપતાં, વેપારી, ઉદ્યોગની, કે બીજી કોઈપણ સંસ્થા જરા પણ સંકોચ ન અનુભવે. હિંદુસ્તાનમાં એવા ઑડિટરો છે કે જેમનો અનુભવ, જેમની શક્તિ અને બાહોશી ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ કરતાં જરા પણ ઉતરે એવાં નથી હોતાં...આ સંસ્થા એવા માણસોની બનેલી હશે, કે, જે આપણા ધંધાને લગતી વધતી જતી જવાબદારીઓ ઉપાડવાને બધી રીતે તૈયાર હોય, ને, ઝીણવટભરી હિસાબની તપાસણીથી, ખંતથી, પ્રામાણિકતાથી, સરકાર તેમજ જાહેર જનતાનો પૂરેપૂરો વિશ્વાસ મેળવે.. આ પ્રકારની સંસ્થા આપણો દરજ્જો ઘણો ઉંચો બનાવશે ને આપણા ધધાનું હિત વધારશે...આપણા જુવાનીઆને શિક્ષણ આપવાનું યોગ્ય સાધન બનશે. ને, જાહેર કંપનીઓના શેરહોલ્ડરો એક પ્રકારની રાહતની લાગણી અનુભવે એવું વાતાવરણ પેદા કરશે."

આ સોસાયટી મુંબઈ મધ્યે ૧૯૧૦માં સ્થાપવામાં આવી, અને એના મુખ્ય ઉદ્દેશો નીચે પ્રમાણે હતા :

૧ ઑડિટરો ને એકાઉન્ટન્ટોનો ધંધો માનભર્યો રહે, ને, એમાં સડો ન પેસે તે માટે પ્રયત્નો કરવા. એમા થતી ઠગાઈઓ ને લુચ્ચાઈને ઉઘાડી પાડવી

૨ વેપારી વર્ગમાં ચોકખા ને વિગતવાર હિસાબ રાખવાની ટેવ પડે તે માટે પ્રયત્નો કરવા

૩ ઑડિટીંગ ને એકાઉન્ટન્સી વિષે નિબંધો લખવા ને વાંચવા, અને ભાષણો ગોઠવવાં

૪ એ માટે સ્કોલરશિપો આપવી તથા પ્રદર્શનો ભરવા

૫ સભ્યો માટે પુસ્તકાલય રાખવું

૬ ધંધાને લગતી બાબતોમાં સરકાર આગળ પ્રતિનિધિ મંડળો લઈ જઈ પોતાની મુશ્કેલીઓ રજૂ કરવી, ને કોઈ પણ ઠગાઈ વિષે જરા જેટલી પણ ખબર પડતા સરકારને તે તાબડતોબ જણાવવી

૭ એકાઉન્ટન્સી વિષે ભાષણો, પેપરો, ચર્ચાઓ, વગેરે મારફત જાહેરજનતાને માહિતી આપવી

આ ઉદ્દેશો પરથી આ કામ કેટલું જરૂરનું, ઉમદા તથા લોકોને ઉપયોગી હતું તે જણાશે. આ સંસ્થાના સ્થાપક, પિતા, સંચાલક જે ગણો તે શાપુરજી હતા. આ સંસ્થા મારફત એમણે ઑડિટરના ધંધાને ઘણા મોભ્ભાવાળો બનાવ્યો પોતે આગળ પડતો ભાગ લઈને પોતાનો કેસ સરકાર આગળ સચોટ

રીતે રજૂ કરીને સરકાર પાસે એમણે કેટલાક હક્કો મેળવ્યા ને ધંધાનુ રક્ષણ કર્યું. આ સંસ્થાના આશ્રયે એમણે સારાં, ઉપયોગી અને માહિતીપૂર્ણ ભાષણો ગોઠવ્યાં, બધા ઑડિટરોને એક જગ્યામાં એકઠા કરી ધધાને લગતા સવાલોની ચર્ચા કરવાની તક આપી, ને પોતાની શક્તિ ખર્ચીને આ સંસ્થાને એમણે પગભેર કરી. આ સંસ્થા દ્વારા હિંદના ઑડિટરોમાં સંગઠ્ઠનની ભાવના દૃઢીભૂત થઈ. તેઓ પોતાની જવાબદારી સમજવા લાગ્યા અને આ સંસ્થાદ્વારા ઑડિટરો અને એકાઉન્ટન્ટો સરકાર સમક્ષ પોતાનું વજન સારી રીતે પાડી શકયા અને સરકારે પણ આ મસ્થાને માન આપી એના કાર્યની કદર કરી. આ સંસ્થાની સ્થાપનાથી ઑડિટરના ધંધાને શાસ્ત્રીય પદ્ધતિ પર મૂકવા માટે, ને એ ધંધાની અગત્ય લોકોને સમજાય તે માટે શાપુરજીએ કેવા અવિરત પ્રયત્નો કરેલા, તેનો કંઇક આછો ખ્યાલ આવશે. આ તો એમણે ઑડિટરના ધંધાને ગૌરવવન્તો બનાવવામાં જે અનેક પ્રયત્નો કર્યા છે તેમાંથી થોડા જ અહિં જણાવ્યા છે.

આ સિવાય સર શાપુરજી ઑડિટીંગને લગતી નીચલી સંસ્થાઓ જોડે ગાઢા સંબધ ધરાવે છે :

૧ સભ્ય : ઑડિટર્સ કાઉન્સિલ, મુંબઈ

૨ સભ્ય : ઈન્ડીઅન એકાઉન્ટન્સી બોર્ડ

૩ પ્રમુખ : એડવાયઝરિ પેનલ ઑફ એકાઉન્ટન્ટસ

૪ સભ્ય : ઇન્ડીઅન એકાઉન્ટન્સી બોર્ડની પરીક્ષક સમિતિ

૫ સભ્ય : ઇન્ડીઅન એકાઉન્ટન્સી બોર્ડની શિસ્ત સમિતિ

૬ સભ્ય : સીડનહેમ કોલેજ ઓફ કોમર્સની સલાહકારક સમિતિ.

આ પરથી ફલિત થશે કે, એકાઉન્ટન્સી ને ઑડિટના ધંધાને લગતી સરકારી બીન સરકારી બધી સંસ્થાઓ જોડે એમને નિકટનો સંબંધ છે એટલું જ નહિ, પણ, આ બધી સંસ્થાઓના કામમાં એઓ ઊંડો રસ લે છે, એ સંસ્થાઓની દરેક સભામાં હાજરી આપે છે, ને પોતાના અનુભવનો, ધંધાને લગતા પોતાના વિચારોનો પૂરો લાભ એ સંસ્થાઓને એઓ આપતા રહ્યા છે. સર શાપુરજીનાં ઇન્ડીઅન એકાઉન્ટન્સી બોર્ડના સભાસદપણાની એક અપૂર્વ વિશિષ્ટતા છે અને તે એ કે ઇ. સ. ૧૯૧૧માં જ્યારથી એ બોર્ડની સ્થાપના થઈ ત્યારથી આજ સુધી એઓ એના સભાસદ તરીકે ચાલુ રહ્યા છે. આ વર્ષો દરમ્યાન એ બોર્ડના સભ્યોમાં સંખ્યાબંધ ફેરફારો થયા છે. ઘણાય સભાસદો આવ્યા અને ગયા છે પણ સર શાપુરજીએ પોતાનું સભ્યપદ અખંડિત અને એકધારૂં સાચવી રાખ્યું છે. આ સંસ્થા ઘણું અગત્યનું કામ કરી રહી છે અને સર શાપુરજીએ ગમે તે પ્રકારે ફુરસદ મેળવી એ સંસ્થા સાથે પોતાનો સંબંધ જાળવી રાખ્યો છે એટલું જ નહિ પણ એ

સંસ્થા મારફત એમણે ઘણું સંગીન અને સક્રિય કામ કરી ઑડિટરના ધંધાને અપનાવ્યો છે.

એકાઉન્ટન્સીને લગતી પરદેશી જાણીતી નીચલી સંસ્થાઓમાં સર શાપુરજી ફેલો છે:

૧ ફેડરલ ઈન્સ્ટીટયુટ ઑફ એકાઉન્ટન્ટસ – ઓસ્ટ્રેલિયા, ૧૯૦૦

૨ કોરપોરેશન ઑફ એકાઉન્ટન્ટસ

૩ ઈન્સ્ટીટયુટ ઑફ સરટીફાઈડ પબ્લીક એકાઉન્ટન્ટસ

૪ સેન્ટ્રલ એસોસિએશન ઑફ પબ્લિક એકાઉન્ટન્ટસ, લંડન.

આ પરથી દેશપરદેશમાં એકાઉન્ટન્ટ તરીકે એમનું કેટલું માન છે, એમની કેટલી પ્રતિષ્ઠા છે તેની ખાતરી થશે.

સર શાપુરજીએ "Balance Sheet and the Duties and Responsibilities of Auditors" નામનું આ ધંધામાં કામ કરતા દરેક જણને ઘણું જ ઉપયોગી થઈ પડે એવું પુસ્તક લખ્યું છે. દરેકને સમજાય એવી સરળ ભાષામાં અને બધી માહિતી આપતું આ પુસ્તક જ્યારે પ્રસિદ્ધ થયું ત્યારે ઘણું આવકારદાયક થઈ પડયું હતું. આજે તો એ વિષય ઉપર ઢગલાબંધ, વિસ્તીર્ણ અને માહિતીપૂર્ણ પુસ્તકો લખાયા છે પણ આજથી ત્રીસ વર્ષો પહેલાં એ પુસ્તકની ઘણી મહત્તા અને

ઉપયોગિતા હતી. આ દર્શાવે છે કે સર શાપુરજીએ જો પોતાની લેખનપ્રવૃત્તિ ચાલુ રાખી હોત તો એઓ આપણા દેશના વેપારઉદ્યોગના સાહિત્યને ઘણું સમૃદ્ધ કરી શક્યા હોત એટલું જ નહિ પણ આ વિષયની આંટીઘૂંટીઓ સાદી અને સ્પષ્ટ ભાષામાં સમજાવી શક્યા હોત. પણ સર શાપુરજીની ઉત્તરોત્તર થતી ધંધાની વૃદ્ધિને લીધે આ દિશામાં એઓ જોઈએ તેટલું ધ્યાન આપી શક્યા નથી અને પરિણામ એ આવ્યું કે જનતા એમના અનુભવથી, જ્ઞાનથી વંચિત રહી છે.

સર શાપુરજીની પ્રામાણિકતા તથા ધંધામાં એઓ જે ઉંડો રસ લે છે તેથી સરકારમાં એમની ખૂબ જ પ્રતિષ્ઠા છે. ને, જ્યારે જ્યારે કંઈ ગૂંચવણભર્યો પ્રશ્ન ઉભો થાય અથવા તો ઓડીટીંગને લગતી કશી ય સલાહ જોઈતી હોય તો એઓ શાપુરજીની સલાહ લે છે, ને, એમની સલાહને પ્રમાણભૂત ગણીને તે પ્રમાણે વર્તે છે. ઈન્ડીઅન કંપનીઝ એકટ પસાર થવાની અણી પર હતો તે અવસરે, છાપાઓમાં શાપુરજીએ ફારેગ થવા પહેલા ઓડિટરોને ૧૪ દિવસની નોટીસ આપવી જોઈએ તે વિષે ખૂબ પ્રચાર કર્યો હતો, ને એમની એ સૂચના સરકારે ઈન્ડીઅન કંપનીઝ એકટમાં સુધારો કરીને મંજુર રાખી હતી, એ દર્શાવે છે કે એમના બોલનું સરકારમાં કેટલું માન છે.

પોતાના ધંધા જોડે પરોપકારનું કામ એઓ કર્યા જ કરે છે. ગઈ લડાઈ વખતે, યુદ્ધમાં જેમણે ભાગ લીધેલો એવા

સૈનિકોને મદદ કરવા માટે, ને આ બીજા વિશ્વયુદ્ધમા ભાગ લીધેલા સૈનિકોના લાભ માટે, શરૂ થયેલા ઇમ્પીરીયલ રીલીફ ફંડના એઓ માનનીય ઓડીટર છે. વળી, લેડિ વિલિંગ્ડન નર્સિંગ હોમના તથા ચિલ્ડ્રન્સ વેલ્ફેર પ્રદર્શનના પણ એઓ ઑનરરી ઓડીટર છે. આ ઉપરાંત રેડ ક્રોસ ફંડના તથા લશ્કરને માટેની સવલતોના ફંડના એઓ ખજાનચી છે. વળી, કોઈ પણ સખાવતી સંસ્થાનું ઓડીટીંગ કરવાના એઓ પૈસા લેતા નથી. રામદાસ જહાજની જે હોનારત થઈ ને તેને અંગે જે જાહેરફંડ એકઠું કરવામાં આવ્યુ છે તેના પણ ઓડીટર તરીકે શાપુરજી છે. કોઈ પણ સારા કામમાં એઓ આ જાતની સેવા કરવા માટે તૈયાર જ હોય. ને એ રીતે પોતાની શક્તિ પ્રમાણે એઓ જાહેરજનતાની સેવા કરે છે. ને, એ સેવા કંઈ નાનીસૂની નથી એક વખત કોઈ જાહેર ફંડમાં પૈસા આપીને છૂટી જવું એ એક વસ્તુ છે, ને વરસોવરસ એના હિસાબો ઝીણવટથી વિના મૂલ્યે તપાસવા એ બીજી વસ્તુ છે. એ છતાં, પોતે એક ક્ષણ પણ ગૂમાવતા નથી પણ સેવા કરવાની તક શોધ્યા જ કરતા હોય છે.

આ રીતે પોતાના ધંધાની બાહોશી, વેપારી કાયદાની ઉંડી સમજ, કામ કરવાની આવડત, દગાબાજી અને ઠગાઈ પકડી પાડવાની એમની યુક્તિઓ, ને નીડરતાથી દગાખોરને ઉઘાડો પાડવાની એમની હિંમત, કોઈ પણ લાગવગથી દોરાવાની ના, એથી કેટલી ય પેઢીઓ, વ્યાપારી સંસ્થાઓ, ઔદ્યોગિક મંડળો, સખાવતી ખાતાંઓ, એમની પાસે હિસાબ

તપાસાવવા આવે છે કારણ શાપુરજી અને પ્રામાણિકતા બે પર્યાય શબ્દો છે. આમ છતાં કામના ચાલુ દબાણને લીધે એમને ઘણાને નિરાશ કરવા પડે છે, કેટલાયનું દીલ દુભાવવું પડે છે. કારણ કે એમને પૈસાનો લોભ નથી પણ કામની સચ્ચાઈ, એ એમની નેમ છે. એમને લાગે કે એ કામ બરાબર થવાનું નથી તો એને એઓ સાફ ના પાડી દે છે. વળી, સર શાપુરજીની ઑફિસમાં માણસોને ઘણા સારા પગારે રોકવામા આવેલા છે એટલે જે ઓડીટો આર્થિક દૃષ્ટિએ લાભકારક હોય તેને જ એઓ સ્વીકારે છે અને બાકીનાને ના પાડે છે કારણ આ પ્રકારનાં સંખ્યાબંધ, નાનાં તેમ જ ગુંચવણ ભર્યાં પરચુરણ ઓડીટો સ્વીકારવાનુ એમને પાલવે એમ નથી. ઘણી પ્રતિષ્ઠિત અને સદ્ધર કંપનીઓનું એમના ઉપર એટલું બધું દબાણ હોય છે કે નાનાં નાના ઓડીટોને એઓ જતાં કરે છે. આ બાબતમા સર શાપુરજીએ કેટલાક સિદ્ધાતો ઘડી રાખ્યા છે. એઓ 'જીવો અને જીવવા દો'ના સિદ્ધાતમા માનનારા છે. અને આ હેતુથી પ્રેરાઈ એઓ સખાવતી સંસ્થાઓ બાદ કર્યા સિવાય નાની નાની પેઢીઓનાં ઓડીટો સ્વીકારતા નથી. એમની પેઢી આજે લગભગ ૪૮ વર્ષની જુની છે અને એ દરમ્યાન એ પેઢીએ ઘણી જ્વલંત પરંપરા ઉભી કરી છે.

આ રીતે શાપુરજીનું ધંધાદારી જીવન ઘડાય છે. ઓડીટરની મોટામાં મોટી ને ખૂબ અગત્યની ફરજ ગોટાળાઓ પકડવાની તથા ઠગાઇને ઉઘાડી પાડવાની છે. જે જે ઓડી-

કરે આવા કજાઓ પકડી શકે તેજ સારો ને બાહોશ ઓડીટર ગણાવો જોઇએ એ વિષે બે મત હોઈ શકે નહીં. આ કસોટીએ તપાસતાં શાપુરજીએ જે દગાબાજીઓ પકડી પાડી છે, જે ઠગાઇઓ ખુલ્લી કરી છે, તે માટે તો હાઇકોર્ટના ન્યાયાધીશોનાં ઘણાં જ સારાં પ્રમાણપત્રો છે, એટલુંજ નહીં પણ તેની માહિતી આખા હિન્દના વેપારી આલમને છે. વળી, વધારે ગૂંચવણભર્યાં હિસાબો હોય, જ્યાં આંટીઘૂંટી વધારે હોય ત્યાં એમની બુદ્ધિ એટલી સરસ રીતે ચાલે છે, કે ભલભલા મોઢામાં આંગળાં ઘાલે. વળી, એઓ દેશી રીત પ્રમાણે લખેલા ચોપડામાં પણ એટલી જ સરસ રીતે કામ કરી શકે છે. દેશી રીતના હિસાબો ને ચોપડાઓની બધી આંટીઘૂંટીઓથી એઓ સુવિદિત છે. હાઇકોર્ટે વર્ષોના ને કરોડો રૂપિયાના હિસાબની તપાસણી એમની પાસે કેટલીયે વાર કરાવી છે. ને, દરેક વખતે એમણે સંતોષકારક કામ કરી તારીફ મેળવી છે, એટલુંજ નહીં, પણ જ્યારે એમના હાથમાં કોઇપણ કંપનીને ફડચામાં લઈ જવાનું કામ આવ્યું છે, ત્યારે એમણે લેણદારોના હિત તરફ પૂરેપૂરૂં ધ્યાન આપ્યું છે. ને લેણદારો પોતે ધારતા હોય તેના કરતાં અનેકગણું વધારે તેમને આપ્યું છે ને અપાવ્યું છે. ને એથી જ એઓ ઘણા લોકપ્રિય ઓડીટર બન્યા છે. એટલે જ વીમા કંપનીઓ, બેંકો, સીનેમા કંપનીઓ, ગીલો, છાપખાનાંઓ, કારખાનાં, સખાવતી ખાતાંઓ, મોટાં મોટાં સાર્વજનિક ટ્રસ્ટો, શિક્ષણ સંસ્થાઓ, એમ જાતજાતની કંપનીઓના હિસાબ એમની પાસે

૫

આજ વર્ષોથી તપાસાવા આવે છે ને એમા કેટલાક ખાતાઓની તપાસણી તો એઓ મફત કરી આપે છે આ પ્રમાણે શાપુરજીએ ધીકતા ધધાની સાથે લોકોપયોગી, જનહિતકારી અને સેવાભાવી તથા સખાવતી કામ કર્યું છે, અને આ પ્રકારના કાર્યમા જ એમને જીવનની ઉપયોગિતા જણાય છે

શાપુરજીની કીર્તિ ૧૯૨૮મા તો છેક વિલાયત સુધી પહોચી ગઈ હતી, તેનો ખ્યાલ નીચેની હકીકત પરથી આવશે ૧૯૨૮ના મેમા શાપુરજી વિલાયત ગયા ત્યારે લડનની કાઉન્સિલ ઓફ કોરપોરેશન ઓફ એકાઉન્ટન્ટસે શાપુરજીને પીકેડેની હોટેલમા ખાણુ આપ્યુ હતું તે સમયના પ્રમુખ ડૉ ગન્ડ્રેએ મહેમાનોને ઉદ્દેશીને કહ્યુ હતુ કે

> "આપણા આજના મોંઘેરા મહેમાનને હુ બહુ જ પ્રેમ ભર્યો આવકાર આપુ છુ હિંદુસ્તાનની વેપારી આલમમા, ને જાહેરજીવનમા સર શાપુરજી ઘણા જાણીતા છે ને એમની શક્તિઓ માટે એમના દેશમા તેમજ પરદેશમા એમને ઘણુ માન અપાયુ છે એઓ જે કઈ કામ હાથ પર લે છે, તેને ઘણી જ સરસ રીતે કાબેલીયતથી પાર ઉતારે છે ને આપણા કોરપોરેશન ઓફ એકાઉન્ટન્ટસ જોડે એમનો સબંધ છે તે આપણી ખુશનસીબી છે હિંદુસ્તાનમા એકાઉન્ટન્સીના ધધાને આગળ ધપાવવા, ને તેનુ અગત્ય લોકોને સમજાવવા એમણે જે કર્યું છે તે માટે હુ એમને

ધન્યવાદ આપુ છું. એકાઉન્ટન્ટો રજીસ્ટર કરવા માટે એમણે જે કોશીશ કરી છે તેને પરિણામે દક્ષિણ આફ્રિકાની જેમ એ ધંધાને એઓ હિન્દમાં બહુ મજબુત ને સદ્દર પાયા પર મૂકી શકશે તે વિષે મને જરા ય શકા નથી. અમે એઓ અહીં વધારે સમય રહે ને આપણને એમનો લાભ આપે એમ ખ્વાહેશ રાખીએ છીએ. ને એઓ અહીં જે કામ માટે પધારેલા છે તેમાં એમને પૂરી સફળતા મળે એવી ઉમેદ રાખીએ છીએ."

આ ભાષણ પછી ત્યાં હાજર રહેલા બધાએ એમના માનમાં ઉભા થઈ એમની લાંબી ને સુખી જીંદગી ઇચ્છી પીણાં લીધાં હતાં.

એનો જવાબ આપતાં સર શાપુરજીએ જણાવ્યું હતું કે કાઉન્સિલ ઑફ કોરપોરેશન ઑફ એકાઉન્ટન્ટસ જોડે એમનો ૨૫ વર્ષનો સંબંધ છે, ને તેથી એના સભ્યોને મળતાં એમને ઘણો જ આનંદ થયો છે. આ પછી એકાઉન્ટન્સીનો ધંધો માનભર્યો ને અગત્યનો બનાવવા હિન્દમાં શું શું થઈ રહ્યું છે તેની એમણે રૂપરેખા આપી હતી.

સર શાપુરજી વિલાયતની પાર્લામેન્ટમાં પણ જાણીતા થયા હતા. ૧૯૧૧માં શાપુરજી કોરપોરેટ એકાઉન્ટન્ટ હતા ને મિ. એ. એફ. ફરગ્યુસન એ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ હતા. આ બન્ને ગૃહસ્થો પ્રેસીડન્સી બેંકની (હવે એનું નામ ઇમ્પીરીયલ

બેંક ઓફ ઈન્ડીઆ) ઓડીટરશીપ માટે ઉમેદવાર હતા, ને, બેની ચૂંટણીમાં સર શાપુરજી ચૂંટાયા. મુંબઈ હાઈકોર્ટના કેટલાક ન્યાયાધીશોએ પણ સર શાપુરજીની ઉમેદવારીને ટેકો આપ્યો હતો કારણ કે તેઓ શાપુરજીની બાહોશી, વિદ્વત્તા, પ્રામાણિકતા તથા વેપારી કાયદાના જ્ઞાનથી માહિતગાર હતા. તે ઉપરાંત મોટા મોટા વેપારીઓએ, બીજા સરકારી અમલદારોએ, શાપુરજીને આ ચૂંટણીમાં ઝળકતી ફતેહ મળે તે માટે પૂણ મદદ કરી હતી. તે વખતે મિ. જી. એ. ટશ, કે જેઓ પોતે એક ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ અને પાર્લામેન્ટના સભ્ય હતા, તેમણે પાર્લામેન્ટમાં પ્રશ્ન પૃછયો, કે, પ્રેસીડન્સી બેંકના ઓડીટરની ચૂંટણીમાં, ચાર્ટર્ડ એકાઉન્ટન્ટને બદલે કોરપોરેટ એકાઉન્ટન્ટ શા માટે પસંદ કરવામાં આવ્યો ? તેના જવાબમાં તે વખતના હિંદ મંત્રીએ કહ્યુ હતું કે, એ તો બેંકના શેરહોલ્ડરોની ખાનગી બાબત હતી, ને તેથી એ બાબતમાં સરકાર વચ્ચે પડે તે યોગ્ય નથી.

સર શાપુરજીને ઈ. સ. ૧૯૨૮ની ૧લી જાન્યુઆરિએ નાઇટહૂડ મળ્યુ તે વખતે એમણે જે જે સેવાઓ કરેલી, એમણે જે જે કાર્ય ઓડીટરના ધંધાને ઉંચો લાવવા કરેલું તે સઘળાનો ઉલ્લેખ એમના ભાગીદારો તથા મદદનીશો તરફથી એક મોટો સમારંભ યોજીને માનપત્ર આપવામાં આવેલુ તેમાં થયો હતો.

આ માનપત્રમાં જણાવ્યુ હતું કે:

"દરેક મનુષ્ય પોતાની જીંદગીનો પોતે જ ઘડનારો છે. ગરીબ છતાં ખાનદાન કુટુંબમાં જન્મેલા આપ, ગરીબાઈને લીધે યુનીવરસીટીનું ઉચ્ચ શિક્ષણ ન મેળવી શક્યા, ને તેથી જીંદગીમાં ઘણી મુસ્કેલીઓનો સામનો કરી, તમે આજે નસીબ સામે ઝઘડતા ઝઘડતા આ ઉંચા પદને મેળવી શક્યા છો.

"કહેવાય છે કે જો નસીબની યારી ન હોય તો માણસને ગમે તેટલી બુદ્ધિ હોય, ગમે તેટલી શક્તિ હોય પણ, તે નકામી જાય છે. દ્વારકાદાસ, ધરમસીની બાબતમાં આપને આપનુ નસીબ અજમાવવાની સોનેરી તક મળી. ત્રીકમદાસ ને મોમ્બે કોટન મેન્યુફેકચરીંગ કંપની વિષેના આપના સખ્ત રિપોર્ટે લોકોને ખાતરી કરાવી આપી કે જાહેર સસ્થાઓને સેવાભાવથી ઓડિટ કરનારો કોઈ નવો સીતારો ચમક્યો છે. આ બનાવે આપની પ્રતિષ્ઠા ને કમાણીને વેગ આપ્યા.

"૧૯૧૩માં એક પછી એક બેંકો તૂટવાથી આપણા દેશના બેંકના ધધાને જોખમ ભરેલી સ્થિતિમાં મૂકાવું પડ્યું. મુંબઈમાં ઈન્ડીયન સ્પીશી બેંક ભાગી તે વખતે યુરોપીયન આડિટરની સાથે બેંકના હિસાબો તપાસવા હાઇકોર્ટે આપની જે નીમણૂક કરી હતી તે સર્વથા યોગ્ય જ હતી. નાનાભાઈના હિસાબના ગોટાળા તથા ખોટા હિસાબોની આપના રિપોર્ટમાં આપે જે સખત ઝાટકણી કાઢેલી ને

કડક શબ્દોમાં લખેલું તેથી આપ જાહેર સંસ્થાના હિસાબની તપાસણીમાં નિષ્ણાત ગણાવા લાગ્યા.

"ધીમે ધીમે આપની પ્રતિષ્ઠા આખા હિંદુસ્તાનમાં જામતી ગઈ, ને, પોતાની મુશ્કેલીના વખતમાં પંજાબ સલાહ લેવા આપની પાસે જ દોડી આવ્યું. ને, ૧૯૧૮માં અગ્રેજ લિક્વિડેટરોને કાઢયા પછી પીપલ્સ બેંક ઓફ ઇન્ડીઆ તથા અમૃતસર બેંકના આપને ખાસ લિક્વિડેટર નીમવામાં આવ્યા. મોટા વેપારી તરીકેની આપની કુનેહ, પ્રામાણિકતા, મહેનતુ સ્વભાવ, મુશ્કેલીઓનો સામનો કરવાની પૂરી તૈયારી, અને બધા કરતાં વધારે તો આપની સમજાવટની શકિત, કે જે ગમે તેવા ગરમ મગજવાળાને ઠંડા પાડી દે, એ સઘળાનો સાચો નતીજો એ આવ્યો કે બેંકના લેણદારોને એક રૂપિયે ૧૯ આના આપ અપાવી શકયા.

"એ ઉપરાંત આ શહેરમાં તમને લાયકનું એવું જે મહાન પદ તમે મેળવ્યું છે તે ઉપરથી જણાય છે કે મુંબઈની એકેએક જોઈન્ટ સ્ટોક કંપનીના આપ ઓડિટર છો. પછી તે બેંક હોય, વીમા કંપની હોય, કાપડની મિલો હોય, પારસી પંચાયત કે જુમ્મા મસ્જીદ જેવું મોટું ટ્રસ્ટ હોય, કે મ્યુનિસીપીયલ બેંક જેવી સંસ્થા હોય.

"પણ આ બધી પ્રવૃત્તિઓ તો આપની જીંદગીની ફક્ત એક જ બાજુ બતાવે છે. આપને ધંધાની મોટી જંજાળ હોવા છતાં, આપે, ઘણી વખત સરકારને અથવા વેપારી આલમને આપની સેવા આપી જાહેર સેવાની આપની વૃત્તિ અને ધગશ બતાવ્યાં છે ગઈ લડાઈ વખતે આપે દુશ્મન-સંસ્થાઓને ફડચામાં લઈ જવા માટે સરકારને જે મદદ કરેલી તેથી સરકારે આપને એમ. બી. ઈ. નો ખિતાબ આપીને કદર કરેલી. વળી, ૧૯૨૬માં આપ જે સેવાભાવથી ગેયર કમીટીમાં જોડાયા ને સાક્ષીઓની તપાસમાં આપે જે તટસ્થતા બતાવી, ને જે હકીકતો આપે બહાર આણી તે માટે જનતા આપનો અહેસાન ભૂલે એમ નથી.

"૧૯૨૭માં ઈન્ડીયન મરચન્ટસ ચેમ્બરમાં આપ જે ઉપ-પ્રમુખ તરીકે ચૂંટાયા, ને આ વર્ષે આપ સર્વાનુમતિએ પ્રમુખ ચૂંટાયા તે વેપારી આલમમાં આપની જે પ્રતિષ્ઠા છે તેનો સદ્ધર પૂરાવો છે."

આ માનપત્ર જ સર શાપુરજી એમના ધંધામાં ને વેપારી આલમમાં કેટલા જાણીતા છે, ને, એઓ જનતાની જે મૂંગી સેવા કરી રહ્યા છે તેનો સચોટ પૂરાવો છે.

સર શાપુરજી પાસે સાચા ઑડિટરના અમુક આદર્શો છે, અને એ આદર્શો પ્રમાણે જ એઓ એમનું ધંધાદારી જીવન

ઘડતા આવ્યા છે. એમના આ આદર્શો કયા છે તે એમના ઑડિટીંગના ધંધા વિષેના વિચારો પરથી જણાશે. એઓ માને છે કે, ઑડિટર એ કંઇ ફક્ત ગણિતના આંકડા ગણનારો ગણિતશાસ્ત્રી નથી, પણ એ તો ડાયરેકટરો માટેનો સાચો અંકુશ છે. એ તો શેરહોલ્ડરોનો સેવક છે ને તેથી ડાયરેકટરો શેરહોલ્ડરોનાં હિત ભયમાં મૂકાય એવું કંઈ પગલું ભરે ને તેની જાણ જેવી ઑડિટરને થાય કે તરત જ તેણે એ વાતની શેરહોલ્ડરને જાણ કરવી જોઈએ, ને એવી રમત જાહેરમાં ઉઘાડી પાડવી જોઈએ. ઑડિટર એ ખરૂં જોતાં શેરહોલ્ડરનો ડીટેક્ટીવ ( ગુપ્તચર ) છે, એનું કામ તો દર વર્ષે આવતા હિસાબકિતાબના અહેવાલો બારીકાઇથી તપાસવાનું છે, ને એમાં જે આંકડાઓ રજૂ થાય તેને ફરી ફરીને તપાસીને તે સાચા જ છે એવી પાકી ખાત્રી કરી લેવાનું છે. એણે કશાથી પણ દોરવાયા વિના પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવાનો છે. ઑડિટર એ તો શેરહોલ્ડરનો ચોકીદાર છે, એને કશા ય ગોટાળાની ગંધ આવતાં જાતે પૂરેપૂરી તપાસ કરીને ગોટાળો કરનારને પકડી પાડવા જોઈએ. એણે હમેશાં પોતાની આંખ ઉઘાડી રાખવી જોઇએ. ઑડિટર એ કંઇ ફક્ત હિસાબ તપાસવાનુ યંત્ર નથી, પણ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરનાર માનવી છે એ એણે ધ્યાનમાં રાખવું જોઈએ. ઑડિટરનુ કામ સલાહ આપવાનુ નથી પણ કંપનીની આર્થિક સ્થિતિ મજબૂત છે તે જોવાનું છે. એણે પોતાનું ઑડિટીંગનું કામ ફારસ જેવું ન બની જાય તેની કાળજી

રાખવી જોઈએ, ને તેથી શેરહોલ્ડર આગળ એનાથી કશું છુપાવાય નહિં.

દરેક દેશમાં ઑડિટરો વેપારી જીવનમાં બહુ મોટો ભાગ ભજવે છે. ઑડિટરો ન હોય તો ઘણા ચાલાક મેનેજરો, મેનેજીંગ એજંટો, જનતાને ઉંધે માર્ગે દોરી, તેમના પૈસાથી ચમનચમન કરી, હિસાબમાં ચાલાકીથી ગોટાળાઓ કરી, આખરે છટકી જાય ને પરિણામે લોકોને સહન કરવું પડે. આથી લોકોનો જાહેર કંપનીઓમાંથી વિશ્વાસ સદંતર ઊઠી જાય, વેપાર માટે પૈસા ન મળે, જનતા શંકાશીલ બને, ને દેશના વેપારને તેમ જ ઉગતા ઉદ્યોગો અને નવાં સ્વદેશી સાહસોને ધોકો પહોંચે. આથી ઑડિટરો એ મેનેજરોના કાન પકડનાર ડીટેક્ટીવો છે, ને એથી એમની નીમણુંક શેરહોલ્ડરોએ જ કરવી જોઇએ, કારણ તેઓ નીમાય છે શેરહોલ્ડરોના પૈસાના રક્ષણ માટે.

સર શાપુરજી આ આદર્શને જ પોતાના ધંધામાં સંપૂર્ણપણે વળગી રહ્યા છે. ને, એથી જ એમણે અનેક ઠગાઇઓ બહાર પાડી, શેરહોલ્ડરોનું હિત જોયું છે, ને, ઠગાઈ કરનારાઓની કડકમાં કડક શબ્દોમાં આટકણી કાઢી છે. ને તેથી જ પીપલ્સ બેંકમાં તથા અમૃતસર બેંકમાં લેણદારોને એઓ રૂપિયે ૧૯ આના અપાવી શક્યા. જે જે કામ એમને સોંપાયું છે તેમાં લેણદારોનું હિત એઓ પહેલાં જુએ છે. આમ હોવાથી જ એઓ

લાખો રૂપિયાની લાંચને ઠોકરે મારી શકયા છે. ને પોતાના કામમાં ઘણા જ કડક રહી શકયા છે. ઑડિટર તરીકે એઓ પ્રતિષ્ઠિત અને માનાર્હ થયા તે એમણે નક્કી કરેલા આ આદર્શો પ્રમાણે ચાલવાથી. આમ પોતાનું ઓડીટર તરીકેનુ જીવન એઓ પોતે જ ઘડી શકયા છે. આટલા જાણીતા હોવા છતા, સરકાર દરબારમાં માનીતા હોવાં છતા તથા હિન્દભરમા મશહૂર હોવા છતાં એઓ સાદાઇની મૂર્તિમત પ્રતિમા છે સાદાઈ અને સેવા એ તો શાપુરજીના જીવનમંત્રો છે. ૧૯૨૬માં કલકત્તાના કોમર્સ પત્રે શાપુરજી જ્યારે કલકત્તે ગયા ત્યારે નોંધ કરેલી કે:

"અમે તો ધાર્યું હતુ કે ગભીર મુખવાળો કોઈ બરાઉ શરીરનો ને મઝાના પોશાકમાં સજ્જ થયેલો માણસ અમે જોઇશુ. પણ અમને ઘણી નિરાશા ઉપજી અમે જે આદમી જોયો તે તો બહુ સાદો દેખાતો હતો એનુ શરીર સુકલકડી હતુ. એના હૃદયની ચોકખાઈ બતાવતુ એનું મોઢું હસતું જ હતું. અમને એ જોઇને નવાઈ લાગી, કે આવો ભલો ને સાદો લાગતો માણસ ડીરેક્ટરોને તથા મેનેજીગ એજંટોને શી રીતે થથગવી નાખતો હશે?"

આ પરથી જણાશે કે ખોટો દેખાવ કરવાની, દભની, મોટા ગણાવાની એમને ટેવ નથી સાદાઈમા રહી ઉંચી જીંદગી ગાળવાનાં સ્વપ્નાં સેવવાં, ને પોતાથી બને તેટલું લોકો

માટે કરવું એ એમની જીંદગીનો સિદ્ધાંત છે. આજે ઑડિટરો તરફ વેપારીઓ જે માનથી જુએ છે, એમની જે કિંમત છે, જે વજ છે, જે પ્રતિષ્ઠા છે, પ્રજામાં તેમજ સરકારમાં એમની જે મૂલવણી થાય છે, તે બધા પુણ્ય પ્રતાપ શાપુરજી શેઠના છે. એમણે સતત મહેનત કરી ઑડિટરના ધંધાને આજે સદ્ધર પાયા પર મૂક્યો છે. ને એમણે વાવેલા બીજનાં ફળો આજે બધા ઑડિટરો સુખચેનથી ભોગવી રહ્યા છે. આજે હવે કોઈને એ લાઈનમાં વિલાયત જવાની જરૂર રહી નથી. કારણ ઘર બેઠાં પણ એ પરિક્ષા પસાર થઈ શકે છે, ને સરકારે એ પરિક્ષા મંજુર રાખી છે એ બધો યશ સર શાપુરજીને જાય છે

મુંબઈની વેપારી આલમમાં શાપુરજીની આંટ ઘણી છે. અને એ પ્રતિષ્ઠા ખમણે વર્ષોની પ્રામાણિકતાથી, તટસ્થતાથી, ઉદ્યમથી, નીતિથી, ઉમદા ચારિત્ર્યથી, સ્વતંત્ર વિચારસરણીથી, સેવાવૃત્તિથી અને જનતા પ્રત્યે દીલસોજીની ભાવનાથી સંપાદિત કરી છે. એમના ધંધામાં એઓ આજે જાહોજલાલીને શિખરે છે. ૪૮ વર્ષની ઑડિટર અને એકાઉન્ટન્ટ તરીકેની જ્વલંત અને ઝળહળતી કારકિર્દીમા એમણે ઘણાયે લુચ્ચા માણસોને ઉઘાડા પાડયા છે, ઘણીયે કંપનીઓની પોલ ખૂલ્લી કરી છે, ઘણાયે શેરહોલ્ડરોના હિતનું રક્ષણ કરી તેમને સંતોષ આપ્યો છે અને વેપારી વર્ગમાં એક જાતનો વિશ્વાસ પેદા કર્યો છે. અને ઉગતા ઑડિટરો સમક્ષ પ્રામાણિક તથા સેનાભાવી જીવનનો એક ઉમદા

આદર્શ રજુ કર્યો છે, મુંબઈ ઈલાકામા જે જે હિંદી ઑડિટરો છે તેઓમા ધંધાની દૃષ્ટિએ, કામની દૃષ્ટિએ, અનુભવની દૃષ્ટિએ અને સેવાભાવની દૃષ્ટિએ શાપુરજી પહેલા આવે છે મુંબઈ શહેરની સંખ્યાબંધ ઔદ્યોગિક સંસ્થાઓ પોતાનો હિસાબ તપાસાવવા એમની પાસે આવે છે. શાપુરજીને મોટી મોટી કરોડોની ઉથલપાથલ કરતી વેપારી પેઢીઓ જોડે સબધ છે મુંબઈ શહેરની સઘળી અગત્યની બેંકો જેવી કે રિઝર્વ બેંક ઓફ ઈન્ડીઆ, ઈમ્પીરીઅલ બેંક ઓફ ઈન્ડીઆ, બેંક ઓફ ઈન્ડીઆ, સેન્ટ્રલ બેંક તથા યુનિયન બેંકના એઓ વર્ષોથી ઑડિટર છે આખા હિંદમા વીમા કંપનીઓમાં અગ્રસ્થાન ભોગવતી એવી ઓરિએન્ટલ ઈન્સ્યુરન્સ કંપનીના તેમજ બીજી પ્રતિષ્ઠિત વીમા કંપનીઓનાં પણ એઓ વર્ષોથી ઑડિટર છે સિવાય કેટલીક સ્ટેટ બેંકો જેવી કે, બેંક ઓફ બરોડા, બેંક ઓફ જયપુર, હૈદ્રાબાદ બેંક અને ભોપાલ બેંકના પણ એઓ ઑડિટર છે સર શાપુરજી આજે વર્ષો થયા બોમ્બે ટ્રામવે કંપનીના ઑડિટર છે. એઓ ટાટા કંપનીના અગત્યનાં ખાતાઓ જેવા કે ટાટા આયર્ન એન્ડ સ્ટીલ વર્ક્સ લિમિટેડ, ટાટા હાઈડ્રો ને આંધ્રવેલી વિગેરેના પણ આજે વર્ષોથી ઑડિટર છે સર કાવસજી જહાગીરનાં સંખ્યાબંધ ખાતાઓના પણ એઓ ઑડિટર છે ટૂંકમા એટલું જ કહેવું બસ થશે કે મુંબઈ શહેરમા એવુ એક પણ અગત્યનું કે મહત્વનું ઔદ્યોગિક ખાતુ નહશે કે જેનુ સર શાપુરજી પાસે ઓડિટ ન હોય ! મુંબઈની જાણીતી મિલો પણ એમની

પાસે જ પોતાનો હિસાબ તપાસાવવાની વિનંતી કરે છે. આજે સર શાપુરજી પાસે નાના મોટાં બધા મળીને ઓછામાં ઓછાં ત્રણસેં ઉપર ઓડિટો છે અને તે સર્વેને સંપૂર્ણ ન્યાય આપવા એમની પાસે બાહોશ, પ્રામાણિક, વફાદાર અને કેળવાયેલો સ્ટાફ છે. અને તે બધા ઉપર સર શાપુરજી અંગત દેખરેખ રાખે છે કારણ કે સર શાપુરજીનો એ જીવનસિદ્ધાંત છે કે કોઈ પણ સંજોગોમાં જુઠાણાને, લુચ્ચાઈને, ઠગાઈને તથા દગાબાજીને ઉત્તેજન ન આપવું અને જ્યા જ્યાં એ જણાય ત્યાં ત્યાં તેને ઉઘાડા પાડવાં. એમની આ પ્રામાણિક નીતિથી સૌ કોઈ એમની પાસે જવા પ્રેરાય છે અને આ પ્રમાણે પ્રામાણિક કાર્ય કરવામાં સર શાપુરજી જીવનની કૃતાર્થતા સમજે છે. કામના અતિશય દબાણને લીધે એમને સખેદ ઘણાને નિરાશ કરવા પડે છે. કારણ એઓ કોઈનુ પણ કામ હાથમા લીધુ તો તે પૂરેપૂરી રીતે પ્રામાણિકતાથી પાર પાડવુ જ જોઈએ એમ માને છે. આમ છતાં ધર્માદા અને સખાવતી સંસ્થાઓના હિસાબની તપાસણી એઓ વગર પૈસે સંપૂર્ણ રીતે કરી આપે છે. કોઈ પણ ધર્માદા સંસ્થા માટે એકવાર દાન આપી છૂટવુ એ એક બાબત છે ને વર્ષે, વર્ષે એના લાખોના હિસાબ તપાસી આપવા એ બીજી વસ્તુ છે. કારણ એ તો વરસે વરસે હજારોનું દાન થયુ જે રીતે આ પ્રમાણે પૈસાનુ એઓ દાન કરતા રહે છે તેવી જ રીતે પોતાની બુદ્ધિનું, શક્તિનુ અને અનુભવનુ પણ દાન એઓ કરતા જ રહ્યા છે કોઈ પણ એમની સલાહ માગનાર એમની પાસેથી નિરાશ થઈને પાછો ફર્યો નથી. પણ દરેકને યોગ્ય સલાહ આપી, દોરવણી

કરી એઓ આમ જનતાને ઉપયોગી થઈ પડયા છે.

આપણા દેશમાં ઘણા ઓડીટરો ને એકાઉન્ટન્ટો હશે પણ એ બધામાં સર શાપુરજીની જોડ જડવી મુશ્કેલ છે. વર્ષોની સતત મહેનતથી, નીતિને રસ્તે ચાલવાથી, પ્રામાણિકતાથી, તટસ્થતા જાળવવાથી, શાપુરજી એક ત્રીસ રૂપિયાના કારકુનમાંથી આજે હિન્દ મશહૂર ઑડિટર બની શકયા છે. ને, પોતાની નામના બધે ફેલાવીને, ઑડિટરો માટે બેનમૂન આદર્શ રજુ કર્યો છે. એઓ જો જરા પણ નીતિમાંથી ચૂકયા હોત, મેનેજીંગ એજંટો તથા ડાયરેકટરોના લોભમાં લલચાયા હોત, એમની માયામાં ફસાયા હોત તો એમને ત્યાં આજે ધનના ઢગલા હોત, મોટરો ડઝનબંધી હોત, એમને ત્યાં ફુશાદે બંગલાઓ હોત. પણ આ નામના, આ શાખ, આ વટ, આ જાહેરજનતાનો પ્રેમ એમાંનુ કશું ય એમને મળ્યું ન હોત. ત્યારે આ રીતે સિદ્ધાંતને તેમજ કડક નીતિને વળગી રહેવાથી એમને શું શું મળ્યું છે તે જોવા પ્રયત્ન કરીએ. એક તો સરકારે એમની કદર કરી એમને જે. પી., એમ બી. ઈ., તથા નાઇટહુડ બક્ષ્યાં છે. ધંધાદારી ઑડિટરોમાં નાઇટહુડ મેળવનાર સર શાપુરજી પ્રથમ જ છે અને એ દૃષ્ટિએ એમના નાઇટહુડનુ અગત્ય સવિશેષ છે. એમની પ્રામાણિકતાથી આકર્ષાઈ મેયરની એકબે સમિતિના સભ્ય નીમી સરકારે એમના કામની તારીફ કરી છે. સંખ્યાબંધ સખાવતી ખાતાંઓની હિસાબ તપાસણીનું કામ એમને જ સોંપી એમની પ્રામાણિકતાની તારીફ કરી છે. ને, વળી, જ્યાં અંગ્રેજો જ નીમાતા એવી જગ્યાઓ – જેમ કે

દુશ્મન કંપનીઓના લીકવીડેટર – એમને સોંપી એમના પર વિશ્વાસની ખાત્રી કરાવી છે. વિલાયતની જાણીતી ધંધાદારી વ્યાપારી સંસ્થાઓએ એમને પોતાના સભ્ય નીમી એમની ધંધાદારી કુશળતાને માન આપ્યું છે. ને, કોઈ પણ ઓડિટીંગને લગતા પ્રશ્નોમાં એમની સલાહ લઈ, એ પ્રમાણે સરકારી નીતિ ઘડી, એમને એ ધંધામાં સરકારે નિષ્ણાત માની એમને ગૌરવ આપ્યું છે. એમની કોમે કોઈ પણ જરથોસ્તીને જે મોટામા મોટુ માન મળે તે એમને આપી પારસી પંચાયતના ચેરમેન નીમ્યા છે. ડઝનેક સખાવતી સંસ્થાઓએ એમને પોતાના ટ્રસ્ટી નીમી એમની સલાહની યોગ્ય મૂલવણી કરી છે. એમના ધંધામાં એમના વિદ્યાર્થીઓએ એમને માનપત્રો તથા બક્ષિસો આપ્યાં છે એમના ભાગીદારો તથા મદદનીશોએ એમને માનપત્રો આપ્યાં છે. લંડનમા પણ એમને ત્યાંની ઓડિટીંગ તથા એકાઉન્ટન્સીને લગતી સસ્થાઓએ ખાણાં માટે બોલાવી, એમની તારીફ કરતાં ભાષણો આપી એમને યોગ્ય સ્થાન આપ્યુ છે. અને હાઈકોર્ટના ન્યાયાધિશોએ પણ એમની પ્રામાણિકતા ને નેકદીલી માટે એમને સુંદર, કોઈને પણ અદેખાઈ આવે એવાં પ્રમાણપત્રો આપ્યાં છે

ને સસારની દષ્ટિએ એમણે લાખો રૂપિયા આ ધંધામાં પોતાની પ્રામાણિકતાથી મેળવ્યા છે. પોતાના ત્રણે છોકરાઓને ઉંચામા ઉંચી કેળવણી એઓ આપી શકયા છે. એમનો જ્યેષ્ઠ પુત્ર જીમી નેવલ કેપ્ટન છે, બીજો પુત્ર ભીખી ઈન્કોરપોરેટ એકાઉન્ટન્ટ છે અને એમની જોડે ધંધામા છે, જ્યારે સૌથી નાનો

પુત્ર જાલ ઓક્સફર્ડ યુનિવર્સિટીનો પદવીધર છે

આ રીતે પ્રામાણિક જીદગી ગાળવાના શા ફાયદા થાય છે તેનો સર શાપુરજીએ સારામા સારો દાખલો છે એમને પગલે જો આપણા ઉદ્યોગની કેળવણી લેનારા વિદ્યાર્થીઓ ચાલે તો આપણા દેશનુ ભવિષ્ય ઘણું ઉજળુ છે પ્રામાણિકતા, ખત, જાતમહેનત, ચાકરીલી, ખુદાનો ડર, સાદાઈ, સેવા, એ બધા ગુણો ભવિષ્યની પ્રજાએ શાપુરજીના જીવનમાથી શીખવા જેવા છે એમની જીદગી એટલે સચ્ચાઈની જીદગી, જૂઠાણા, લુચ્ચાઈ ને ઠગાઈને ખૂલ્લા પાડનારની જીદગી એમની જીદગી એટલે સચ્ચાઈનો જય શાપુરજીનુ ધધાદારી જીવન આમ અનેક દષ્ટિએ પ્રેરક, પ્રોત્સાહક ને રોમાચક છે



## પ્રકરણ ૪ થું

## સર શાપુરજી અને પારસી કોમ

આગલા પ્રકરણમાં સર શાપુરજીએ પોતાના ધંધામાં કેટલી નામના મેળવી, અને એક સાધારણ કારકુનમાંથી એઓ આટલા જાણીતા ઑડિટર કેવી રીતે થયા તે આપણે જોયું. પણ સર શાપુરજીએ ફક્ત પોતાના ધંધામાં જ પોતાની બધી શક્તિનો ઉપયોગ કર્યો છે એમ નથી પણ, એમણે વધારેમાં વધારે સેવા પોતાની કોમની કરી છે. સર શાપુરજીને આજે એકેએક જરથોસ્તી પોતાની કોમના અદના સેવક તરીકે પીછાને છે. પારસી કોમની હરકોઈ બાબતમા એમને ઘણો ઉંડો રસ છે. અને, નાનામાં નાની વાતથી માંડીને, મોટામાં મોટી બાબતોમાં એમની સલાહ અને દોરવણી પ્રમાણે જ કામ થાય છે. બધાં અગત્યના સખાવતી ખાતાંઓ, કેળવણીની સંસ્થાઓ, વેપારી અને સહકારી મંડળો, ધર્માદા દવાખાનાંઓ, બધામાં જ એમનું સ્થાન આગળ હોય છે. મુંબઈનાં પારસી અકાબરોમાં એઓ બહુ આગળ પડતા અને આબરૂદાર ગૃહસ્થ છે. આ બધી સંસ્થાઓમાં કામ કરતા જતાં એઓ થાકતા નથી તેમ કંટાળતા નથી. નથી એમને કોઈ પણ જાતની માનપાનની ઈચ્છા. એઓ

પોતાનાથી બને તેટલી મૂંગી સેવા કરીને, પોતાની કોમના માણસોને ઠેકાણે પાડવા, દુઃખમાં એમને બની શકે તેટલી બધી રીતે મદદ કરવી, ને એ રીતે પોતાની જીંદગીનો સારામાં સારી રીતે ઉપયોગ કરવો એ જ એમની નેમ છે. ને, તેથી જ આજે કેટકેટલાં પારસી કુટુંબોની દુવા એમને મળે છે. પારસી પંચાયત સંસ્થાના સરનશીન તરીકે એઓ પોતાના ઉમદા, ઉપયોગી, ને સેવાભાવી વિચારોનો લાભ પારસી કોમને વરસોથી આપી રહ્યા છે. પારસીઓમાં સંપ વધે, સહકાર વધે, પ્રેમ વધે, પોતાની સંસ્કૃતિ, પોતાનો ધર્મ, એ બધુ પારસીઓ જાણે, ને તે પ્રમાણે વર્તે, ગરીબ પારસીઓ માન જાળવીને દાળરોટલો મેળવે, ને ભાઈબંધ કોમોમાં પારસીઓનો મોભ્ભો, ને, માન જળવાઈ રહે એવી એમની ઇચ્છા પાર પાડવામાં એઓ ઘણે ભાગે સફળ થયા છે એમ કહી શકાય.

મુંબઈમાં વસતી પારસી કોમને લગતી દરેક સભામાં, કોમની ઉન્નતિને લગતી દરેક પ્રવૃત્તિમાં એઓ સામેલ હોય જ. અને ઘણી વખતે એમાં એમને જ પ્રમુખસ્થાન આપી એમની કદર કરવામાં આવે છે. એઓ જ્યારે પ્રમુખ હોય ત્યારે, દરેકને પોતાના વિચારો જણાવવાની પૂરેપૂરી છૂટ આપે છે, ને, કોઈની આડે આવતા નથી. અને, બધાંને ધ્યાનપૂર્વક સાંભળી, ઠાવકી રીતે ને ઠરેલપણે પોતાના વિચારો જણાવી, દરેકના વિચારમાં જે ભૂલ હોય, જે અમલમાં ન મૂકાય એવું કંઈ હોય, તે એઓ ઘણી સલુકાઈથી બતાવે છે, ને, એવી રીતે કે કોઈને જરા પણ માઠું ન લાગે.

જાન્યુઆરિ મહિનામા બાઈ મોટલીબાઈ વાડીયા અને એન. એમ વાડીયા ટ્રસ્ટમા એઓ ટ્રસ્ટી નીમાયા એ સસ્થા જો કે બધી કોમને માટે છે, પણ સર શાપુરજી આ પારસી સસ્થા મારફત બીજી કોમનુ પણ ભલુ થતુ હોય તો તે કરવા હમેશા તૈયાર જ હોય છે

(૩) ૧૯૩૧ના જુલાઈ મહિનાની બાવીસમી તારીખે એઓ પારસી કોમમા મશહુર એવા સર જે જે ટ્રસ્ટના ધર્માદા ફડોના ટ્રસ્ટી નીમાયા એ ટ્રસ્ટ કોલાબા અને મુબઈ બહારની મિલકતો સાચવવા, તથા ગભાર અને અલાવીબાગને બરાબર રાખવા, તથા પૂના દરેહમહેર, સુરતની દરેહમહેર (અગીઆરી) ને અલાવીબાગ, ગોદાવરા દરેહમહેર, તેમજ ગભારને માટે સુરતમાના ધર્માદા ફડો, ઝદ અવસ્તા શીખવવા માટેની નિશાળો, ગરીબ અને જેને કોઈ પણ જાતનો આશરો ન હોય એવા જરથોસ્તી ભાઈઓને મદદ આપવા તથા નવસારી ગભાર અને નસેસાલાર માટે, તથા, પટેટી દરમ્યાન ગરીબ પારસીભાઈઓને દાન આપવા માટે, અને, ધર્મની ક્રિયાઓ માટે માલેસુર અજુમન ફડ વગેરે મોટા પાયા પરની ધર્માદા મિલકતની વ્યવસ્થા સર શાપુરજીને ટ્રસ્ટી તરીકે કરવાની રહેતી અને એ બધાના વહિવટમા એમણે ઘણી કાબેલિયત અને વ્યવહાર

કુશળતા બતાવી તેમજ સત્ય માર્ગદર્શન આપી, પોતાના સાથીઓને સંતોષ આપતા અને જરથોસ્તી ભાઈઓની દુવા લેતા, અને લે છે.

(૪) ૧૯૩૧ની ૬ઠ્ઠી ઑગસ્ટે એઓ સર રૂસ્તમજી જે. જે. ગુજરાતી સ્કૂલ ફંડ કમિટીના ટ્રસ્ટી તરીકે નીમાયા. એ ફંડમાથી પ્રીન્સેસ સ્ટ્રીટમાં ફક્ત પારસીભાઈઓ માટે એક નિશાળ ચાલે છે, અને એક નવસારી તથા બીજી એક વલસાડમા ચાલે છે, જે બધી કોમને માટે ખુલ્લી છે. આ નિશાળો વર્ષોથી સારુ કામ આપી રહી છે. અને વિદ્યાર્થીઓને નજીવી ફી લઈને, ઉમદા શિક્ષણ આપે છે એ નિશાળોને સર શાપુરજીની દોરવણીનું સારૂ નસીબ મળ્યું છે ને એની વ્યવસ્થા ઠેકાણાસર થઈ છે

(૫) ૧૯૩૧ના ઓકટોબરની ૧૦ મી તારીખે ઝોરાસ્ટ્રીયન કોઓપરેટીવ બેંક લીમીટેડના સર શાપુરજી સભ્ય નીમાયા, અને પારસીકોમના ભાઈબહેનો એકબીજાને મદદ કરી શકે, અને બીજા પર આધાર ન રાખતા પોતાના પગપર ઉભા રહે તે માટેની સગવડમાં વધારો થયો.

(૬) ૧૯૩૧ના ઓગસ્ટની ૧૦મી તારીખે એઓ ઝોરાસ્ટ્રીયન બીલ્ડીંગ સોસાયટીના ડાયરેક્ટર બન્યા.

અને પારસીકોમના ભાઈબહેનોને સસ્તા ભાડાએ સુઘડ, બધી સગવડવાળાં રહેવાનાં મકાનો મળે તેની સગવડ એમણે કરાવી આપી.

(૭) એ જ સાલના ઑકટોબરની ૭મી તારીખે એઓ ઇરાની ઝોરાસ્ટ્રીયન અંજુમનના મભ્ય બન્યા.

આ રીતે ૧૯૩૧ના ઉજળા વર્ષમાં એઓ પારસી કોમની ઉન્નતિ માટેની સાત ધર્માદા તથા બીજી સંસ્થાઓમાં જોડાયા અને પોતાનુ કાર્ય ઘણી સંતોષકારક રીતે બજાવી પોતાનામાં કોમસેવાની ભાવના કેટલી તીવ્ર છે તે પૂરવાર કરી બતાવ્યું. એટલે કોમસેવક તરીકેની એમની કારકીર્દીનું એ ઉજળું વરસ હતું.

તે પછીની સાલમાં ઇ. સ. ૧૯૩૨માં એઓ નીચેની બીજી પારસી સંસ્થાઓમા જોડાયા :

(૮) ૧૯૩૨ના ફેબ્રુઆરીની ૧૫મી એ એઓ પરેલની નવાજબાઈ મુલ્લા સ્કૂલના ટ્રસ્ટી નીમાયા.

(૯) એજ સાલના ડીસેંબર મહિનામાં એઓ, ધી મેરાબજી માણેકજી શેઠના ચેરીટી ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે નીમાયા. એ ટ્રસ્ટની કુલ રકમ સાડા છ લાખ રૂપિયા છે. જમીનની કિંમત ચાર લાખ રૂપિયા છે. અને દર વર્ષની કુલ આવક રૂ. ૨૯,૮૫૨ છે. આ ટ્રસ્ટમાં છ વર્ષ સુધી

ટ્રસ્ટી તરીકે કામ કરી પછી સને ૧૯૩૮માં એઓ ટ્રસ્ટીઓના ચેરમેન નીમાયા. એ બતાવે છે કે ટસ્ટી તરીકે એમણે એ કામમાં કેટલી તનતોડ મહેનત કરી હશે, ને બીજા ટસ્ટીઓનો વિશ્વાસ મેળવ્યો હશે.

(૧૦) ૧૯૩૩ની સાલમાં પણ એમણે અનેક નવી સંસ્થાઓને પોતાની સેવાનો લાભ આપ્યો. સર દીનશા પીટીટના સ્વર્ગવાસથી પારસી પંચાયતમાં ટ્રસ્ટીની જગ્યા ખાલી પડી. ને, એ જગ્યા માટે, સર્વાનુમતે ૧૯૩૩ સાલની ૨૯મી એપ્રિલે એમની ચૂંટણી થઇ, ને, એ રીતે, પારસીઓની એક જબ્બર, પ્રતિષ્ઠિત અને વગવાળી તેમજ જવાબદાર સંસ્થાને પોતાની સેવા આપવાની ખુશનસીબી એમને મળી.

(૧૧) એ જ શાલની ૭મી ઑગસ્ટે મિ. પી. જે. મર્ઝબાનના સ્વર્ગવાસથી, સર. જે. જે. પારસી બેનિવોલંટ ટ્રસ્ટમાં જગ્યા ખાલી પડી એને એ ધર્માદા સંસ્થાએ એમને ટ્રસ્ટી તરીકે નીમી એમની સેવાનો લાભ મેળવ્યો.

(૧૨) એ સાલના ડીસેમ્બરની ૧૯મી તારીખે એઓ પારસી લાઇંગ – ઈન – હોસ્પિટલના સભ્ય બન્યા. અને એ જ વર્ષમાં એ સંસ્થાના વહિવટમાં જે ઉંડો રસ લીધો તેથી, દરદીઓની દરેક રીતે સારામાં સારી

સેવા કરી તેથી, અને બીજા સભ્યોને પૂરેપૂરો સંતોષ આપી શક્યા તેને કારણે એઓ ૧૯૩૫ના ડીસેંબરમાં એ સંસ્થાના પ્રમુખ નીમાયા.

૧૯૩૫ની સાલમાં એઓ આટઆટલું કામ હોવા છતા એમની સેવાની ધગશને હજી વધારે મોકળાશ જોઈતી હતી તેથી એ નવી સંસ્થાઓમાં જોડાયા -

(૧૩) ૧૯૩૫ની ૨૧મી જાન્યુઆરિએ, પાંડે ચેરીટીઝમાં એમને ટ્રસ્ટી તરીકે નીમ્યા. એ સંસ્થા કોલાબા ખાતે સેનેટોરિયમ અને ચર્નીરોડ આગળ ધર્મશાળા ચલાવે છે. અને માંદાં માણસોને હવાફેર કરવાની ઉમદા સગવડ એની મારફત મળી રહે છે.

(૧૪) ૧૯૩૫ની ૫મી મે એ એઓ ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટના ટ્રસ્ટી નીમાયા.

(૧૫) ૧૯૩૫ ના ડીસેંબરમાં મુંબઈ હાઈકોર્ટે એમને વાંદરાના શીરીનબાઈ કામા હોમના ટ્રસ્ટી નીમ્યા. એ બતાવે છે કે, કોર્ટે પણ એમની નિઃસ્વાર્થ કોમસેવાની ભાવનાની કદર કરી અને એમને લાયક કામ ખોળી આપ્યુ

(૧૬) ૧૯૪૪ના જુલાઈની ૧૧મી તારીખે મિ. મંચેરજી પેસ્તનજી ખરેઘાટના ગુજરી જવાથી પારસી પંચાયતના ટ્રસ્ટીઓના બોર્ડના ચેરમેનની

જગ્યા ખાલી પડી અને એ જગ્યાએ બધાની મરજીથી ને આગ્રહથી એમને નીમવામાં આવ્યા. ને, એ જગ્યાએથી એમણે પારસીકોમમાં એઓ અમર રહી જાય, તેવી સેવાઓ બજાવી. મુંબઈની પારસી પંચાયત જો કે સ્થાનિક સંસ્થા છે છતાં એ સંસ્થાનું વજન આખા હિંદની પારસીકોમ પર પડે છે. અને એ સંસ્થાનો સરનશીન કેવળ મુંબઈમાં વસતા જરથોસ્તીઓનો જ અગ્રણી નથી પણ નૈતિક દૃષ્ટિએ સમસ્ત પારસી આલમનો નેતા છે. અને હિંદનાં જુદાં જુદાં શહેરોની પારસી પંચાયતો મુંબઈની પારસી પંચાયતમાંથી પ્રેરણા મેળવે છે. એટલે એ દૃષ્ટિએ વિચારતાં સર શાપુરજી હિંદની સારી જરથોસ્તી વસ્તીના નેતા અને પ્રેરક ગણી શકાય. સર શાપુરજી પોતાની જવાબદારીનું ભાન સારી રીતે સમજે છે અને પોતાના અમૂલ્ય સમયના ભોગે પણ પંચાયતની સભાઓમાં નિયમિત હાજરી આપી, સ્પષ્ટ માર્ગદર્શન કરે છે.

(૧૭) ૧૯૪૬ના જાન્યુઆરિની ૧૧મી તારીખે મુંબઈ હાઈકોર્ટે એમને લોનાવલાની અગીઆરીના ટ્રસ્ટી નીમ્યા.

આટઆટલી સંસ્થાઓ જોડે એઓ સંકળાયલા હોવા છતાં, ને બધામાં પૂરેપૂરો રસ લેતા હોવા છતાં એમણે

પોતાના કામમા જરા ય ઢીલ આવવા દીધી નથી એઓ દરેક પર પૂરતુ ધ્યાન આપી શકયા છે અને દરેકને વધુ ઉપયોગી બનાવવા પ્રયત્ન કરી રહ્યા છે.

આ બધી સસ્થાઓમાં, વધારે અગત્યની, વધારે જાણીતી, વધારે વગવાળી અને જવાબદાર સસ્થા પારસી પચાયત છે એ સસ્થા કરોડો રૂપિયાનો વહિવટ કરે છે એ સસ્થા જોડે ટ્રસ્ટી તરીકે એમનો વર્ષોનો સબધ છે અને છેલ્લા ચાર વર્ષોથી એ સસ્થાના ચેરમેન – ટ્રસ્ટી તરીકે એઓ ઘણુ સ્તુત્ય કાર્ય કરી રહ્યા છે

પહેલા આ સસ્થામા ગર્ભશ્રીમત કુટુંબના નબીરાઓ જ પૈસા, પ્રતિષ્ઠા અને લાગવગને બળે ચૂટાઈ આવતા ને, એથી ખાસ જાણવા જેવુ કશુ પણ કામ આ સસ્થામા થતું નહિ કારણ પૈસા પૈસાદાર લોકોને તો પોતાની કમાણીની પડી હતી આવી સસ્થાઓમા એ તો પોતાની આબરૂ વધારવા, પોતાની મોટાઈ દેખાડવા આવતા પણ આ બાબતમા શેઠ મચેરશા ભરૂચાએ પહેલ કરી એઓ સિવિલિયન હતા ઘણા બાહોશ, કામની આવડતવાળા ને સાચુ કામ કરવાની ખ્વાહેશ ધરાવતા તેમજ સ્વતત્ર વિચારો દર્શાવતા અમલદાર હતા ને, એઓ છેવટે મુબઈ હાઈકોર્ટના ન્યાયાધીશની પદવીએ પણ પહોચ્યા હતા એમને પારસી પચાયતના ચેરમેન ટ્રસ્ટી નીમી, જોડે યોગ્ય માણસને યોગ્ય જગ્યાએ નીમી, ને, પારસી કોમ હવે ફક્ત પૈસાને જોઈને જ નહિ પણ કાબેલિયત, યોગ્યતા અને

સેવાભાવને જોઈને જ આવી ઉંચી જગ્યા માટે માણસો નીમે છે તે એણે પ્રથમવાર પૂરવાર કરી બતાવ્યું. એમના ગુજરી જવાથી એ જગ્યા ખાલી પડી ત્યારે પણ કોઈ પૈસાદારને નામ ખાતર જ ચેરમેન રહે એવા માણસને નહિ, પણ સાચો હમદીન, સેવાભાવી, કોમની દાઝ જાણનાર, અને આવા મોટાં ફંડનો બરાબર, સાચા કામને માટે જ ખર્ચ કરનાર, સર શાપુરજીને ચૂંટીને કોમે બતાવી આપ્યું કે પારસીઓ ગુણજ્ઞ, તેમ જ કદરદાન છે અને લાયક માણસની સેવાની તેમ જ કોમની સાચી સેવા કરનાર માણસને બરાબર પિછાને છે મનુષ્યની કિંમત પૈસા પરથી નહિ પણ ગુણને અને સેવાવૃત્તિને લીધે કરવી જોઈએ, એ સર શાપુરજી જેવા કોમહિતચિંતક, નિરભિમાની, સહૃદયી અને સેવાભાવી સજ્જનની ચૂંટણી કરીને કોમના માણસોએ બતાવી આપ્યું છે. એથી સાબિત થયુ કે પારસી પંચાયત આમજનતાની છે, લોકોની સંસ્થા છે. એ થોડા પૈસાદાર માણસોને ખૂશ કરવા કે મોટી પદવી આપવા માટે નહિ પણ કોમી કામ ઉમદા રીતે કરનાર માણસોને પસંદ કરી, કોમનું ભલું કરનાર સંસ્થા છે. પારસી પંચાયતની વ્યવસ્થા અને કારોબારમા એમની સલાહ, એમનાં સૂચનો, એમનું સ્પષ્ટ માર્ગદર્શન, એમની કુનેહ અને આવડત એ બધાને લીધે એઓ એ સંસ્થાને સાચી રીતે સેવાભાવી બનાવી શક્યા છે. અને પોતાની દોરવણીથી સસ્થાની આબરૂ, ઈજ્જત વગેરે એમણે વધારી છે. કોમના માણસો કેવી રીતે પોતાના પગપર ઉભા રહેતાં શીખે, કેવી રીતે, એઓ માન ને ઇજ્જતથી

પોતાનુ જીવન ગુજારી શકે, તે માટે એઓ ઉપાયો યોજે છે, યોજનાઓ ઘડે છે, અને આવા મોટા ફડનો, સારામા સારી રીતે, અને બધાને સતોષ થાય તેવી રીતે ઉપયોગ થાય તે માટે ખૂબ જહેમત ઉઠાવે છે ને, એ કામમા નથી એઓ પોતાના શરીરની પરવા કરતા, નથી પોતાના ધધા અગેના કામને વધારે ગણતા પણ પોતાની શક્તિ આ કામમા જ પરોવે છે ને એ રીતે એઓ આ સસ્થાને ખૂબ આગળ લાવી શકયા છે ને લોકપ્રિય બનાવી શકયા છે

પારસી પચાયતના સરનશીન તરીકે, એમણે જે કામ કર્યું છે, તે પરથી પારસી પચાયતની કાર્યપદ્ધતિ અને તેમા થવા જોઈતા ફેરફારો, એ ફેરફારો કેટલે અશે થઈ શકે, એની તરફ જે જાતજાતની ટીકાઓ કરવામા આવે છે તે બધા વિષે સર શાપુરજીના સ્પષ્ટ અને ચોક્કસ વિચારો છે અને એ વિચારો એઓ જરા પણ સકોચ વિના, કે ખોટી ટીકાની બીક વિના બેધડક જણાવે છે એઓ કહે છે કે, પારસી પચાયતનુ ટ્રસ્ટ ૧૮૫૧ બાદ પહેલવહેલુ ઘડવામા આવેલુ ને તેમા પાચ ટ્રસ્ટીઓની નીમણુક કરવામા આવેલી એ વખતે પારસી પચાયતની કુલ મુદ્દલ રૂ ૧,૯૦,૦૦૦ હતી ૫૦ વર્ષ પછી એટલે ૧૯૦૧મા અનેક સખાવતીઓના દાનને પ્રતાપે, તથા પારસી કોમમા કોમની સેવા કરવાની, તથા કોમને માટે બધુ આપી દેવાની જે ભાવના છે તેને લીધે એ મુદ્દલ રૂ ૪૪,૨૩,૦૦૦ થઈ એટલે, લગભગ બાવીસગણી મૂડી થઈ ૪૪ વર્ષ પછી, એટલે કે, ૧૯૪૫ના ડીસેંબરની ૩૧મી તારીખે પંચાયતની

થાપણ રૂ. ૧,૬૨,૨૩,૪૦૦ની થઈ હતી. ને મોટે ભાગે ઉપલી સખાવતોના મકાનો મળીને સ્થાવર મિલકતોની થાપણ રૂ. ૪૩,૧૮,૩૦૦ જેટલી હતી. સર શાપુરજી આંકડાઓ રજુ કરતાં જણાવે છે કે, જે લોકો, પારસી પંચાયત વિષે, એની પાસે તો કરોડો રૂપીયાનાં ફંડ છે એમ બોલે છે, તેમને, ખાત્રી થશે કે, એ માન્યતા કેટલી ગલત છે. બહારથી જ પારસી પંચાયત વિષે આવા ખ્યાલો રખાય, પણ એકવાર અંદર કામ કરીએ એટલે આપણને સાચી સ્થિતિનો ખ્યાલ આવે. આવી ખોટી બાતમી ધરાવનારા લોકો સાધારણ રીતે એવી ટીકા કરે જ, કે, આટઆટલા કરોડો રૂપિયાનું ફંડ એ લોકોની પાસે હોવા છતાં એ લોકો ગરીબોને રાહત તો પૂરતી આપતા નથી. આ ફંડોની વ્યવસ્થા બરાબર થતી નથી. પૈસા વેડફાઈ જાય છે. હમણાં જે લોકો વ્યવસ્થા કરે છે તે લોકોને બદલે વધારે લાયક અને ગરીબો પર વધારે રહેમનજર રાખનારા માણસોને એ વ્યવસ્થા સોંપાવી જોઈએ. આવી આવી જાતજાતની ટીકાઓ અનેક જાતની ગેરસમજને લીધે લોકો કરે છે. સર શાપુરજી આ બધા ટીકાકારોને પૂરતી ખબર હોય તો આ જાતની ટીકા એઓ ન કરે એમ કહીને જણાવે છે કે, આ બધાં ફંડો ચોક્કસ સબબને માટે પંચાયતને સોંપાયલાં છે તેથી ટ્રસ્ટીઓની ગમે તેટલી મરજી હોય, પણ જે ચોક્કસ કામ માટે નાણાં આપવામા આવ્યાં હોય તે જ કામ ટ્રસ્ટીઓ એ નાણા મારફત કરી શકે. એનાથી આઘા-પાછા જવાનો હક એમને નથી. એટલે એ લોકોને બંધન

હોય, તે વાત ટીકાકાર ભૂલી જાય છે. પણ ટ્રસ્ટીઓના હાથ બધાયલા હોય ત્યાં એ બિચારા શું કરે. તેમ છતાં એ બંધનમાં રહીને પણ પોતાનાથી બને તેટલી સેવા તો એઓ કરતા રહ્યા છે. ફક્ત આપણા લોકો ટ્રસ્ટીઓએ શું નથી કર્યું તેની ઉપર જ ધ્યાન આપે છે. શું કર્યું છે તેની ઉપર કમનસીબે ધ્યાન અપાતું નથી. એટલે જ, એમને વિષે કડવાશ ઉભી થાય છે.

કેળવણી ફંડો વિષે સર શાપુરજી જણાવે છે કે એનો સારામાં સારી રીતે ઉપયોગ થઈ રહ્યો છે. અને એથી બીજી બધી કોમના પ્રમાણમા પારસી કોમમાં કેળવણી વધારે પ્રમાણમાં છે તેનુ કારણ પણ પારસી પચાયતે એ બાબતમાં જે મહેનત કરી છે તે છે.

વરસો થયાં લોકો ફરીઆદ કરે છે કે ગંભાર ફંડનાં નાણાં ટ્રસ્ટીઓ બરબાદ કરે છે એ પૈસા વધુ ઉપયોગી, સેવાકામને માટે, ને પારસી કોમની ઉન્નતિ માટે ખર્ચાવા જોઈએ પણ ટ્રસ્ટીઓને તો દાતાઓએ નક્કી કરી આપેલા ચીલાએ ચાલવાનું હોય છે વળી, દાતાઓની મરજી વિરુદ્ધ નાણા વાપરવા હોય તો પછી ટ્રસ્ટીઓને અદાલતમાં જવું પડે, ને, અદાલતમા જવાથી, દાતાઓનો વિશ્વાસ ઉડી જાય ને, નાણાં આવતાં મદંતર બધ થઈ જાય. એકવાર ટ્રસ્ટીઓ માટેનો વિશ્વાસ ડગમગવા લાગ્યો પછી પંચાયતના ભવિષ્ય વિષે કશી આશા ન રહે, ને, ટ્રસ્ટીઓનું કામ મુશ્કેલ બની જાય.

છેલ્લા બાર વર્ષો થયાં પંચાયતનાં ફંડો પર મોટો બોજો આવ્યો છે, અને, કેટલાં યે ફંડો, ખોટ બતાવવા માંડયાં, ને, તેથી ટ્રસ્ટીઓને એ ખોટમાંથી શી રીતે બચવું તેની જ મૂંઝવણ રહેતી. હજી જો કે એ મૂંઝવણ પૂરેપૂરી ટળી નથી. પણ, ટ્રસ્ટીઓ પોતાની ખબરદારીથી એ ખોટ જેટલી બની શકે તેટલી ઓછી કરી શકયા છે. અને હવે દરસાલ રૂા. ૨૫,૦૦૦ જેટલી ખાધ આવે છે તે પણ થોડા જ વખતમાં ન આવે તેની ટ્રસ્ટીઓ કાળજી રાખે છે.

સર શાપુરજી ડોલ્સ આપવાની રીતને સારી માનતા નથી, પણ એઓ એમ કહે છે, કે, વગર વિચારે ડોલ્સ આપવું એ દેખીતું ખરાબ છે. એથી આળસને પોષણ મળે છે, ને, પારકાની ઉપર આધાર રાખવાની કુટેવ પડી જાય છે. પણ એ સાથે સાથે એઓ જણાવે છે કે એની જગ્યાએ બીજી કંઈ વ્યવસ્થા ન થાય, ત્યા સુધી એને એકદમ બંધ કરી દઈએ તો લોકોમા એવો જબરો અસંતોષ ઉભો થાય, લોકો એવા નારાજ થઈ જાય, કે, એથી કોઈને ફાયદો નહિ થાય. પણ, બીજી બાજુ, કેટલાક ફંડો ડોલ્સને માટે જ અપાય છે, તેનું શું કરવું? અને, લોકો અનેક મુશીબતોને લીધે, ગરીબાઈને લીધે માગતા આવે ત્યા તેમને ટ્રસ્ટીઓ પાછા શી રીતે કાઢી શકે? એથી નામરજી છતા ટ્રસ્ટીઓને ફરજીયાત ડોલ્સ આપવી પડે છે. વળી, જ્યા સુધી જે કુટુંબોને મદદ મળતી હોય તેમની નાણાની સ્થિતિ સુધરે નહિ, જ્યા સુધી એમની અરજીઓ ઉપરાઉપરી આવ્યા કરતી હોય, ત્યા, ટ્રસ્ટીઓ તેમને

મદદ ન આપે એ વ્યાજબી ન ગણાય પણ ગુન્હો ગણાય. સિવાય કે, કોઈ પણ અરજી કરનારને મદદની જરૂર નથી એવા સબળ પૂરાવાઓ ટ્રસ્ટીઓ પાસે હોય. બાકી ડોલ્સની અવેજીમાં બીજી કશી વ્યવસ્થા ન થાય, બીજી કશી યોજના ન હોય, બીજી જાતની રાહતની સગવડ ન હોય ત્યાં સુધી આ સ્થિતિ ચાલુ રહેવાની. જ્યાંસુધી પોતાની કમાણીથી પોતાના કુટુંબનું ગુજરાન કરવાને અશક્ત એવાં માણસો મદદને માટે અરજી કરે, ત્યાં સુધી ટ્રસ્ટીઓને તેમની સ્થિતિનો અભ્યાસ કરી તેમને મદદ આપવી જ પડે. એ માટે તો આપણી નાણાંકીય સ્થિતિ સુધરે, આપણે ત્યાં વેપાર ઉદ્યોગ વધે, ને, લોકોની કમાણી વધે, ને, જીંદગી નભાવવા માટેના ખર્ચમાં ઘટાડો થાય તો જ કંઇક આ સ્થિતિ સુધરે.

પારસી પંચાયતના ટ્રસ્ટીઓએ કોમની નાણાંસંબંધી નૈતિક તેમજ સામાજીક હાલત શી રીતે સુધરે તેની યોજના ઘડવા, ને તેની પર પૂરતો વિચાર કરવા, જૂદા જૂદા ટ્રસ્ટોની કોન્ફરન્સ બોલાવી હતી, જેને પરિણામે કેટલીક સારી યોજનાઓ કરી શકાઈ છે. એ યોજનાઓને બર લાવવા ટ્રસ્ટીઓએ એક નવું ' કોમ્યુનલ રિહેબિટેશન અને રિકન્સ્ટ્રકશન ' ( કોમી પુનર્વસવાટ અને પુનર્યોજના ) ફંડ નામનું એક ફંડ ખોલ્યું છે. એ યોજનાઓમાંથી એકમાં સખાવતોનું ફેડરેશન કરવાની હિમાયત થઈ છે, અને તેને 'ફેડરેટેડ ચેરિટિઝ રિકન્સ્ટ્રકશન એન્ડ એડમિનિસ્ટ્રેશન' નું નામ આપ્યું છે. આ યોજનાનો જો બરાબર અમલ થાય તો ઘણાં ઉમદા અને બધાંને

સંતોષ આપે એવાં પરિણામો આવે એમ છે.

પારસી કોમ જગતમાં નાનામાં નાની કોમ છે. ને, તેથી જો બધા એક બીજાને મદદરૂપ થવાની ભાવનાથી એકઠા થાય, પારસી કોમનો ઉદ્ધાર કરવાનુ કામ સંગીન રીતે હાથમાં લે, તો એ બહુ જ સહેલાઈથી પાર પડે. સખાવતી ફંડોનો ઉપયોગ ઘણે ભાગે વૃદ્ધાવસ્થાનાં પેન્શનો માટે તેમજ વિધવાઓ તથા બાળકો માટે ભથ્થાંઓ આપવાની નેમ રાખીને થવો જોઈએ એમ એઓ ચોકકસપણે માને છે.

પંચાયતના હસ્તકનાં ફંડો અને તેનો કારભાર શી રીતે ચાલે છે તે જણાવતાં સર શાપુરજી કહે છે કે જૂદાં જૂદાં સાધનો મારફત પંચાયતની જે વાર્ષિક આવક રૂ. ૯ લાખની થવા જાય છે, એમાં પંચાયતને અવારનવાર મળતી સખાવતોનો પણ સમાવેશ થઇ જાય છે. જેટલી આવક છે તેટલો જ ખર્ચો પંચાયતને થાય છે. એટલે ખાસ બચત જેવું કશું એને રહેતું નથી. દર સાલ રૂ. ૧,૬૦,૦૦૦ જેટલી રકમ પંચાયત સખાવતમાં આપે છે. લગભગ બારસો જેટલાં કુટુંબોનો ખરચો પંચાયત ઉપાડે છે. જો કે, એક વખત એવો હતો કે જ્યારે પંચાયતને લગભગ બે હજાર જેટલાં કુટુંબો નીભાવવા પડતાં હતા. લગભગ આઠસો કુટુંબોને મદદ કરવાનું શાથી બંધ કર્યું એવો સવાલ સાધારણ રીતે કોઈ ને પણ ઉઠે તો તેના જવાબમા એટલું કહેવાનુ કે લડાઈ ને લીધે કેટલાક કુટુંબોની આવકમાં વધારો થયો, એટલે, તેમણે જ સમજીને મદદ માગવાનું બંધ

કર્યું. અથવા તો, કુટુંબ બરાબર પોતાની આવક વડે નભી શકે એમ છે એવી પંચાયતને ખાત્રી થતાં પંચાયતે જ તેમને મદદ આપવી બંધ કરી. બીજાં કેટલાંકને ધંધો શોધી આપવામાં આવ્યો હતો. એમ કરતાં આઠસો કુટુંબોનો ખર્ચો પંચાયતને માથેથી ઓછો થઈ ગયો. એ ઉપરાંત આજે જે વાર્ષિક ડોલ્સ અપાય છે તેની ખોટ સુમારે રૂ. ૨૫,૦૦૦ની થવા જાય છે. પણ ટ્રસ્ટીઓનાં હાથમાં જે ફંડો છે તે સઘળા ચોક્કસ કારણો માટે મુકરર થયેલાં હોય છે, અને તેથી ફંડના આપનારાઓની જે ઇચ્છા હોય છે તે જ ટ્રસ્ટીઓને બર લાવવી પડે છે. એ સિવાય જો એનો બીજો ઉપયોગ થાય તો તે ગેરકાયદેસર છે. એટલે એમાં કોઈ પણ જાતની ફેરબદલી થઈ જ ન શકે.

જ્યાં સુધી ધર્મખાર ફંડોનો ઉપયોગ કરવાનું શકય હશે, ત્યાં સુધી એ ફંડને બીજા કોઈપણ કામમાં વાપરી શકાય નહિં. પણ હાલમાં સરકારે જે જમણઅંકુશ મૂકયો છે, તેથી એ ફંડોનો ઉપયોગ થતો નથી. એટલે, એ ફંડોની જે રકમો જમા થાય છે, તે માટે ટ્રસ્ટીઓ કોર્ટને અરજી કરનાર છે.

આ પરથી બધાને સમજાશે કે ટ્રસ્ટીઓ પાસે કંઇ એવાં મોટાં ફંડો નથી કે જેથી એ પારસીઓનો મોટા પાયા પર ઉદ્ધાર કરી શકે અથવા તેમની સ્થિતિ સદંતર સુધારી શકે. આથી જેમને હજી એવા ગલત ખ્યાલો હોય કે પંચાયત પાસે તો કરોડો રૂપિયાની આવક છે, અને એથી પંચાયત મોટી મોટી

યોજનાઓ હાથ ધરીને એને બહુ જ સહેલાઇથી પાર પાડી શકે તેમને ખાત્રી થશે કે પંચાયતના હાલ જે ફંડ છે તે પૂરા બે કરોડ રૂપિયા જેટલા પણ નથી અને જે છે તે ચોક્કસ સબબને માટે મુકરર થયેલા છે.

પંચાયત જે રીતે અને જેવું કામ કરી રહી હતી તેમાં છેલ્લાં સત્તર વર્ષો થયાં અણધાર્યો વધારો થવા પામ્યો છે. આજે સો વર્ષ થયાં પંચાયતનુ કામકાજ સામાજિક અને ધાર્મિક બાબતમા જ થઈ રહ્યું છે. કોમમાં જે કંઇ બનાવ બને, કોમમાં કોઇ એકાદ માણુસની સ્થિતિ સારી ન હોય, તો એ બધા માટે પંચાયતને જ બદનામ કરવાનું કેટલાક માણસોને સૂઝે છે. તેઓ બધી બાબતમા ટ્રસ્ટીઓને ગુન્હેગાર માનીને તેમની સામે ગમે એવો હલકો પ્રચાર કરે છે સામાજિક કાયદાઓ, દારૂબંધી, રાજદ્વારી ફેરફારો ને એવી એવી બાબતોમાં પણ એ લોકો ઇચ્છે છે કે ટ્રસ્ટીઓ તેમને દોરવણી આપે. લોકોની માગણી જેટલે અંશે બને તેટલે અંશે પહોચી વળવાને માટે પ્રયાસ ચાલુ છે. અને ટ્રસ્ટીઓ લોકોના સંતોષ તરફ પૂરતું ધ્યાન આપી રહ્યા છે પણ દરેક માણસને સંતોષ તો શી રીતે આપી શકાય? લોકો એટલું સમજે કે છેલ્લાં સો વર્ષના રીતરિવાજો અને બંધારણને લીધે ટ્રસ્ટીઓના હાથ ઘણા બંધાયેલા રહે છે અને તેમને સ્વતંત્ર કામ કરવાની સત્તા નથી હોતી. અને જ્યાસુધી તેમના હાથ બંધાયલા હોય, દાતાઓની મરજી મુજબ જ એમને કામ કરવાનું હોય ત્યાં એઓ પાસે પોતાની બધી જ ફરીઆદો દૂર થાય એ

જતની આશા રાખવી એ ફોગટ છે.

આવી મુશીબતો છતાં આજે પંદર વર્ષોથી પારસી પંચાયતના ટ્રસ્ટી અને છેલ્લાં ચાર વર્ષો થયાં એના ચરનશીન તરીકે સર શાપુરજી ઘણું ઘણું કરી શક્યા છે. અને પહેલાં જે અસંતોષ હતો તેમાંથી ઘણોખરો એમની કુશળ કામગીરીને લીધે, બધાંના મનને જીતવાની એમની આવડતને લીધે, પ્રામાણિકતા તથા મહેનતુ સ્વભાવને લીધે એઓ દૂર કરી શક્યા છે. ને એમની અસર એમની જોડેના બીજા ટ્રસ્ટીઓ પર ઘણા પ્રમાણમાં થઈ છે. અને એ સંસ્થા વધુ લોકપ્રિય અને કોમની સેવા કરતી એમની મહેનત ને દોરવણીને લઈને થઈ છે એમાં શંકા નથી. આજે એમને લીધે પારસી પંચાયતની લોકપ્રિયતા, પ્રતિષ્ઠા, માન અને આબરૂ વધ્યાં છે એ નિર્વિવાદ છે.

સર શાપુરજીને, અનેક જગ્યાએ, પારસી કોમ તરફથી અને મંડળો તરફથી માનપત્ર અપાયાં છે. કંઈ ઉદ્દઘાટનવિધિ હોય, કોઈનાં તૈલચિત્રો ખુલ્લાં મૂકવાનાં હોય, ક્યાંક મેળાવડામાં પ્રમુખ થવાનું હોય, એમ ઘણેખરે પ્રસંગે એમને બોલાવી એમની પારસી કોમની સેવાઓની કદર કરવામાં આવી છે. ને, જ્યાં જ્યાં એઓ ગયા છે, ત્યાં ત્યાં, તે તે સંસ્થાઓના મતભેદ મીટાવવાના, એમાં જે કંઇ ત્રુટિઓ હોય તેને સાંધવાના, એમણે સફળ પ્રયત્ન કર્યા છે. અને એમ કરતાં ક્યારેક ખુલ્લે ખુલ્લું કરી કડવું કહેતાં પણ શાપુરજી શેઠ જરા

સંકોચાયા નથી પણ તડ અને ફડ રીતે પોતાના મૌલિક વિચારો દર્શાવ્યા છે.

સર શાપુરજીની કોમસેવાની પ્રવૃત્તિઓ જરથોસ્તી આલમના પવિત્ર ધાર્મિક મથક ઉદવાડાથી થઇ. ૧૯૩૩ના મે મહિનાની ૨૧મી તારીખે સર શાપુરજીને ઉદવાડા ખાતે માનપત્ર આપવામાં આવ્યું હતું. અને તે વખતનો મોટો મેળાવડો, ગ્લોબ હોટેલના કંપાઉન્ડમાં, આયોરનાન ટોળાનાં લાભ સાચવનારાં મંડળ તરફથી યોજાયો હતો. એમને માનપત્ર આપતાં જણાવાયું હતું કે :

"આપ માનવંત એક બાહોશ પિતાના બાહોશ બેટા છો. અને આપબળથી વધીને આજે કીર્તિનાં ઉંચામાં ઉંચા શિખરે આપ પહોચ્યા છો તે જોઇ હમોને અત્યંત આનંદ થાય છે. આપ નામવરે એક અથંગ હિસાબી, એકાઉન્ટન્ટ અને ઓડિટર લેખે સારા હિન્દુસ્તાનમાં ભારે પ્રસિદ્ધતા મેળવી છે. અને આપની પેઢી આજે હિંદીવાનોમાં તો સર્વથી આગેવાન હિસાબીઓની પેઢી લેખે જાણીતી થઈ છે. જગપ્રસિદ્ધ એન. એમ. વાડીયાના કરોડ રૂપિયાના સાર્વજનિક ધરમ ખાતાંના ફંડનાં એક કુશળ કારોબારી અને ટ્રસ્ટી લેખે આપ સાહેબની સેવાઓ જાણીતી છે.

"વળી, દેશના બ્યાપારવણજના સવાલોમાં પણ આપ સાહેબે ઉત્સાહભર્યો ભાગ લીધો છે. અને હિંદી ઉદ્યોગ

ચેમ્બરના પ્રમુખ લેખે પણ આપે ટુંક મુદતમાં પણ સારૂં કામ બજાવી સભાસદોનો પ્રેમ જીતી લીધો છે. પારસી મંડળો અને પારસી કોમના મવાલોમાં આપે ઘણો ઉત્સાહભર્યો ભાગ ભજવ્યો છે. ... આપ નામદાર મુંબઈની પારસી પંચાયતના ટ્રસ્ટી તરીકે બીનહરીફે એકમતે ચૂંટાયા છો, અને જ્યારે આપ સાહેબે જાહેર કર્યું છે, કે પારસી કોમની બહેતરી માટે એક સંગીન યોજના આપસાહેબે ઘડી છે, અને તે ટુંક મુદતમાં અમલમાં મેલનાર છો, તો તે વખતે, હમો દુવા ગુજારીએ છીએ, કે પાક પરવરદિગાર તમો સાહેબને તંદુરસ્તી બક્ષે, કે જેથી કોમની ઉન્નતિની તમારી માનીતી યોજના જલદી અમલમાં મેલાય અને આપની પ્યારી કોમનું કલ્યાણ થાય "

એ માનપત્રનો જવાબ આપતાં સર શાપુરજીએ એમની નમ્રતા ભરી અને ઠાવકી ભાષામાં કહ્યું હતું કે :

" મારે માટે જે ઉમદા આશિષો તમોએ વ્યક્ત કર્યાં છે તે માટે હું તમારો આભારી છું પણ મારી ફતેહ માટે હું એકલો મને એકલાને જ આભારી નથી પણ મારા મિત્રોને પણ તે મારી ફતેહ ઘણે અંશે આભારી છે જહાંગીર જમશેદજી વીમાદલાલ ને ફીરોઝશાહ જહાંગીરજી મર્ઝબાનની બાનીઓ ઉદવાડાના ઈરાનશાહના પાક આતશબહેરામના મકાનમાં ખુરશી મૂકવા અત્રે પધાર્યો છું તમારા ઉદવાડા ગામમાં

બાળકોમાં તથા સ્ત્રીઓમાં કેળવણી સંબંધી હાલમાં જાગૃતિ આવતી જાય છે. આજે તમારે ત્યાં ચાલતા વર્ગોની, તમારી લાયબ્રેરિની અને સ્કૂલની મેં મુલાકાત લીધી છે અને તેથી અમોને સંતોષ ઉપજ્યો છે. આ સઘળું છતાં આજે મને એક બીના ઘણી દિલગીરી સાથે કહેવી પડે છે કે ઉદવાડામાં જે વરસો થયાં મતફેરી ચાલે છે તેનું ફેંસલ કોઈબી રીતે હવે બંને પક્ષો સમજી જઈને લાવે તો ઘણું સારું. જો એ દિશામાં મારી કંઈ મદદની જરૂર પડે તો તે આપવાને માટે હું તૈયાર છું."

બીજે દિવસે સર શાપુરજીએ ઉદવાડા મધ્યે ઈરાનશાહના પાક આતશબહેરામ પાદશાહ સાહેબના મકાનમાં, ઉદવાડાના અથોરનાન મોબેદો તથા બીજા રહીશો તથા આ પ્રસંગને ખાતર મુંબઈથી ખાસ મોટી સંખ્યામાં ગયેલા જરથોસ્તીઓની સમક્ષ શેઠ જહાંગીર જમશેદજી વીમાદલાલ અને શેઠ ફીરોજશાહ જહાંગીરજી મર્ઝબાનની છબીઓ ખુલ્લી મૂકી હતી. ત્યારબાદ પારસીકોમના એ હિતચિંતકોનો ટૂંક પરિચય આપી, તેમની કોમ પ્રત્યેની અનેકવિધિ સેવાઓ વિગતથી રજુ કરી, તેમજ તેમના પરમાર્થી જીવનને ભવ્ય અંજલિ આપી અંતે ઉદવાડાના નાગરિકોને કડવી શીખામણ આપતાં એમણે જણાવ્યું કે :

ખેદકારક છે. ઉદવાડા મધ્યે આજ લાંબા વખતથી બે પક્ષે ઝઘડા થવાથી, ઉદવાડા ગામને તેમજ મોબેદોને ભાગે ખમવુ પડે છે. તેમ થવુ જોઈએ નહિ .હું વિનતી કરું છું કે તમે તમારી મતફેરીઓને દાબી દેવો અને હવે કંઈ સંગીનકામ ઉપર ધ્યાન પહોચાડો.

"દરેક કોમમા પોતાના ધર્મગુરૂઓ માટે માનની લાગણી રહે છે. અને તેઓનું સ્વમાન જળવાય તેવી રીતની તેઓના ગુજરાન માટેની ગોઠવણ તમારી અંજુમને કરવી જોઈએ. આપણા માનવંત દસ્તુરજી સાહેબોનો દરજ્જો જળવાય અને તેઓની ઇજ્જત સચવાય, તે માટે તેઓને મુસારો બાંધી આપવો જોઈ એ. . ...વળી, તેઓના બચ્ચાઓને કેળવણી લેવાના સાધનો પૂરા પાડવા જોઈએ કે જેથી ભવિષ્યની ઔલાદ પોતાના વડા દસ્તુરજી સાહેબો તરફ માનની લાગણીથી જુએ, અને તેઓ જો કેળવાયલા હોય, ધર્મનો અભ્યાસ કરેલા સમજદાર દસ્તુરો હોય તો તેવા પારસી કોમને ખરે રસ્તે દોરવી શકે .. ....માટે હું કહું છું કે તમો તમારો કજીઓ બંધ કરો. અને તમો એક થાવો. ...આપણી કોમના ધાર્મિક મથકમાં આ પ્રકારનો કજીયો શોભે નહિ. ઉદવાડા એ સમસ્ત જરથોસ્તી આલમનું પ્રેરણાસ્થાન છે. અહિં ઇરાનશાહના નુરી કેબલાની આસપાસ વસનારા જરથોસ્તીઓને દુન્યવી અને મતલબી કજીયાઓ

ઘડીભર છાજે નહિ. અહિંઆં બંને પક્ષો અત્યાર આગમજ ઘણું લડયા છે, કોમની લાગણી કચવાય તેટલું લડયા છે. હવે વખત આવી પુગ્યો છે કે જ્યારે બન્ને પક્ષે હાથમાં હાથ મેળવીને પોતાને ખાતર, પોતાનાં ગામ ખાતર, અને આખી કોમનાં સારા નામને ખાતર મતફેરીઓ દૂર કરી, દરેક પક્ષ વચ્ચે સ્વમાન જળવાય તે પ્રકારની સમજુતી કરો...... ઉદવાડાને આગળ વધારવા માટે, તેની ઉન્નતિ માટે, ભવિષ્યની ઑબાદ માટે એક ખરો અને સાચો માર્ગ – તે સલાહ અને શાંતિની જરૂર છે."

આ ભાષણપરથી જણાશે કે સર શાપુરજી સાચા દિલથી પારસી કોમમાં સંપ, એકદિલી વગેરે ઇચ્છે છે અને તે માટે એમના હૃદયમાં કેટલુ લાગે છે તે સાબિત થશે. એઓ ખાલી ટીકા જ કરતા નથી, પણ સ્થિતિ શી રીતે સુધરે તેની સલાહ પણ આપે છે, અને તે સુધારવામાં પોતાથી બની શકે તેટલી મદદ કરવાને હરહંમેશ તૈયાર હોય છે.

સર શાપુરજી અને લેડિ જરબાઈ બીલીમોરીયાને ઉદવાડાના હમદીનોએ સારૂ માન આપ્યું હતું અને એઓ જેટલો વખત ઉદવાડા ખાતે રહ્યા તેટલો વખત ત્યાંનુ વાતાવરણ ઉત્સાહી અને આશાવાદી હતું. ઉદવાડાના જરથોસ્તીઓને એમના વિચારો ઘણા પ્રેરક હતા અને તેઓએ એમનું ભવ્ય સ્વાગત કરી એમની નિઃસ્પૃહી કોમસેવાની કદર કરી હતી. વળી, સર

શાપુરજી પારસી પંચાયતના ટ્રસ્ટી ચૂંટાયા પછી પહેલવહેલી વખતે ઉદવાડે આવેલા હોવાથી ઉદવાડાની અંજુમન તરફથી એમને એક કિમતી શાલ એનાયત કરવામાં આવી હતી આમ સર શાપુરજીની ઉદવાડાની ઉડતી મુલાકાત ઐતિહાસિક, રોમાંચક, દીલચસ્પ, પ્રેરક અને જરથોસ્તીઓના હૈયાને હરખાવનારી હતી

શાપુરજીને ઉપર જોયુ તેમ જેમ ઉદવાડા જોડે ગાઢ સબધ હતો તેવો જ ગાઢ સબધ એમને બીનીમોરા ને ગણદેવી જોડે પણ છે અને ત્યા પણ કોમના અદના સેવક તરીકે એમની એટલી જ કારકીર્દી છે ૧૯૩૩ ના ડીસેંબર મહિનાની ૨૪મી તારીખે, એઓ ઘણા વરસો બાદ – સરનાઇટ થયા પછી, લેડિ જરબાઈ બીલીમોરીઆ સાથે બીલીમોરા ગયા ત્યા એમને માનપત્રો મળ્યા ને જાતજાતના મેળાવડાઓમા પ્રમુખપદે બિરાજવાનુ માન મળ્યુ ૨૫મી તારીખે એમણે, બીલીમોરાના સખાવતેબહાદુર બિરાદરો શેઠ મંચેરજી શાપુરજી તાતા તથા શેઠ રતનજી શાપુરજી તાતાના, તૈલચિત્રો પાક આદરીયાન સાહેબના મકાનમા ખુલ્લા મૂકયા એ તૈલચિત્રો ખૂલ્લા મૂકતા એમણે ‘ તાતા હાઈસ્કુલ ’, ‘ તાતા બાગ ’, ‘ તાતા ગર્લ્સસ્કુલ ’ ‘ મેટરનીટી હોમ ’ ‘ બીલીમોરા ઝોરાસ્ટ્રિયન કલબ ’, વગેરેનો ઉલ્લેખ કરી, તાતાભાઈઓની અણમોલ સેવાભાવનાનો લોકોને પરિચય આપ્યો હતો, અને તેમની જેમ કોમની સાચા દિલથી સેવા કરવાની લોકોને શિખામણ આપી હતી

બીલીમોરા મધ્યે ડૉ. એન્જીનીયરના પ્રમુખપદે રૂસ્તમ બાગમાં બીલીમોરા સમસ્ત પારસી અંજુમન તરફથી સર શાપુરજીને માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે એક ભવ્ય અને દબદબાભર્યો મેળાવડો યોજવામાં આવ્યો હતો જ્યાં બીલીમોરાના તેમજ બહારગામથી આવેલા અનેક પ્રતિષ્ઠિત જરથોસ્તી સદ્દગૃહસ્થો અને સન્નારીઓએ હાજરી આપી હતી. પ્રમુખસ્થાનેથી પ્રાસંગિક વિવેચન કરતાં ડૉ. એન્જીનીયેરે જણાવ્યું હતું:

"બીલીમોરા સમસ્ત પારસી અંજુમન તરફથી આજે સર શાપુરજી અને લેડિ જરબાઈ બીલીમોરીઆને આવકાર આપતાં મને ખુશાલી ઉપજે છે....શાપુરજીની કીર્તિ યુવાનોને ધડો લેવા લાયક છે, નમૂનેદાર છે. મુંબઈની પારસી આલમનો પ્રેમ મેળવનાર અને પારસી પંચાયતના ટ્રસ્ટી બનનાર અને નાઇટહૂડનું બિરૂદ બીલીમોરાવાસીઓમાં પ્રથમ મેળવનાર, સર શાપુરજી જેવો મહાન પારસી બીલીમોરાએ આપ્યો છે તેથી અમોને અભિમાન થાય છે. એઓ માનવંત નેકનામદાર સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ સાહેબના સખાવતી ખાતાંઓના એક કારોબારી છે ને સાર્વજનિક વાડીઆ ગેરીઝીઝમાં અગત્યનું સ્થાન ધરાવે છે....એઓ એમની બાહોશી, પ્રામાણિકતા, ઉંચુ હિસાબી જ્ઞાન, કંપનીઓના પૈસા સબંધી સ્થિતિ વિષે

સ્વતંત્ર વિચારો ધરાવે છે. સાદાઈ, નેકનીતિ, સચ્ચાઈભરી સ્વચ્છ જીંદગી, એ એમના ગુણો ભાગ્યે જ જડશે....અત્રેના રહીશોમાં છૂટથી ભેળાઈ એમણે પોતાનું અમીરી ખમીર દેખાડી આપ્યું છે. એઓની નમ્રતા, સાદાઈ ને સહૃદયતા બેનમૂન છે. અને એ આપણી ખુશનશીબી છે કે સર શાપુરજી જેવા ધર્મચૂસ્ત જરથોસ્તી આપણી કોમના અગ્રણી છે અને કોમની ધાર્મિક, સામાજીક અને આર્થિક સેવા બજાવવાની ભવ્ય ભાવનાથી ભરપૂર છે."

ત્યારબાદ અંજુમનનું માનપત્ર વાંચતાં ડૉ. એન્જીનીયરે કહ્યું હતું કે :

"તમારી ભારે લાયકાત, બાહોશી, જાહેર સેવાઓ, વગેરેની કદર કરી સરકારે તમને નાઇટહૂડનો ખિતાબ બક્ષ્યો છે. બીલીમોરાના જરથોસ્તીઓમાં આવું ઉત્તમ માન મેળવનારા આપ પહેલા જ છો.......અનેક ગુંચવણભર્યાં મુકર્દમાઓમાં મુંબઈ તથા દેશાવરની કેટલીક વડી અદાલતોએ આપની બાહેશી, હિસાબી જ્ઞાન તથા સ્વતંત્રતાની પીછાન કરી છે. ...આપ માનવંત ઘણાંક લોકોપયોગી તથા કોમહિતકારી ખાતાંઓ સાથે ઘાડો સંબંધ ધરાવો છો તે સર્વેને રોશન છે....આપનાં મહેરદારની સાદાઈ, નમ્રતા, સભ્યતા ઉપરાંત આપણાં અષો પયગંબરની બુલંદી પાક જરથોસ્તી દીન તરફની જાનફેશાની અને ચૂસ્ત લાગણી હમોને જ નહિ પણ

આખી પારસી કોમને સંતોષ આપી રહી છે...."

આ માનપત્રમાં એમના ગુણોની જે કદર કરવામાં આવી હતી, તથા એમને વિષે જે સરસ શબ્દોમાં કહેવામાં આવ્યું હતું, તેનો નમ્રતાભર્યો જવાબ આપતાં સર શાપુરજીએ જણાવ્યું હતું કે :

"મારી કારકીર્દીમાં મને મળેલાં બીજાં માનપત્રોમાં આ માનપત્રને હું હરહમેશ પ્રથમ પદવી આપતો રહીશ. કારણ, એ હમવતને મહોબ્બતભર્યું આપેલું માન છે.... આજનો પ્રસંગ મારી જીંદગીનું અમૂલ્ય ટાકણું છે. અને હું તમને ખાત્રી આપું છું કે, આ માનપત્રને હું મારા કુટુંબમાં heirloom તરીકે સાચવી રાખીશ ..મારી કારકીર્દીમાં મને જે કાંઈ ફતેહ મળી હોય તે સ્વતંત્રતા, પ્રામાણિકતા અને સચ્ચાઈને જ આભારી છે...હિન્દીઓ તરફથી નહિ તેટલી અગ્રેજો તરફથી મને મદદ મળી હતી ... લોભલાલચને જો હું વશ થયો હોત, તો હુ કાંઈ જૂદો જ માણસ અત્યારે હોત.. એક વાર એક શ્રીમંત કેમમાં મને તેઓની મરજી મુજબ રિપોર્ટ ઘડી આપવા બદલ ૧ લાખની બાદશાહી રકમની લાલચ આપવામા આવી હતી. પણ મે તે માંગણી તુચ્છકારી કાઢી હતી. જો કે તે વેળા અમારી સ્થિતિ એવી હતી નહિ કે અમો એકલાખ રૂપિયાની રકમ ઠોકરે મારીએ...મારા જીવનમા અગ્રેજી નામાનું

જ્ઞાન મેં પત્રવ્યવહાર મારફત મેળવ્યું હતું. હિન્દમાં એકાઉન્ટન્સી માટે દરવાજા ઉઘાડવાની સેવકે જ પહેલ કરી હતી....પણ નોકરી કર્યાં જવાનું મને પસંદ પડયું નહિ. થોડાક વર્ષો હાડમારી અને મુશ્કેલીમાં નીકળી ગયા ...શેઠ પેસ્તનજી ખરેઘાટે મને આપેલી તાલીમ અને તેમની રહેમરી મને પાછળથી બહુ મદદગાર થઈ પડી હતી. તેવણ મને હરહમેશ સચ્ચાઈથી જ નામના મેળવવાની સલાહ આપતા હતા. મારી ધીરજની કસોટી કરવા માટે મને એક વાર તો ખીલાઓ ગણવા પડયા હતા. અને એમનો અમૂલ્ય બોધ મને જીવનમાં અને ધંધામાં પાછળથી બહુ કામનો થઈ પડયો ...જીવનમાં સત્યતાનો હું પૂજારી છુ અને સત્યતા મને વધુ પ્રિય છે. ચારિત્ર્ય સૌથી ઉંચી ચીજ છે. મારી યથાશક્તિ મે મારૂં ચારિત્ર્ય ઘડયું હતું જો આપણા હિંદીઓએ પોતાનું ચારિત્ર્ય બરાબર જાળવ્યું હોત તો આપણી કેટલી આબાદી થાત. જુવાનોએ એવું ચારિત્ર્ય ઘડવુ જોઈએ કે જે આફત અને મુશ્કેલીમાં પણ ટકી શકે."

આ જવાબ પરથી સર શાપુરજીનો વતનપ્રેમ, વતનને આપેલું બધા કરતાં વધારે ઉંચુ સ્થાન દર્શાવે છે કે સર શાપુરજીએ પોતે ગમે એટલી ઉંચી પદવીએ પહોચે છતા પોતાના માદરેવતનને ભૂલી જતા નથી એટલું જ નહિ પણ

પોતાના વતનની કિમંત એમને કીર્તિ અપાવનારા, બધી જાતનો જશ અપાવનારા મોટા શહેરોથી અનેકગણી વધારે છે.

આ રીતે સર શાપુરજી પોતાના માદરેવતનમાં માન પામ્યા. આવાં તો એમને ઠેકઠેકાણે માનપત્રો મળ્યાં છે, પણ અહીં તો, આ બે મુખ્ય માનપત્રો જ આપ્યાં છે. એમની કીર્તિ તો જ્યાં જ્યાં પારસી છે ત્યાં ત્યાં બધેબધ પહોંચી છે. એઓને એકેએક પારસી બિરાદર માનની નજરે જુએ છે. સર શાપુરજી અને લેડિ જરબાઈએ બીલીમોરાની જરથોસ્તી અંજુમનને રૂ. ૧૦૦૦ની ભેટ આપી હતી અને તે એવી શરતે કે એના વ્યાજમાંથી આવતી રકમ જરથોસ્તી યુવકો અને યુવતીઓની ઉચ્ચ કેળવણીના લાભાર્થે વાપરવી. સર શાપુરજીની બીલીમોરાની મુલાકાતથી ત્યાંની જરથોસ્તી આલમમાં અપૂર્વ ઉત્સાહ આવ્યો હતો અને ત્યાંના લોકો પારસી પંચાયતના આ બાહોશ ટ્રસ્ટી, ડાવકા, ગણત્રીબાજ શહેરી અને ધર્મચૂસ્ત જરથોસ્તી નાઇટના કાર્યોથી તથા ભાષણોથી સંતોષ પામ્યા હતા.

ઈ. સ. ૧૯૪૫માં સર શાપુરજી સુરત ખાતે પધાર્યા હતા. અને ત્યાં પણ એમના હોદ્દાને યોગ્ય એવું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું હતું. સુરતમાં સર શાપુરજીએ શેઠ ફકીરજી ભરૂચા, તેમજ ખાનબહાદુર શેઠ કાવસજી બી. વકીલનાં આરસપહાણનાં પુતળાંઓ ખુલ્લાં મૂકયાં હતા. આ પ્રસંગે ઘણા પ્રતિષ્ઠિત જરથોસ્તી સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ ભેગાં થયાં હતાં અને

આ તકનો લાભ લઈ સર શાપુરજીએ પારસી કોમના ઉત્કર્ષ માટે કેટલાક મનનીય વિચારો રજુ કર્યા હતા અને કેટલીક માર્ગદર્શક સૂચનાઓ પણ રજુ કરી હતી સુરત શહેરમા અને તેની આસપાસનાં ગામડાઓમા પારસી કોમની વસતિ સારા પ્રમાણમા છે અને તે સર્વેને માનવંત સર શાપુરજીના અનુભવજન્ય, ઠરેલ અને વ્યવહારૂ વિચારો જાણવાની સુવર્ણ તક મળી હતી.

૧૯૩૩ની સાલમા ૨૪મી મેએ મહારાણી વિક્ટોરિઆનો જન્મ દિવસ ( એમ્પાયર ડે ) ઉજવવામા આવ્યો હતો સર કાવસજી જહાંગીર હોલમા સમારંભ હતો ને, એનુ પ્રમુખ-સ્થાન સર શાપુરજીને આપવામા આવ્યુ હતુ મેળાવડો ભવ્ય અને વિશાળ હતો તે વખતે સર શાપુરજી બ્રિટીશ રાજ્યની વફાદારીમા માનતા અને એમનુ વ્યાખ્યાન પણ એ જ બાબત પર ભાર દેતુ હતું એનું કારણ તે વખતે સંજોગો તેવા હતા એ વખતનુ એમનુ ભાષણ પારસી કોમ માટે ઘણું વિચારવા યોગ્ય અને સાચી દોરવણીવાળુ હતુ. એમણે કહ્યુ હતું કે

> "આ દેશમા પારસી કોમની ઇજ્જતમા વધારો, તેઓની લાગવગ અને ચઢતી એ બધુ અંગ્રેજ સરકારને જ આભારી છે. જ્યા ઇન્સાફી અમલ ચાલતો હોય, જ્યા જુલ્મગાર રાજનીતિ નહિ હોય, જ્યા વ્યાજબી હકોનું રક્ષણ અને પાલન થતું હોય, અને જે રાજ બંધારણ પ્રમાણે ચાલનારા રાજ તરીકે બધાના હકો સ્વીકારતુ હોય, તેવા

રાજ તરફ જાનફેશાની ને વફાદારીની પારસી કોમ તરફથી આશા રાખવામાં આવે તો તેમાં નવાઈ જેવું કશું જ નથી.

" ખુદ આપણો ધર્મ આપણને શીખવે છે કે રાજતાજ તરફ વફાદાર રહેવું. ઇતિહાસ આપણને સાબિતીઓ પૂરી પાડે છે જે પારસી ખમીર પોતાના બુલંદ ધર્મને આધારે પોતાનો જાન આપવાને વફાદારીમાં કોઈ દિવસ પાછળ હઠ્યું નથી. ૧૩૦૦ વર્ષ ઉપર આપણા વડીલોએ જ્યારે ઇરાનથી આ દેશમાં પોતાના પવિત્ર ધર્મને સાચવવા અત્રે ઉતારો લઈ પોતનું વતન બનાવ્યું ત્યારથી જે જે રાજતાજો હતા તેઓ સાથ પારસીઓ વફાદારીથી જ વર્તતા આવ્યા છે. આપણા વડીલોએ જાદવરાણાને આપેલા કોલ મુજબ જ્યારે દેશ પર ચઢાઈ લાવવમાં આવી ત્યારે બહાદુર સરદાર અરદેશરની આગેવાની હેઠળ શુરવીર પારસી લશ્કર જંગે પડયું હતું અને ભારે શિકસ્ત મળતાં, હજારો જાનોની ખુવારી થઈ છતાં સત્યથી પોતે આપેલા કોલને વળગી રહી, પોતાના કિમંતી જાનો આપ્યા હતા....આપણે આ દેશમાં ૧૩૦૦ વર્ષથી બીજી બહેનપણી કોમો સાથે સુલેહસંપથી રહેતા આવ્યા છીએ. છતાં બ્રિટિશ રાજ્ય પછીથી જ પારસીઓની ચઢતી થઈ એમ કહેવુ ખોટું નથી. એ રાજ્યમાં પારસીઓએ પોતાની અક્કલબુદ્ધિ અને કેળવણીથી આગળ વધેલી એક કોમ તરીકે નામના મેળવી છે અને કરોડોની વસ્તીમા ઘંઉમાં કાંકરા સમાન ગણાતા

> જરથોસ્તી ભાઈઓ અને બહેનોએ દેશની ઉન્નતિ અને ખીલવણી મારફત મોટો ભાગ ભજવ્યો છે, કે જેમ કરવાને બ્રિટિશ રાજે આપણને અનેક તક આપી હતી."

આ ભાષણ પરથી સર શાપુરજીની વફાદારી, કદર કરવાની શક્તિ, કોઇના પણ સારા ગુણો તરફ જ નજર રાખવાની એમની રીત અને પારસી કોમ માટેની એમની દિલ્લગી જણાઈ આવશે.

સર શાપુરજી જ્યારે સર દીનશા પીટીટની પારસી પંચાયતમા ખાલી પડેલી ટ્રસ્ટીની જગ્યાએ ઉમેદવાર તરીકે અંજુમન પક્ષ તરફથી ઉભા રહ્યા ત્યારે એમને કુલ ૧૭૬ મતોમાંથી ૧૨૦ મતો મળ્યા હતા. અંજુમન પક્ષના તો ખાલી ૭૬ સભ્યો જ હતા, આ પરથી જણાશે કે અંજુમન પક્ષના સભ્યો ઉપરાંત ૪૪ બીજા એમને મતો મળ્યા. એ બતાવે છે કે એઓ બધા પક્ષોમાં કેવા જાણીતા અને લોકપ્રિય છે. એનુ કારણ એઓ પારસી કોમને લગતા દરેક સવાલોમાં ઉમંગ લઈને કોમના હિતના કામોમાં હમેશાં હમશરીક થાય છે પારસી કોમની હમેશાં પોતાનાથી બને તેટલી બધી સેવા કરીને, એઓ કોમના અદના સેવક પૂરવાર થયા છે. અને દરેક વખતે એઓ પારસી કોમની પડખે રહેશે એવો બધાને એમનામાં પર પૂરેપૂરો વિશ્વાસ છે. ને કેટલાક કોમને લગતા ધાર્મિક અને સંસારી સવાલોમા એમના વિચારો કેવા ચીવટ, ધરખમ અને કોમની અંગત સલામતી જાળવનારા હોય છે તે એમની કોમ બહુ જ સારી રીતે જાણે છે.

પારસી પંચાયતના સરનશીનના માનવંતા આસન પર કોમના સૌથી સારામાં સારા, ચુનંદા, અને કોમને માટે બધા ભોગ આપવાને તૈયાર હોય એવા માણસોને ચૂંટવાને માટે પારસીઓ ખૂબ ઇંતેજારહોય છે, એ સર શાપુરજીને ચૂંટીને એમણે પૂરવાર કરી બતાવ્યું છે. એની પહેલાં કોમના પૈસાપાત્ર શેઠીયાઓ ને અકાબરો ચૂંટાતા. પણ શેઠ મંચેરજી ખરેઘાટ અને સર શાપુરજીની ચૂંટણી આમાં અપવાદરૂપ છે. અને આપબળે વધેલા, આ કોમી સેવકો, પોતાની બાહોશીથી આ સ્થાન મેળવે છે. અને તેમાં પણ સર શાપુરજી એક જાણીતા આંકડાશાસ્ત્રી હોવાને લીધે, ગણત્રીબાજ ને હિસાબમાં કાબેલ હોવાને લીધે, એમની અનુભવજન્ય અને કિંમતી સલાહો એ વિષયમાં ઘણી ઉપયોગી થઈ પડી છે.

સર શાપુરજીએ પોતાના મતદારોનો આભાર માન્યો અને પોતાનામાં એમણે જે વિશ્વાસ મૂકયો તે માટે તેમનો અહેશાન માનતાં જણાવ્યું કે :

> "આપણી વ્હાલી કોમની સેવા બજાવવાને જે અમૂલ્ય તક તમો મહેરબાનોએ મને આપી છે તે માટે હું તમારો આભારી બન્યો છું. કોમી સવાલોમા કોમની પડખે રહીને મારી સેવા સદા અર્પણ કરવાને કિરતાર મને મદદગાર બને અને તમોએ મૂકેલા વિશ્વાસને હું પૂરેપૂરો લાયક બનું એવી ઉમેદ સાથે ફરી એકવાર તમારો આભાર માનું છું."

સર શાપુરજીએ આ ચૂંટણી પછી જે મહાન કામ કરી બતાવ્યું તે પરથી એમણે સાબિત કરી બતાવ્યુ કે એમના મતદારોએ એમની પર જે વિશ્વાસ મૂકેલો તે બરાબર જ હતો, કારણ મતદારોએ જેટલા ઝડપી ફેરફારોની ને પરિણામોની આશા નહિ રાખી હોય તેટલા ઝડપી પરિણામો પંચાયતની કાર્યવાહીમાં સર શાપુરજીના ખંતીલા, વ્યવસ્થિત ને દૂર દેશીપણાને લીધે આવ્યા. એથી એમને મતદારો તરફથી પારસી પંચાયતના ટ્રસ્ટી તરીકે માનપત્ર આપવામાં આવ્યું ત્યારે એમણે એના જવાબમા કહ્યું કે:

> "તમોએ મારી અંદર જે વિશ્વાસ મૂકયો છે, તેને મારી વ્હાલી કોમ અને પવિત્ર ધર્મના લાભાર્થે બરાબર નીવડીશ એવી મને ઉમેદ છે. મારી લાંબા વખતની અનેક મુરાદો ફળી હતી, પણ મારી વ્હાલી કોમની હું કઈક સેવા કરૂં એવી મારી મુરાદ પણ આજે ફળી છે તેથી તે ખુદાના શુકરાના ગુજારી તમો ભાઈઓનો આભાર માનું છું. અને મારી અદની સેવાથી કોમના મોટા ભાગને દીલગીર થવાનુ કારણ નહિ મળે એવી સેવાઓ બનતી રીતે કરીશ ."

સર શાપુરજી એ ફક્ત ફંડના ટ્રસ્ટની જ સંભાળ રાખનારા નથી પણ પારસી કોમની નીતિના અને ઉંચી ભાવનાઓના પણ સાચા અર્થમાં ટ્રસ્ટી છે પારસી કોમ એકવાર જેને પંચાયતના ચેરમેન ટ્રસ્ટી નીમે તેની પાસે એ બધી જ જાતની દોરવણીની

આશા રાખે અને કોમના એ રખેવાળ બને એમ ઇચ્છે છે. અને એ મુરાદો એઓ ઘણે ભાગે પૂરી પાડી શકયા છે એ એમની અને પારસી કોમની ખુશનશીબી છે.

૧૯૩૨ સાલની ૨૩મી માર્ચે આલ્બ્લેસ બાગમાં પારસી કોમના જાણીતા અને માનવંત વર્તમાનપત્ર 'જામે જમશેદ'ની શતાબ્દિ ઘણી ધામધૂમથી ઉજવાઈ હતી. અને એવા મોટા મેળાવડામાં પારસી કોમના મહાન સદ્‌ગૃહસ્થ તરીકે સર શાપુરજીને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. આ પત્રે પારસી કોમની બજાવેલી સેવા વિષે પ્રમુખપદેથી બોલતાં એમણે જણાવ્યું હતું કે :

"જામે જમશેદના નામથી અને કામથી એકેએક પારસી વાકેફ છે. રાજદ્વારી બાબતમાં એ પત્રની નીતિ મધ્યમ પણાની હોવાથી દેશના આર્થિક તેમજ રાજદ્વારી સવાલો માટે તે પૂરતી કાળજી ધરાવતું રહ્યું છે. રાજદ્વારી બાબત એ એવો વિકટ સવાલ છે કે જે માટે જરૂર જ મતફેરી ઉભી થાય, એ તો દેખીતું છે. પણ આપણે સર્વેએ આપણા મગજનું સમતોલપણું જાળવી રાખી એક યા બીજી તરફ દોરવાઈ જવું જોઈતું નથી. જેમ સરકારની કોઈ ગેરવાજબી રાજનીતિ કે જેથી દેશની આર્થિક સ્થિતિને ધોક્કો પુગતો હોય, તે તરફ વાજબી વિરોધ જાહેર કરવો, તેમ પ્રજાના કેટલાક ભાગની આડે માર્ગની દોરવણીથી દેશ

ઉપર નહિ ધારેલું દુઃખ અને આફત લાવવામાં આપણી સામેલગીરી નહિ આપવાની સંભાળ રાખવી વિશેષ જરૂર છે

"કેળવણીના પ્રતાપથી એક દેશનો રાજઅમલ કેવો હોવો જોઈએ, પ્રજાને છૂટાપણું કેટલું અને કયા પ્રકારનું મળવું જોઈએ, દેશની આર્થિક સ્થિતિ સુધારવાને સરકારે કેવી રાજનીતિ અખત્યાર કરવી જોઈએ, ગરીબ ને રાંક પ્રજાને કરોમાં ભારે બોજા હેઠળ કચડાતી અટકાવવા માટે શું ઇલાજો લેવાવા જોઈએ, એ બધા સવાલો જ્યારે એક દેશમાં જાગૃતિ આવે છે ત્યારે ઉભા થાય છે .

"આપણી ખુદ હસ્તીનો પાયો આપણા ધર્મના બુલંદ ફરમાનો પર રહેલો છે અને તેથી એક સુધરેલી પ્રજા તરીકે ધર્મ અને નીતિને આપણા બધાના સોગતો બનાવવાની જરૂર છે. આપણે આગળ વધેલા વિચારો ધરાવીએ, કેળવણીના રૂડા પ્રતાપથી વ્હેમો દૂર કરી સુધારાઓ દાખલ કરીએ તે ઇચ્છવાજોગ છે, પણ તેથી છેક પનારે જઈ ધર્મને હલકી પંકિત પર ઉતારી પાડવો કે હસીમાં લાવવો જોઈતો નથી અને સઘળું જ છટ નોન્સન્સ છે એમ માની લેવું અને સુધરેલા માહે ખપવાનો ફાંકો રાખવો એ આપણા જેવી બાવેકુ અને કેળવાયલી કોમ માટે જરાયે શોભા ભરેલું નથી

"જામેની ભવી નિષ્ઠાથી પારસી કોમમાં સખાવતનો ઝરો

સદા વહેતો રહ્યો છે...સખાવત જેવું પુણ્યનું કામ બીજું કશું જ નથી. એ તો એક આપણો બીજો ધર્મ છે. ખુદ સખાવત તો આપણા ધર્મનું ફરમાન છે અને સખાવતથી જ આપણી મોટાઈ, જાહોજલાલી, કોમકોમમાં પ્રેમ, સરકારમાં ઇજ્જત અને વગ વસીલો રહ્યો છે...આપણા પૂર્વજોએ તો સખાવતથી આપણી કોમને જગતમાં ઉજ્જ્વલ કરી છે, અને એનાં રૂડાં ફળથી જ આપણી કોમ ટકી રહી છે..."

આમ જ્યારે જ્યારે પ્રસંગ મળે છે ત્યારે શાપુરજી પોતાના વિચારોનો, અનુભવોનો લાભ પારસીઓને આપે છે. અને રાજ્ય જોડે કેવો સંબંધ રાખવો, બીજી કોમની ભલાઇ ને પ્રેમ શી રીતે મેળવવાં અને કેવી રીતે સંપ વગેરે કેળવવો, એ બધું ચોક્કસપણે, અસરકારક રીતે, અને સામાના મનને સાચું જ લાગે તેવી રીતે એઓ કહે છે. વળી, પારસી કોમને લગતા અનેક સવાલોની ચર્ચા તમે એમનું કોઇ પણ ભાષણ જુઓ તો તેમાં આવી જવાની જ.

સર શાપુરજીનો પારસી કોમના સળગતા પ્રશ્નો પરનો અભ્યાસ કેટલો બારીક છે, એમની દૃષ્ટિ કેટલી સાચી છે, અને હરેક પ્રશ્નના ઉકેલ માટે એમની પાસે ચોક્કસ વિચારો છે, તે પારસી પંચાયતના ટ્રસ્ટીઓએ પારસી ચેરીટી ટ્રસ્ટ ફંડોના પ્રતિનિધિઓની એક સભા પંચાયત બિલ્ડિંગમાં ૫મી જુલાઈ ૧૯૪૫ને રોજ બોલાવેલી તે વખતે શાપુરજીનું ભાષણ બતાવે છે. એમના ભાષણમાં એમણે એકપણ સવાલ બાકી રહેવા

દીધો નથી. એમના એ અતિ અગત્યના ભાષણમાં એમણે જણાવ્યું હતું કે

> " આપણી કોમ સામે આજે ઘણા જ મોત જીવન જેવા અને ગૂચવણભર્યા સવાલો આવી ઉભા છે.
>
> " કોઈ પણ માણસ કહેશે કે આપણી કોમની સામાજીક અને આર્થિક સ્થિતિ એક ગંભીર સવાલ છે, જે મોગી સભાળ અને ધ્યાનથી હાથ ધરવાની જરૂર છે ."

આ પછી એમણે એકએક ગંભીર પ્રશ્નની બહુ જ કુશળતા-પૂર્વક છણાવટ કરવા માંડી પ્રથમ બેકારીનો સવાલ ઉપાડતા એમણે કહ્યુ

> " પ્રથમ, બેકારીનો સવાલ લઈએ બેકારોને ચાર જૂદા જૂદા વર્ગમા વહેચી નખાશે
>
> ૧. જેઓએ ટેકનીકલ અથવા વેપારી લાઈનની કોલેજમા અથવા તો ખાસ શિક્ષણ આપતી સંસ્થામા કેળવણી લીધી હોય અને જેઓ કંઈ નોકરી ખાલી હોય તો તે સહેલાઈથી મેળવી શકે,
>
> ૨ જેઓએ મેટ્રીક અથવા તો ઉતરતી હાઈસ્કુલના ધોરણની કેળવણી લીધી હોય – અથવા તો બીજી કોઈ રીતે કામ કરવા અશક્તિમાન હોય,

3. જેઓએ થોડી અગર કંઇ પણ કેળવણી નહિ લીધી હોય અને સારી નોકરી ધરાવવાને અશક્ત હોય,

૪. જેઓ તરેહવાર કારણોને લીધે, આર્થિક રીતે નોકરી કરી શકતા નહિ હોય.

લડાઈમાં જેઓ કામચલાઉ નોકરીમા જોડાયા એવા સ્ત્રી-પુરુષો માટે આપણા એમ્પ્લોયમેન્ટ બ્યુરો અથવા સરકારના બ્યુરો તરફથી નોકરી મેળવી શકાશે અથવા વડી સરકારના લેબર એક્ષચેન્જ તરફથી મળશે પણ બાકીનાઓનું શુ કરવું એ મોટો સવાલ છે. પંચાયતના ફંડો તો છેલ્લી પાઈ સુધી રોકાઈ ગયેલા છે. ડોલ્સ કાયમને માટે અથવા હાલના કરતાં વધુ સખ્યાને માટે આપવાનુ હમારાથી બની શકશે નહિ. હમો આશા રાખીએ છીએ કે, તમો અમોને કાંઈપણ રાહબરી આપશો, અને તમારી કિંમતી સૂચનાઓની ઘણી પિછાન કરવામા આવશે. "

આ રીતે બેકારીના પ્રશ્ન વિષે પોતાની જે મુશ્કેલી હતી તે એમણે જરા ય સંકોચ વિના જણાવી અને બીજાઓની સલાહથી એ પ્રશ્નનો ઉકેલ કરવાનું યોગ્ય માન્યું. બીજો પ્રશ્ન હાથ ધરતા એમણે જણાવ્યું :

" બીજો સવાલ પારસી ચેરીટીઝના એસોસિએશનનો અને આપણા સાધનોને સાથે ભેગા કરવાનો છે. આપણી વચ્ચે

૨૦૦ કરતાં વધુ ધાર્મિક અને સખાવતી ટ્રસ્ટ ફંડોની મોટી સંખ્યા છે. એમાં કેટલાંક ટ્રસ્ટ ફંડો અને આતશબહેરામો વગેરેના નિભાવ જેવાં નક્કી સબબો માટેનાં છે.

આવાં ટ્રસ્ટોને બાદ કરતાં આપણી પાસે એવાં આશરે ૧૦૦ ટ્રસ્ટો છે, જેની નેમ :

૧. કુટુંબના નિભાવ માટે મદદ કરવાની,
૨. કેળવણી માટે મદદ કરવાની,
૩. તંદુરસ્તી માટે સહાય આપવાની,
૪. ચડેલાં ભાડાં ચુકવવાની,

ને એવી બીજી મદદ આપવાની છે. તેઓની વાર્ષિક આવક લગભગ બારથી પંદર લાખની છે.

"આ આંકડામાં મેં બીજી કોમોને પણ જેનો લાભ અપાય છે જેવાં કે સર દોરાબજી તાતા, સર રતન તાતા, એન્. એમ્. વાડીયા ચેરિટિઝ, એ. એસ્. વાડીઆ ચેરિટિઝ, આર. ડી. શેઠના ચેરિટિઝ વગેરેને મેં સમાવ્યાં નથી. તેઓની ઘણી મોટી આવક છે. અને તેઓની આવકનું એક સારૂં મોટું પ્રમાણ પારસીઓની જૂદી જૂદી દિશાઓમાં રાહત માટે ખર્ચવામાં આવે છે.

"આવી મોટી સખાવતો હોવા છતાં પણ ગરીબાઈ આપણી કોમમાં ચાલુ જ છે એટલું જ નહિ પણ તે વરસોવરસ

વધતી જ જાય છે. આટલી બધી સખાવત છતાં પણ મુંબઇના પારસીઓમાં સેંકડે ચાળીસ ટકા જેટલા માણુસો જેમાં લગભગ ૨૫,૦૦૦ જેટલાં માણુસો સમાઈ જાય છે તેઓ આટલી બધી સખાવત છતાં પણ એક યા બીજી વખત તંગીમાં છે. આશરે ૫,૦૦૦ આદમીઓ તદ્દન ગરીબાઈમાં છે અને તેઓ ડોલ્સ ઉપર આધાર રાખે છે. આ સ્થિતિનું કારણ શું ? પ્રથમ તો આપણી બધી સખાવતોનાં ટ્રસ્ટોનું સંમેલન થવું જોઇએ અત્યારે તો એક અરજદાર ફકત એક ચેરિટિઝમાંથી જ નહિ પણ અડધો ડઝન યા તેથી પણ વધુ ચેરિટિઝમાંથી મદદ મેળવે છે તેથી એ પોતાનું સ્વમાન ગુમાવી દે છે ને જૂદા જૂદા ફંડોના દરવાજાઓ ઠોકે છે. આ મામલો જો બધાનો સહકાર હોય તો સુધારી શકાય એમ છે. મારા સાથીઓ કહેવા માગે છે કે જૂદા જૂદા ટ્રસ્ટ ફંડોના વહિવટમાં વચ્ચે પડવાની મારી જરા પણ ઇચ્છા નથી. આમ કરવાની દરેક ટ્રસ્ટની પોતાની સ્વતંત્રતા કોઈ પણ રીતે જતી રહેવાની નથી. દરેક ટ્રસ્ટ આજની માફક જ પોતાનો વહિવટ વગર અંકુશે કરવાનું છૂટાપણું ધરાવશે. આપણી આ સ્વતંત્રતાની વચ્ચે ન આવે એવી એક યોજના ઘડી કાઢવી જોઈએ કે, જેથી આપણાં સાધનો એવી રીતે ભેગાં કરી શકીએ કે દરેક ટ્રસ્ટ ઘણા કેસો હાથ ધરવાને બદલે ફક્ત થોડા જ કેસો હાથ ધરે અને એક લાયક અરજદાર અડધો ડઝન ટ્રસ્ટોમાંથી મદદ મેળવે

> તેને બદલે એમ ટ્રસ્ટ તેને સંગીન મદદ આપી શકે જો બધા ટ્રસ્ટીઓ એક સામાન્ય સખાવતી ફંડ ( કોમન ચેરિટિ પૂલ ) મા સાથે આવે, તો આપણે કાંઈ પણ સંગીન કામ બજાવી શકીએ "

આ રીતે દુર્દશા ટાળવાનો, ને, પારસી કોમના સખાવતી ફંડોમા જે અવ્યવસ્થા હતી, તેને દૂર કરવાનો એમણે સંગીન, વ્યવહારૂ, અને બધાને લાભકર્તા ને બધાની સંમતિ મળે એવો ઉપાય સૂચવ્યો. આમ એમની દૃષ્ટિ કેટલી વ્યવહારૂ, દૂરંદેશી અને ગમે તેવી મુશ્કેલીઓમાથી પણ સહેલાઈથી માર્ગ કાઢે એવી છે તે આ પરથી જણાઇ આવશે.

ત્રીજા પ્રશ્નની ચર્ચા કરતા એમણે કહ્યુ

> " ત્રીજો સવાલ પારસી કોમના ભલા માટે સામાન્ય રીતની યોજનાનો છે હમારી પહેલી અને મુખ્ય ફરજ હમારા હસ્તના ફંડોનો તેની નક્કી કરેલી નેમો મુજબ જ વહિવટ કરવાની કે ટ્રસ્ટ ફંડોમા જે શરતો છે, તે સિવાય એ ફંડોનો ઉપયોગ હમો કોઈ પણ બીજા કામકાજો માટે કરી શકીએ નહિ હમારે હસ્તકના ફંડોમાથી મોટી હુન્નર ઉદ્યોગની યોજનાઓમા આખ મીચીને જ પલાવવા હમોને કહેવુ એ એક અશક્ય કામ બજાવવા બાબત અમને કહેવા બરોબર છે ઉદ્યોગ હુન્નરોના સાહસોમા જ પલાવવુ એ ચેરિટિ ટ્રસ્ટોના કામની હદની બહારનુ છે આવા હુન્નર

ઉદ્યોગના સાહસોમાં અમે અમારા ટ્રસ્ટ ફંડોનાં નાણાં રોકી શકીએ નહિ. આજે જો આપણી કોમના આગેવાન અને અનુભવી ભેજાંઓ એક સારી રીતે વિચારાયલી એવી યોજના રજૂ કરે તો તે માટે કોમ પાસેથી નાણાં માંગવા માટેની એક અપીલ બહાર પાડવાને હમે તૈયાર છીએ."

આ રીતે એમણે પોતાની વ્યવહારૂ મુશ્કેલીઓ રજુ કરી કે જેથી અમુક દિશામાં જ વિચાર થઈ શકે. સર શાપુરજીની દૃષ્ટિ ઘણી વ્યવહારૂ છે, તે, ડોલ્સ સંબંધી એમણે રોજ જામે જમશેદના પ્રતિનિધિને આપેલી મુલાકાત મારફત ખબર પડે છે. એઓ પોતે ડોલના વિરોધી છે કારણ કે એથી એક જાતનું આળસ પોષાય છે પણ બીજી કંઇ સંગીન યોજના ન હોય ત્યાં સુધી એ પ્રથા કાઢવી ન જોઇએ એમ પણ એઓ માને છે. તેથી ડોલ્સ વિષેના ટીકાકારોને જવાબ આપતાં એમણે એ મુલાકાતમાં જણાવ્યું હતું કે:

" આજે કેટલાક આસામીઓ કોમને વગોવવા નીકળ્યા છે, કે તમો ડોલ્સ આપીને, ઘરભાડાંમા મદદ આપીને કોમને ભીખ માગતી બનાવી દો છો. આવા આસામીઓ મઝાની આરામખુરશી પર આરામથી બેસીને આવું બોલે છે કેમકે તેઓએ પોતે તડકું શું તે જાણ્યું નથી. ડોલ્સ કદાચ એક બદી હશે, પણ તે એક જરૂરી બદી છે. કોમ હમણા ઘણાજ બારીક વખતમાથી પસાર થાય છે અને હવે વખત

આવી લાગ્યો છે કે જ્યારે કોમી બહેતરીની જરૂરી અને વ્યવહારૂ યોજનાઓ ઝડપથી અમલમાં મૂકવી જોઈએ.

"જો આજે ડોલ્સ બંધ કરવામાં આવે તો પરિણામ કેવું ભયંકર આવે? ગરીબો ડોલ્સ વગર ક્યાં જાય? કોણને આધારે આશરે જાય? જેઓને એક ટંક પણ પૂરતું પાધરૂં ખાવાનું મળતું નથી અને બીજી વેળા મુઠ્ઠી અન્ન પેટમાં નાખવા માટે ક્યાં ફરવું તે જેઓને સૂઝતું નથી તેઓની સ્થિતિ કેવી દયાજનક થઈ પડે? તેમ થતાં આખી કોમની શુ હાલત થાય?"

વળી, આજ વિષય વિષે બીજી એક વાર એમણે કહ્યું હતું કે:

"અનેક સખાવતી સંસ્થાઓના ટ્રસ્ટી તરીકે અનુભવથી હું કહું છું કે ડોલ્સ તુરતાતુરત બંધ કરવી નહિ. ડોલ્સ લેવામાં એક એવો વર્ગ પણ છે કે જેને સ્વમાન કે શરમની લાગણી નથી. ડોલ્સ લેનારા કમનસીબ કે આળસુ પારસીઓ કરતાં મને તેઓનાં બચ્ચાઓની વધારે ચિન્તા થાય છે. ઉધરતી ઓલાદને હાલના વાતાવરણમાંથી દૂર કરી તેઓને સ્વાશ્રયી અને સ્વમાનવાળી બનાવવાની જરૂર છે. આથી આવાં બાળકોને હાલથી જ ખરી દિશામાં તાલીમ આપવાની જરૂર છે કે જેથી તેઓ મોટાં થાય ત્યારે સ્વાશ્રયી

થાય અને ડોલ્સની પ્રથા આપોઆપ બંધ થાય. વળી, જે તદ્દન સાધારણ કોટિના વિદ્યાર્થીઓ હોય તેને મેટ્રિક પછી ઉચ્ચ કેળવણી આપવામાં મદદ ન કરવી પણ હુન્નર ઉદ્યોગની તાલીમ આપવી કે જેથી તેઓ કુટુંબને ઉપયોગી થઈ પડે."

આ પરથી જણાશે કે કોમની ભલાઈ માટે એઓ રાત-દિવસ ચિંતામાં રહે છે, અને તેમનું ભવિષ્ય સુધરે તે માટે એઓ પ્રયત્ન કરતા જ રહે છે, અને નવા નવા વિચારો કોમની આગળ રજુ કરે છે. કોમની ભલાઈ, કોમનો ઉધ્ધાર એ જ એમનું ધ્યેય છે. તા. ૧૨–૫–૩૪ ને રોજ એમણે લખેલા લેડિ નવાજબાઈ તાતાના પત્ર પરથી પણ એમની ધગશ કેટલી ઊંડી છે, કેટલી સાચી છે તે જણાઇ આવે છે. એઓ એ પત્રમાં જણાવે છે કે :

"આપણી મુશ્કેલીઓ ઘણી છે. આપણા પ્રશ્નો પણ ઘણા મોટા છે. પણ જો આપણી કોમના લોકો એકતાથી, સ્વાર્થનો વિચાર કર્યા વિના, જોરશોરથી પોતાના મનમા લે, તો, એ મુશ્કેલીઓ સહેલાઈથી દૂર થઈ શકે અને એ પ્રશ્નો સહેજમાં ઉકલી શકે. બસ, બધાએ એક જ ધ્યેય પોતાની નજર આગળ રાખવું જોઈએ અને તેમ થાય તો પારસીઓની સર્વતોમુખી ઉન્નતિ અનિવાર્ય છે....

"અત્યારે આપણી કોમમાં જે આર્થિક દુર્દશા છે તે ઘણાં કારણોને લીધે છે. અને એને દૂર કરવા માટે પહેલું જરૂરી

પગલું એ છે કે આપણી કોમનાં બધાં ફંડોના પ્રતિનિધિઓ ભેગા મળીને, ગરીબોને રાહત આપવાની પોતાની પદ્ધતિ એકબીજાના સલાહસંપથી નક્કી કરે. મને કહેતા ઘણી દીનગીરી થાય છે કે, આ બધા ફંડના ટ્રસ્ટીઓ કોઈ પણ એવી યોજનાઓનો ભેગા મળીને, બધાની સંમતિ મળે તેવી રીતે વિચાર કરતા નથી પણ આવી કંઈ વાત આવતા જાણે ટ્રસ્ટી તરીકેના પોતાના હક્ક ઉપર કોઈ તરાપ મારતું હોય એમ માને છે. સંગઠન કરવુ એટલે પોતાના હકો જતા કરવા એવું કંઈ નથી, પણ એકબીજાના સહકારમાં કામ કરવુ એટલો જ એનો અર્થ લેવાનો છે."

આજ પત્રમા પોતાના સ્ત્રી શિક્ષણ વિષેના વિચારો જણાવતા એઓ કહે છે :

"હુ ધારૂ છુ કે સ્ત્રીઓની કોલેજ જો સ્થાપી હોય તો આજે ગીવીલ મેરેજ કરવાનો જે વા વાયો છે, અને જેનું કારણ સહશિક્ષણની સંસ્થાઓ છે, તે દૂર થશે."

સર શાપુરજી સમયને બરાબર પારખી સમયને અનુકૂળ રહેવું એ બરાબર જાણે છે. તેથી જ, ૧૯૪૭ની ઐતિહાસિક ૧૫મી ઑગસ્ટ કે જે સુવર્ણ દિને હિન્દને આઝાદી મળી તે સ્વતંત્રતાની ખુશાલીમાં હમશરીક બનવા માટે મુબઇ શહેરની પારસી પંચાયતના માનવંત ટ્રસ્ટી સાહેબોએ આલ્બ્લેસ બાગ મધ્યે–સમસ્ત પારસી કોમની સભા બોલાવી હતી. એમાં પારસી-

ઓએ હજારોની સંખ્યામાં હાજરી આપી હતી. એ પ્રસંગ પારસીકોમને માટે ઘણો મહાન હતો. કારણ પારસીઓ પણ આઝાદીની ખુશાલી કોંગ્રેસ જોડે માણી રહ્યા હતા. સભા પહેલાં ખુશાલીનું ને શુક્રગુજારીનું જશન કર્યું હતું, જે પવિત્ર ક્રિયામાં મુંબઈના પાંચ ને બહારગામના ત્રણ મળી આઠ માનવંત દસ્તુરજીઓ એકસાથ હમશરીક થયા હતા. તે સમયે પ્રમુખપદેથી ભાષણ આપતાં સર શાપુરજીએ એ દિવસનો મહિમા સમજાવતાં અને આઝાદી મેળવવામાં પારસી બિરાદરોએ જે ફાળો આપેલો તેનો વિગતથી ઉલ્લેખ કરતાં કહ્યું હતું કે :

> " આજના બખ્તાવર અને મુબારક દિવસે જ્યારે આપણા દેશને બ્રિટીશ પાર્લામેન્ટ તેમ જ રાજતાજ તરફથી બે મહાન સંસ્થાનો તરીકે કબૂલ રાખી આપણા દેશને આઝાદી બક્ષવામાં આવી છે ત્યારે આપણી બહેનપણી કોમો સાથે ખુશાલી જાહેર કરવા આજે આપણે અત્રે ભેગા મળ્યા છીએ. આપણે જો કે દુનિયામાં સૌથી નાનામાં નાની કોમ છીએ છતાં આપણી કોમના નામાંકિત વીરલાઓએ જે જહેમત ઉઠાવી હિન્દી રાષ્ટ્રિય મહાસભામાં કાયદેસરની લડત ચલાવી સ્વરાજનો પાયો નાખ્યો, તેનાં મીઠાં ફળ આજે દેશને મળે છે, તે માટે આપણે વાજબી રીતે મગરૂરી લઈ શકીએ. હિન્દના દાદાનો માનભર્યો ઇલ્કાબ મેળવનાર અને જેઓની મીઠી યાદ લાખો જીગરમાં હજી તાજી રહી છે તે નેક અને ભલા નરે ડો. દાદાભાઈએ પહેલવહેલા

સ્વરાજ્યનો રસ્તો આપણુને બતાવ્યો હતો. તેઓએ જ સ્વરાજ અને સ્વદેશીના બે મુખ્ય હથિયારો આપણુને આપ્યા હતા, અને વિલાયતના લોકોમા અને પાર્લામેન્ટમા હિન્દની ગરીબાઈ પ્રત્યે દાઝ ઉભી કરી હતી. સર ફીરોજશાહ અને સર દીનશા વાચ્છાએ વરસો સુધી કાયદેસર લડત ચલાવી હતી ફીરોજશાહે પહેલેથી જ જોયુ હતુ કે જ્યા સુધી લોકોની નાગરિક ભાવના ખીલે નહિ ત્યા સુધી તેઓ સ્વરાજ્યને લાયકના થઈ શકે નહિ. એટલા જ કારણસર એઓએ મોટી લડત ઉપાડી હતી, જેને પરિણામે મુબઈ મ્યુનિસિપાલિટીને Urbs prima in Indis ના માન અને ગૌરવભર્યા નામથી ઓળખવામા આવે છે. કોગ્રેસમા તેઓએ મોટો ફાળો આપ્યો હતો આ વીરલાઓની જહેમત જોતા આજની આઝાદી માટે આપણે બીજી ભાઇબધ કોમો સાથે ખુશાલીમા ભાગ લઇએ તે વાજબી છે. સબબ જે આપણે ભાઈબધ કોમો સાથ સદા એખલાસથી રહેતા આવ્યા છીએ

" બારસો વરસ પર આપણ વડવાઓને આશરો આપવામા આવ્યો તે દિવસથી આપણે સદા રાજતાજ તરફ વફાદાર રહેતા આવ્યા છીએ, એટલુ જ નહિ, પણ આપણા વડવાઓ તરફ જે અહેશાનો કરવામા આવ્યા તેનો બદલો આપણી કોમે આ દેશની સેવા બજાવીને અનેક રીતે વાળી આપ્યો છે. આપણે કોમીવાદી હતા પણ નહિ ને છીએ પણ નહિ.

પહેલા નામદાર સર જમશેદજી જીજીભાઈ કે જેઓની માનભરી યાદ લાખો જીગરમાં હજી પણ તાજી જ છે, તેઓએ હોસ્પિટાલો, દવાખાનાંઓ, નિશાળો વિગેરે માટે ગામેગામ બહોળી સાર્વજનિક સખાવત કરી આપણી કોમનું નામ જગઆશકારા કર્યું છે. ઉદ્યોગપતિ શેઠ જમશેદજી તાતાએ બહોળા પ્રમાણમાં ઉદ્યોગોની ખીલવણી કરી નામના મેળવી છે. તાતાનું નામ હિંદના લોખંડ તથા પોલાદના ધંધા સાથે હમેશાં જોડાયલું રહેશે. વળી, શેઠ જમશેદજી બીજી અનેક દિશામાં હિન્દને પોતાના દેવામાં મૂકી ગયા છે. આજે એમનું નામ આપણે અમેરિકાના કાર્નેગી તથા વિલાયતના લોર્ડ નફ્ફી સાથે સરખાવી શકીએ.

"વાડીઆ, રેડીમની તથા તાતા ખાનદાને લાખો નહીં પણ કરોડોની બહોળી સખાવતો કરી, નાતજાતનો કોઈપણ રીતનો તફાવત રાખ્યો નથી. બ્રિટિશ પાર્લામેન્ટમાં હિન્દની લડત ચલાવવા ત્રણ ત્રણ જાહોશ પારસીવીરલાઓ—દાદાભાઈ, ભાવનગરી અને સકલાતવાળા – એ મુખ્ય ભાગ ભજવી આપણી બેનપણી કોમોનો ચાહ અને દીલ જીતી લીધાં હતાં. પારસીઓએ દેશના રાજકારણ માટે કદી પણ અલાહેદી બેઠક કે મતાધિકારની વાતો કરી નથી. તેઓએ દેશનું હિત તે જ પોતાનું હિત એમ ધારીને પોતાની રાજનીતિ પેશ કરી હતી. ફીરોજશાહે તે વખતે ઉચ્ચારેલા

શબ્દો અત્ર પ્રસંગોપાત ગણાશે. એમણે કહ્યું હતું કે :

"આ દેશના બીજા દેશીભાઈઓથી પોતાના હિતોને અલગ ગણવાનું પારસીઓને કહેવું, એ એમને સ્વાર્થી બનવાનું, ટૂંકી દૃષ્ટિવાળા બનવાનું કહેવાનું છે એટલું જ નહીં પણ એ ડહાપણભરેલું નથી. આપણા માટે તો એ નીતિ આપઘાત કરવા જેવી જ ગણાય. એનું પરિણામ એ આવે કે આપણે જોતંજોતામાં ગણનાપાત્ર મટી જઈએ. આજે આપણે નાની છતાં વધારે સંસ્કારી અને સાહસિક પ્રજા તરીકે આ દેશમાં નામના મેળવી છે, ને તેથી જ આપણા દેશની મોટાઈમાં આપણો હિસ્સો છે. પારસી તરીકે જો આપણે બીજી કોમોથી છૂટા પડી જઈએ, ને, એક બીજાની સહાનુભૂતિ ને સંસ્કાર મેળવતા બંધ થઈએ, તો આપણે કોમ તરીકે જાણીતું સ્થાન પામીયે, પણ આપણા મહાન દેશની બધી દિશામાં થતી પ્રગતિમાં આપણું સ્થાન નહીં રહે".

"આજે આ મહાન પ્રસંગે એમના બોલો ફરી એકવાર તાજા કરીએ છીએ. આપણા દેશની આબાદીમાં અને બહેનપણી કોમોના સુખમાં આપણે આપણું સુખ માનતા આવ્યા છીએ.

"હાલના જમાનામાં કે ગોળમેજી પરિષદ વખતે આપણે

અલાહેદી બેઠકની માગણી કરી નથી. હાલની બંધારણ સભાની લઘુમતી સમિતિમાં પણ સર હોમી મોદીએ આપણી જગ્યાઓ અનામત રાખવા દબાણ કીધું નથી. સબબ કે જો કે આપણે નાનામાં નાની કોમ હોવા છતાં આપણી ભાઈબંધ કોમો ઉપર આપણે વિશ્વાસની લાગણી ધરાવતા આવ્યા છીએ અને આપણને વાજબી ઇન્સાફ મળતો રહેશે એવી ખાત્રી જે આપણને વાજબી રીતે આપવામાં આવી છે તે ઉપર આપણને ઇતબાર અને ભરોસો છે. આપણા ધર્મ, રહેણીકરણી વગેરેની વચ્ચે કોંગ્રેસ સરકાર કે પાકિસ્તાની સરકાર કદી પણ આવશે નહિ એવી આપણને ખાતરી આપવામાં આવી છે, તે ખાતરી નહિં કબુલવાને આપણને કશાં કારણ નથી. તમો સર્વેને રોશન છે કે, એક નાની પણ ઘણી અગત્યની કોમ તરીકે આપણી હાલની સરકાર આપણી કદર કરતી રહી છે. દિલ્હીના મધ્યસ્થ સરકારના મંત્રીમંડળમાં વેપાર ને ઉદ્યોગનું ખાતું મિ. ભાભાને અને મુંબઇ સરકારનું આરોગ્યખાતું રો. ગિલ્ડરને તેમજ મુંબઈના પોલીસ કમીશ્નર તરીકેનો મોટો અને જવાબદાર હોદ્દો પ્રથમ હિંદી તરીકે મિ. જહાંગીર સોરાબજી ભરૂચાને આપવામા આવ્યા છે. આવી રીતે મોભ્ભા અને જોખમ ભર્યા હોદ્દાઓ આપણી કોમના નામાંકિત નરો શોભાવી આપણા દેશની કિંમતી સેવા બજાવી

રહ્યા છે અને ભવિષ્યમા પણ જ્યારે તક મળશે ત્યારે આપણી વ્હાલી કોમ દેશની સેવા ઘણી જ કુશળતાથી બજાવતી રહેશે, એ માટે શક હોઇ જ શકે નહિ.

"આજથી હિન્દુસ્તાન ઉપરથી અંગ્રેજોની હકુમત ખતમ થાય છે આપણે જાણીને ખુશી છીએ કે, આજની મરજીયાત સત્તાની ફેરબદલી દુનિયાની તવારિખમા એક યાદગાર સફો રહી જશે, અને હિન્દુસ્તાન ભૂતકાળ ભૂલી જઇને ભવિષ્યમા બ્રિટન સાથે પોતાની મિત્રાચારી ચાલુ રાખશે, તે માટે જ બ્રિટનને તથા આપણા દેશને લાભ છે ૧૮૯૦મા કલકત્તા મધ્યે સર ફિરોજશાહે જે આગાહી કરી હતી તે અત્ર ટાકુ છુ

"અંગ્રેજોની મુત્સદ્દીગીરી આખરે તો આપણી હાકલ સાભળશે જ એ વિષે મને જરા જેટલી પણ શકા નથી. અગ્રેજોની સસ્કૃતિ અને એમના સસ્કારમા મને પૂરેપૂરો વિશ્વાસ છે હા, એવુ બને કે કોઇવાર વાતાવરણ નિરાશાજનક અને અંધકારમય લાગે. હા, ગણ્યાગાઠ્યા અમલદારો કે જેઓ આપણા હિતની વિરુદ્ધ કાર્ય કરતા હોય એ બનવાજોગ, પણ હોય એ તો દાવની એક જ બાજુ છે અગ્રેજી જીવનના ને સમાજના બધા જ મહાન બળો, એમની નીતિભાવના, એમની સમાજીક સ્થિતિ, એમની રાજકીય ભાવના એ સઘળા ધીમે

ધીમે હિન્દને બ્રિટનનો સંબંધ મિઠાશ ભર્યો બને એ સ્થિતિ તરફ ધમડી રહ્યાં છે."

આ પરથી જણાઈ આવશે કે એઓ કેટલા સમય વર્તી છે, અને હિન્દની ઉન્નતિમાં પારસી કોમે જે ફાળો આપ્યો છે, અને આપશે તે વિષે એઓ કેટલા આશાવાદી છે.

આમ પારસી કોમના હરેક સવાલને એઓ બહુ ઊંડાણથી, બધી બાજુએથી વિચારે છે, અને પારસી કોમમાં એમની સલાહ અને સૂચનો સાન્માનપૂર્વક સ્વીકારાય છે. ને, એઓ પણ પોતાનાથી બનતો બધો જ વખત પારસી કોમની ઉન્નતિ માટે ખર્ચે છે અને પારસી કોમ એમના એ ગુણુની કેટલી ઉંચી કદર કરે છે, તે, એમને અપાયલાં સંખ્યાબંધ માનપત્રો પરથી જણાશે. એમની કોમનુ એઓ એક અમૂલ્ય રત્ન છે અને કોમસેવાના એઓ સાચા દિલના કાર્યકર્તા છે. કોમને માટે એમની કુરબાની, તથા એમની અંગત બધી જ પ્રવૃત્તિઓ એઓ જતી કરે છે, અને તેથી જ આજે પારસી મહાન પુરૂષોમાં એઓ યોગ્ય સ્થાન મેળવી શકયા છે.



## પ્રકરણ ૫ મું

## સર શાપુરજીનાં વિચારરત્નો

મુબઈની જરથોસ્તી આલમમા, મુબઈના પારસી પચાયતના કાબેલ અને બાહોશ સન્નગીન તરીકે સર શાપુરજીનુ નામ મશહૂર છે પારસીઓને લગતા એકેએક સવાલમા એઓ ઊડો રસ ધરાવે છે એટલુ જ નહિ પણ એઓની સલાહ લેવાય છે ને એમના અભિપ્રાયોને ખૂબ વજન અપાય છે એઓ પારસી કોમના વડા અગ્રેસર હોઈ, એમણે આખી જીદગી જ પારસી કોમના ભલા માટે ખરચી હોઈ, ને પોતાનો અગત વિચાર નહિ પણ ચોવીશે કલાક જે કોમની ભલાઈ માટેના કામમા જ લાગી ગયા હોય, તેમની સલાહ ને વિચારો ઉછરતી ઓલાદ માટે ઘણા જ ઉપયોગી થઈ પડે છે આજના જુવાન વર્ગને એમના જેવા ગભીર અને અનુભવી માણસની રાહબરીની ઘણી જરૂર છે એઓ કોઈ દિવસ વિચારો જણાવવા ખાતર વિચારો જણાવતા નથી, પણ, અનેક સખાવતી ખાતાના અગત સબધ ને અનુભવને લીધે, પોતાની નાની મોટી સેવાની પ્રવૃત્તિને લીધે, કેળવાયલા સ્ત્રી અને પુરુષોમા આવા સખાવતી કામને અગે અગત પરિચયમા આવ્યા

હોય તેના પરથી, પોતાના ધંધાને અંગે થયેલા કડવામીઠા અનુભવોથી, અને ગરીબો ને દુ:ખીઓ તરફ હમદર્દીથી, એમણે આજની સ્થિતિ પર ગંભીર પણ ચોક્કસ ને સંગીન વિચારો કરી રાખ્યા છે, અને સમય અને સંજોગાનુસાર એઓ એમના વિચારરત્નો આપણને આપતા રહે છે એ આપણી ખુશનશીબી છે.

એમના વિચારોમાં ડહાપણ છે, ઠરેલપણું છે, ગંભીરતા છે, જીંદગીની જેણે ઘણી યે લીલીસૂકી જોઈ હોય, તેને લીધે બધી રીતે જીંદગીને જોવાની ને બધાને સમજવાની ઉદારતા છે. એથી એઓ તદ્દન નવીન મતવાળા નથી અથવા તદ્દન જૂના મતને કાયમ રાખવા ઇચ્છતા હોય, ને, તેથી જુવાનીઆને ન ગમે એવા પણ નથી. એઓ જૂનામાંથી સારૂં હોય તે લેવું અને નવામાંથી પણ જે સારું હોય તે લેવું અને પછી નવાને ઘડવું એ મતના છે. કોઈ પણ લાગણીથી દોરાઈ જઈને કોઈની નિન્દા કરવા માંડે, તે એમને ગમતું નથી. પણ બધાને સમજીને, બધામાં કંઈક સારું તો છે જ એમ માનીને જ એઓ કદમ ઉપાડે છે. ને, એ જ એમની જીંદગીની સફળતાની ચાવી છે. એથી જ એઓ ગૃહસ્થવર્ગમાં જેટલા જાણીતા છે એટલા જ મોબેદવર્ગમાં છે, જેટલા પુરુષોમાં તેટલા જ સ્ત્રીઓમાં, જેટલા ભણેલાઓમાં તેટલા જ ગામડાના ને જેમને ભણતરનો લાભ મળ્યો નથી એવા ભાઇઓમાં, અને એઓ જેટલા પોતાની કોમમા જાણીતા છે એટલા જ જાણીતા એઓ ભાઈબંધ કોમોમાં પણ છે. વળી, સરકારી મંડળ પણ એમને

માન આપે, અને લોકોના મંડળો પણ એમની તરફ માનભરી નજરથી જુએ એવા એઓ ભાગ્યશાળી છે. આનુ કારણ એ છે કે, એઓ નિખાલસ છે એમના વિચારો વ્યવહારૂ છે, અને કોઇ પણ એક વર્ગને નારાજ કરે એવા નથી. એમની આખી જીંદગી પ્રામાણિકપણે અને નીડર રીતે ગાળી હોય પછી એમને પોતાના વિચારો જણાવતા કોની બીક હોય? આથી એમના વિચારો કેટલાકને ચોકાવનારા ને નિરાશ કરે એવા લાગે એ સહેલાઈથી સમજી શકાય એવું છે એમના એ વિચારરૂપી મોતી છે તેની પર એક ઉડતી નજર નાખી જઇએ

સર શાપુરજીને હાલની પારસી કોમની ભવિષ્યની આબાદી માટે ઘણી આશા નથી એઓ જણાવે છે કે

> "આપણી પાસે સખાવતો છે, મોટા મોટા વેપારીઓ ને દરેક રીતે આગળ વધેલા માણસો છે છતા પારસી કોમ બીજી કોમની સરખામણીમા આગળ વધવાને બદલે દિવસે દિવસે પાછળ પડતી જાય છે, તે જોઈ મને ઘણું જ દુખ થાય છે આજે બાઈબિધ કોમો કુદકે ને ભૂસકે આગળ વધી રહી છે, ત્યારે મને લાગે છે, કે, આપણી કોમ પીછેહઠ કરી રહી છે ગઈ સદીમા પારસીઓ ચચળ હતા સમયનો બધી રીતે પૂરેપૂરો લાભ ઊઠાવતા એમને આવડતુ હતુ ગઈ સદીમાં સાહસ કરીને બ્રિટિશ રાજ્યમા એમ।

જે તકો ને, લાભો મળ્યા, તેનો પૂરેપૂરો લાભ એમણે ઉઠાવ્યો. ને, એમની એ મહેનત ને ભવિષ્યને ઓળખવાની દષ્ટિને લીધે, આપણે એમણે વાવેલા ઝાડનાં ફળો ભોગવી રહ્યા છીએ. આજે જમાનો બદલાયો છે. પારસીઓ જાણે એમના વડવાઓએ કરેલાં પુણ્યના ફળ ચાખતાં પણ જાણે ધરાઈ ગયા હોય તેવી રીતે વર્તે છે. પણ પારસીઓએ એ ધ્યાનમા રાખવુ જોઈએ કે હવે વાતાવરણ બધુ ફરી ગયું છે. દુનીયા જ જાણે પલટાઈ ગઇ છે. અંગ્રેજ જેવી બળવાન, બાહોશ ને સાહસિક પ્રજાને પણ જમાનાને માન આપીને હિંદુસ્તાન છોડવુ પડ્યું છે, ને, હિન્દને સ્વરાજ્ય આપવુ પડ્યું છે. હવે આપણા દેશનુ રાજ્ય આપણા હાથમા આવ્યું છે. એટલે હવે આ નવા જમાનામા ગઈ પેઢીએ જેવી રીતે બ્રિટિશ રાજ્યનો લાભ લીધો, તેવી રીતે પારસીઓએ પણ આ નવી પરિસ્થિતિનો પૂરેપૂરો લાભ ઉઠાવવો જોઈએ. નવા રાજ્યતંત્રમા પોતાની સાહસિકતાથી, પોતાની બુદ્ધિથી, ને કુનેહથી એણે કોમનુ ભલુ કરવા, ને, દેશને મદદ કરવા પોતાનો ફાળો આપીને બીજી કોમની સાથ ખભેખભા મીલાવીને કામ કરવું જોઇએ. આમ થશે તો જ પારસીઓ માટે ભવિષ્યમા કંઈક આશા છે. બાકી હમણા છે તેમ વડવાઓના પુણ્ય ઉપર તાગડધિન્ના કરવાની જ વૃત્તિ ચાલુ રહેશે, ને આમ આળસમા ને બાપકમાઈથી સંતોષ માનીને જો પારસીઓ બેસી રહેશે તો એમનું શુ થશે એનો

વિચારપણુ હું કરી શકતો નથી. ગઈ સદીના આપણા બાપદાદાઓ આપણા કરતા વધારે ખડતલ, મહેનતુ, સાહસ કરવાવાળા, પરિસ્થિતિને ઓળખનારા, નીતિમા દૃઢ ને આચારવિચારમાં ખૂબ કડક હતા આજે બધી રીતે એનાથી ઉલટું નજરે પડે છે. આજે પારસીઓમાં સાહસિકતાની ભાવના નથી, ને તેથી સ્થિતિ દિવસે દિવસે વધારે ને વધારે બગડતી જાય છે. મારા પોતાનો જ દાખલો જુઓ. આજથી પચાસ વર્ષ પહેલા હું રોજના બારબાર કલાક ચાલુ કામ કરતો હુ સવારના સાત વાગે એકાઉન્ટન્સીના વર્ગો ચલાવતો, પછી દશથી ૭ વાગ્યા સુધી ઓફીસમાં

આજના યુવાન તરફ આપણે જોઈશું તો માલમ પડશે કે, એમને મહેનત તરફ અણગમો ને ચીઢ છે. તેમને સુંવાળી ને સહેલાઇથી થઈ શકે એવી નોકરીની ખ્વાહેશ હોય છે. એમને સાહસનો શોખ નથી. પછી એમની પર તે આપણે શી આશા રાખી શકીએ? આજના યુવાનો પર પારસી કોમની હસ્તીનો આધાર રહેલો છે. ને, તેઓ આમ બેદરકાર રહે, કોમનો કંઈ વિચાર જ ન કરે તે કેમ ચાલે? આમ ને આમ ચાલે તો પરિણામ કેવાં માઠાં આવે તેનો વિચાર કરવો પણ દુઃખ ઉપજાવે એવો છે....

"ગઈ સદીમાં આપણા બાપદાદાઓ દરિયો ઓળંગી, ચીન, જાપાન, આફ્રિકા, યુરોપ, વગેરે દેશો જોડે વેપાર કરતા. ને વેપારમાં સારી એવી કમાણી કરી પૈસેટકે માતબર થતા. પણ ધીમે ધીમે દરિયો ઓળંગીને પાર જવાની આ ઇચ્છા ને સાહસ માટેનો પ્રેમ ઓછાં થતાં ગયાં. ને, આજે જો આપણા જુવાનોને દરિયાપાર જઇને વેપાર ખેડવાની વાત કરીએ તો એ બહાનાં કાઢવા માંડશે, ગલ્લાતલ્લાં કરવા માંડશે, ને, જવાનું ન થાય તો સારું એવી રીતે વર્તન કરશે. આજના પારસી જુવાનીઆમાં કામ કરવાની ઇચ્છા નથી, ખોટાઈ છે, એમને બહુ સુંવાળી જીંદગી જોઈએ છે, મુશીબતોને જોઈ એ દૂર દૂર ભાગે છે. નવાં નવાં સાહસ કરવાની ને નવા નવા ધંધાઓમાં જંપલાવવાની એને

હિંમત નથી. ને જો આમ જ ચાલે, એ જો સલામતી જ ઢૂંઢ્યા કરશે, તો એમાં એનો જયવારો નથી. આ લક્ષણો જોઇને મને આપણી પારસી કોમના ભવિષ્ય માટે ઘણી નિરાશા ઉપજે છે. હા, આજે પારસીઓ દરેક બાબતમાં ટોચે છે ખરા, પણ તે તો ગણ્યાગાંઠ્યા. એટલે, પારસીઓ જો પેતાના બાપદાદાની કીર્તિ પર ને ગુણો પર રળવા માગતા હોય, એ લોકો જો એવી ખ્વાહેશ રાખતા હોય કે પારસીઓની નામના છે તે પર આપણને જીંદગી ગુજારતાં કાંઈ વાંધો આવવાનો નથી, તો એ ખોટી ખ્વાહેશ છે. કારણ હવે તો એ દિવસો ગયા છે. બાપકમાઈ પર નહિ પણ આપકમાઈ પર જ ખાવાના દિવસો આવી લાગ્યા છે.

" ગઈ સદીમા મુંબઈનો બધો મિલઉદ્યોગ પારસીઓના જ હાથમા હતો, એમ કહેવામા જરા ય ખોટું નથી. એમણે જ એ દિશામા પહેલ કરી હતી. આજે આપણા હાથમાથી બેત્રણ અપવાદો સિવાય એ ઉદ્યોગ જતો રહ્યો છે. કારણ, આપણેએ લોકોએ જે કર્યું તેમા ઉમેરો ન કર્યો, પણ, આપણા હાથમાથી એ બધું જવા દીધું. આનું પરિણામ એ આવ્યું કે, સારી આવકવાળા પારસી ભાઈઓ આજે ઘેર બેઠા અને એમનો રોટલો, મીલના માલિક બદલાતા ગયો. અને તેઓ, વીમાકંપનીઓ, બેંકો, રેલ્વે, ટ્રામવે કંપનીઓ એ બધામા ટૂંકા પગારે નોકરી કરતા થઈ ગયા છે. એ

હકીકત આપણે પારસીઓને ખરેખર શરમ ઉપજાવે એવી છે.

" વળી, આપણુને હવે સ્વતંત્ર ધંધો કરવાનું પણ કોણ જાણે કેમ સૂઝતું નથી ? આજે પારસી કોમમા જવલ્લે જ કોઈ દુકાનદારો દેખાશે. ને, જે છે તે આડમાંડ પોતાનું સારી રીતે રળી ખાય છે. જ્યારે વહોરા જુઓ, સિંધીઓ જુઓ, એઓ બહુ ભણેલા નથી હોતા, પણ ધંધાની આવડતને લીધે, સાહસવૃત્તિને લીધે આખી દુનિયામા વેપારી તરીકે પંકાયા છે, અને દેશપરદેશ દુકાનો માંડીને બેસી જાય છે, અને ધમધોકાર પૈસો પેદા કરે છે. એટલું જ નહિ, પણ નાની નાની મૂડી હોય તો પણ એકાદ ગામડામા જઈને એઓ ધંધો જમાવે છે, જ્યારે પારસીભાઈને તો એવી નાની દુકાન કરતાં શરમ આવે પણ ટ્રામવે કંપનીમાં કે કોઈક બેંકમાં સો રૂપિયાની નોકરી કરવામા એ મોટાઈ માનશે. જો કે, એ ટૂંકા પગારમાં પોતાના કુટુંબનું પણ પૂરેપૂરું પોષણ ન કરી શકતો હોય, ને ધારો કે પૂરું થાય પણ ખરું તો પણ એમાં ભવિષ્યની આશા શું ?

" આજનો પારસી જુવાન, અંગમહેનતના કામ તરફ ખૂબ નાપસંદગી બતાવે છે. એ જાતના કામને એ હલકું ગણે છે, ને પરિણામે એ નથી શરીરની કે નથી મનની મહેનત કરતો. આપણા જુવાનો ભૂલી જાય છે કે આપણા

વડવાઓએ પોતાની જીંદગીની શરૂઆત સુથાર અને વહાણુ બાધનારાઓ તરીકે કરી હતી. ને એમાથી એઓ ઉચા આવ્યા હતા કારણ કે એ બાબતની એમને જરા શરમ ને નાનમ નહોતી વાડીઆ એટલે સુથાર. આજે વાડીઆ-ઓની પ્રતિષ્ઠા ને ખાનદાની પારસીઓમા કેટલી બધી છે તે બધા જાણે છે સુથારના ધધાગા નાનમ નથી, પણ એમા જ ખતથી, ચીવટથી, ને, પોતાનુ કામ રસથી કરી એ લોકો જાણીતા વહાણુ બાધનારાઓ થયા લવજી વાડી યાએ એ ધધામા જે ખ્યાતિ મેળવી ને મશહૂર થયા તેનાથી કોણ અણજાણુ છે ?

" લુહારનુ કામ જુઓ એ કામ બીજી કોમના માણસો કરે છે જ્યારે પારસીઓ એ કામને હાથ પણ લગાડતા નથી, કારણ એ લોકો તો માને છે કે નેકટાઇ કોલર પહેરી સો રૂપિયાની નોકરી કરવામા માન જળવાય છે. સ્વતત્ર ધધો કરવામા, માન જળવાતુ નથી. કેવા ગલત ખ્યાલો ? સુથારી કામ, લુહારનુ કામ, ઈલેકટ્રીસીયનનુ કામ, મીકેની-કનું કામ, એ બધાં કામો આમ ઉપરઉપરથી ભલે હલકાં લાગે પણ એમા કમાણી ઘણી સારી. એ કામો માણસને પોતાની પર આધાર રાખતા ને પોતાની પર ભરોસો રાખતા બનાવે છે. એમા તાબેદારી ઉઠાવવાની નથી હોતી ને, તેથી પોતાનું માન બરાબર, જાળવી શકાય છે. બાકી કોઈ

વેપારી પેઢીમાં આખો દિવસ ટાઈપીસ્ટની નોકરીમાં મશીનની જેમ ટાઈપ કર્યાં કરવામાં નથી મોજ્મો, નથી માન, નથી પેટપૂરતી કમાણી, નથી સારા ભવિષ્યની આશા. શરીરની મહેનતનું કામ કરવામાં નાનમ નથી. પણ એ કામ સમજીને, તે ઉત્સાહથી કરવું જોઈએ. આજે પારસી કોમમા ભાગ્યે સારા રસોઇઆ જડે. આજથી પચાસ વર્ષ ઉપર સારા રસોઈઆઓ મળતા. પણ આજે એ સ્થિતિ બદલાઈ ગઈ છે. આજે તો સાધારણ પારસી કુટુંબમા પણ ફિરંગીઓ રાંધે છે, ને, આયાઓનું પણ તેવું જ છે. એ હકીકત દુઃખ ઉપજાવે એવી છે.

"આ બધી સાહ્યબી, જ્યાં જીંદગી રોજ ને રોજ ખર્ચાળ થતી જાય, જ્યાં ડગલે ને પગલે ભાઈબંધ કોમો જોડે કાતીલ હરિફાઈમાં ઉતરવું પડે, જ્યાં જીંદગીમા કપરા સંજોગોને લીધે પારાવાર મુશ્કેલીઓ હોય, ત્યાં આપણને ન પાલવે. એવા ખોટા ખર્ચાને લઈને પારસીઓમા દિવસે દિવસે ગરીબી વધતી જાય છે. પારસી સ્ત્રીઓ ઉંચી કેળવણી લે એ સારું છે, જરૂરનું છે, પણ સાથે સાથે એ લોકો ઘરની પણ એટલી જ સંભાળ રાખે, ને ઘર બરાબર ચલાવે એ જરૂરનું છે. આયાઓ ને નોકરોને જ ઘરની સોંપણી થાય એ બીલકુલ સારું નથી. એમણે તો ઘરનું કામ ઉપાડી લેવુ જોઈએ, ને ઇજ્જતના ખોટા ખ્યાલો છોડી પતિના

ખર્ચમા જે રીતે બચત થાય તે બાબતના ઉપાયો હાથ ધરવા જોઈએ. તો જ સસાર સુખી થાય, ને, એકબીજા સંતોષથી રહી શકે. હમણાના વખત એવા છે કે કરકસર એ બહુ જરૂરની થઈ પડી છે. ઘરકામમા નાનમ લાગવાને બદલે આપણી સ્ત્રીઓ ઘરકામમા મોટાઈ માનતી થવી જોઈએ. પોતાના ધણી ને ફરજંદોને માટે સ્વાદિષ્ટ રસોઈ બનાવવી, તેમને પ્રેમથી જમાડવા, પોતાના બચ્ચાઓને ઉમદા રીતે ઉછેરવા ને, એમનામા સારા ગુણો ઉતારવા, ઘરની સફાઈ ને વ્યવસ્થા પર વારેવારે ધ્યાન આપી ઘરને સુંદર અને રહેવાનું મન થાય એવુ બનાવવું એ સ્ત્રીઓનું કામ હોવું જોઈએ. આજે એ બધા કામ તરફ જે બેદરકારી દેખાય છે, એમા જે હીણપત લાગે છે તે જવા જોઈએ"

પારસી કોમમા કેળવણીની સ્થિતિ વિષે પોતાના વિચારો રજુ કરતા સર શાપુરજી જણાવે છે કે-

"કેળવણીની બાબતમા પણ આપણી કોમ પછાત પડતી જાય છે આજે પારસી છોકરાઓ કરતા છોકરીઓ વધુ પ્રમાણમા કેળવણી લે છે આ દર્શાવે છે, કે, પારસી સ્ત્રીઓ પુરૂષો કરતા વધુ આશાવાદી, વધુ સાહસ કરનારી, ઉમગી ને આગળ વધવાની ખ્વાહેશવાળી છે. આપણી સ્ત્રીકેળવણીની હાલની સ્થિતિ એ આપણી કોમની એક ઉજળી બાજુ છે આપણી કોમમા અજ્ઞાનતા બાપે જ

નજરે પડશે મોટા મોટા ડૉકટરો, ઈજનેરો, વકીલો એકાઉન્ટન્ટો અને કેળવણીકારો, આપણી કોમમા છે. ને, કેળવણીનુ આ ઉચુ ધોરણ આપણે ટકાવી રાખવુ જોઇએ. આપણે ત્યા કેળવણીમા થોડો ફેરફાર થવો જોઈએ ને, ઉદ્યોગધધાનું વેપારીશિક્ષણ આપણા જુવાનોએ વધારેમા વધારે લેવુ જોઈએ આજે આર્ટસની કેળવણી લેવી એ વખતનો, પૈસાનો અને બુદ્ધિનો બગાડ કરવા જેવુ છે ગ્રેજ્યુએટ થઈ આપણી કોમનો નબીરો કારકુન થાય ને બેંકમા કે વીમાકપનીમા સો રૂપિયાની નોકરી કરે તેના કરતા એ ઈજનેર થાય કે ઇલેકટ્રીસીયનની કે એવી કોઇ લાઈન લઈને, એમા મન પરોવે, ને સારી કમાણી કરે એ ઇચ્છવા જોગ છે હવે તો આપણો દેશ સ્વતત્ર થયો છે હુન્નર ઉદ્યોગો હવે જ ખરા ખીલવાના છે એટલે કુશળ કારીગરો ની હવે આપણા દેશને વધારે ને વધારે જરૂર પડવાની છે એટલે તેવે વખતે આપણે હુન્નરઉદ્યોગની જ આપણા છોકરા ઓને કેળવણી આપીએ તો એથી એ લોકો માટે ઉજળુ ભવિષ્ય રહે સ્રીઓને પુરુષના કરતા જૂદી કેળવણી આપવાની જરૂર છે તેમને લલિતકળાનુ, ભરતગૂથણ, શીવણ સગીત, ચિત્ર વગેરેનુ શિક્ષણ આપી એઓ ઘરકામમા હોશિયાર બને ને સારી માતા બને એવી કેળવણી એમને આપવી જોઈએ એમને પુરૂષની હરિફાઈ કરતી નહિ પણ પુરૂષને બધા કામમા મદદ કરે એવી બનાવવી જોઇએ. "

ધર્મ સંબંધી પોતાના વિચારો જણાવતાં સર શાપુરજી કહે છે કે

"ધર્મની બાબતમાં આજના પારસી જુવાનો કેટલેક દરજ્જે બેદરકાર લાગે છે. એમને ધર્મનો અભ્યાસ હોતો નથી અને ધર્મને માટે જે યકીન જોઈએ તે એમનામાં દિવસે દિવસે ઓછું થતું જતું હોય એવા ચિહ્નો ચારેપાસ દેખાય છે. ધર્મને માટે કોઈપણ જાતની કુરબાની કરવાની તૈયારી જે ગઈ પેઢીમાં હતી તે આજે નથી. ધર્મને ખાતર જ આજથી ૧૦૦૦ વર્ષ પહેલાં પારસીઓએ પોતાનું માંદરેવતન તજ્યું હતું ધર્મને ખાતર એમણે ઘણાં કષ્ટો વેઠ્યા હતાં, ને પોતાના પ્રાણને ભોગે પણ એમણે ધર્મનું રક્ષણ કર્યું હતું. આજે એ જ પારસીઓના વંશજોમાં ધર્મની કશી પડી નથી એ દુખ ઉપજાવે એવી હકીકત છે.

"જે પાક આતશે પારસીઓને આજે વર્ષો સુધી પ્રેરણા આપી હતી, જે આતશે એમના ઉંચા સંસ્કારો ઘડ્યા હતા, તે આતશને આજે પારસીઓના ઘરમાંથી રૂખસદ મળવા લાગી છે. આતશ બહેરામમાં જવા માટે પણ આજે ઉત્સાહ દેખાતો નથી. સીગારેટ પીતા પારસી જુવાનો આજે દેરરોજ નજરે પડે છે સુદ્રેહ કુસ્તી કેટલાક જુવાનીઆઓ પહેરતા નથી, ને એ રીતે જરથોસ્તી મઝહબને

માટે બીજાઓને પહેલાં જે માન ઉપજતું તે એમના આવા ખરાબ ને ગેરમઝહબી વર્તનને લીધે ઘટયું છે. સુદ્રેહ અને કુસ્તી તો આપણા ધર્મની ઉજળી નિશાની છે. એને છોડીએ તો પછી પારસીઓમાં ને બીજા ધર્મને અનુસરતા લોકોમાં ફેર શો? સુદ્રેહ જગ પણ ડાઘ વિનાની, સફેદ દૂધ જેવી ઉજળી હોય છે. તેનો અર્થ એ છે કે એ પહેરનારે પોતાનું ચારિત્ર્ય પણ એવું ડાઘ વિનાનું ને ઉજળું બનાવવું જોઇએ. ચારિત્ર્ય ધર્મથી જ ઘડાય છે. ધર્મ એ તો માણસમાં માણસાઈ લાવે છે, એને સંસ્કારી બનાવે છે. એથી પારસીઓએ પોતાના દરેક બાળકને ધાર્મિક કેળવણી મળે અને નાનપણથી જ એને ધર્મના સસ્કારો મળે એ જાતનું કામ હાથ પર લેવું જોઇએ. ધર્મ આપણને સારી ને નરસી વસ્તુને ઓળખતાં શીખવે છે, ને, જીંદગીમાં ડગલે ને પગલે રસ્તો બતાવે છે, ને, બીજાના દોષો શી રીતે સહન કરવા જોઇએ તે શીખવે છે. એ માટે ધર્મમા આંધળો પ્રેમ રાખવાની જરૂર નથી, કે, ચૂસ્ત રીતે ધર્મ પાળવાનું પણ હું કહેતો નથી. પણ આપણા મહાન ખુદા અહુરમઝદના ઉમદા સિદ્ધાંતો જીંદગીમાં ઉતારી, સારા વિચારો, સારાં વચનો ને સારા કાર્યો વડે જીંદગીને ઉમદા બનાવવી એ આજને તબક્કે ઘણું જરૂરી છે. ધર્મની બાબતમાં હવે બેદરકારી પારસી કોમને પરવડે એમ નથી. એ બાબતમાં આપણે હવે ચેતતા રહેવાની ખાસ જરૂર છે."

પારસી ધર્મનાં કેટલાંક અગત્યનાં અંગો વિષે ચર્ચા કરતાં શાપુરજી જણાવે છે કે:

"પારસીઓ અગ્નિને પૂજે છે. અગ્નિમાં માણસને પવિત્ર કરવાની, શુદ્ધ કરવાની શક્તિ રહેલી છે. દરેક ધાતુની પણ સાચા જૂઠાની કસોટી અગ્નિમાં થાય છે. આમ આતશ એ અગત્યની ચીજ હોવા છતાં પારસીઓ તો ત્રણ ચીજને વધારે અગત્યની ગણે છે. જેમ કે સૂર્ય, પૃથ્વી અને પાણી. પારસીઓ શ્રદ્ધાપૂર્વક માને છે કે આ તત્વો પરમાત્મા અહુરમઝદે પેદા કર્યા છે તેથી તેમની પૂજા કરવી એ દાદારે દાદાર હોરમઝદની પૂજા કરવા બરોબર છે. સૂર્ય પણ આતશનો જ મોટો ભાગ છે. વળી આતશની પૂજા ફક્ત પારસીઓ જ નહિ પણ દુનિયાની ઘણી સુધરેલી પ્રજા કરે છે. અગ્નિને જેમ પારસીઓ આદરપૂર્વક પૂજે છે તેમ હિન્દુઓ પણ અગ્નિની શ્રદ્ધાપૂર્વક પૂજા કરે છે. હિન્દુની કોઈપણ મોટી ધાર્મિક વિધિ અગ્નિ વિના થતી નથી. આતશ પાવનકારી છે અને એનાથી આસપાસનું વાતાવરણ પવિત્ર રહે છે. આતશની જવાળાઓ આકાશમાં ઉંચે જ જાય છે તે જોઇને આપણને પણ ઉંચી જાતના વિચારો આવે છે, ને આપણે ઉંચે માર્ગે જવા પ્રેરાઇએ છીએ. આખી દુનિયાનો આધાર અગ્નિ છે. અગ્નિની ગરમી ન હોય તો આ દુનિયાનાં પ્રાણીઓ,

માનવીઓ, પશુપક્ષી, ઝાડપાન, કશું જ એક ક્ષણને માટે પણ ટકી શકે નહિ. વળી, પારસીઓ કંઈ અગ્નિની પૂજા કરતા નથી એઓ તો જ્યાં જ્યાં ઇશ્વરી શક્તિ જુએ છે તે તે બધી વસ્તુઓની પૂજા કરેછે. આપણા ઇરાનમાં વસતા પૂર્વજો અગ્નિની બધી ખૂબીઓથી વાકેફગાર હતા અને તેથી જ આપણી ધાર્મિક ક્રિયાઓમાં અગ્નિને આગળ પડતું સ્થાન આપ્યું છે. આ આતશનો બચાવ કરવા માટે, આપણા પૂર્વજોએ પોતાના માદરે વતનમાંથી હિજરત કરી હતી, ને પારકાં દેશમાં વર્ષો સુધી પરાધીન જીંદગી ગુજારી હતી. કારણ, એમને મન પોતાની જાત કરતા અગ્નિ વધારે હતો, ને આજ સુધી પોતાની જીંદગીને હોડમાં મૂકીને પણ એણે આતશને અપવિત્ર થતાં બચાવી લીધો છે. એ જ બતાવે છે કે પોતાના મઝહબ માટે પારસીઓએ કેવી અને કેટલી કુરબાની કરી છે, ને જરૂર પડશે તો આપણે એ આતશને બચાવવા ભવિષ્યમાં પણ પ્રાણ પાથરીશું, જાન આપીશું પણ એને અપવિત્ર નહિ થવા દઇએ. અગ્નિ તો આપણને આરાધ્ય વસ્તુ છે તેમજ પ્રેરણાનું સ્થાન છે. તેથી જ ઇરાનની આપણી શાહાનશાહત નાશ પામ્યા પછી આપણે આજે વર્ષોથી અગ્નિને ઇરાન શાહની મોટામાં મોટી પદવીએ સ્થાપી તેને ઉદવાડાની શાંત, પવિત્ર અને રળિયામણી જગ્યામાં રાખી, વરસમા એક વાર તેના દર્શનથી આપણને પવિત્ર ને શુદ્ધ બનાવવાની

પ્રેરણા મેળવીએ છીએ. આપણે પારસીઓ બીજી બધી બાબતોમા વધારે ઉદાર છીએ, વધારે આગળપડતા વિચારો ધરાવીએ છીએ, પણ ધર્મની બાબતમા આપણે જરા જૂના વિચારને વળગી રહીએ છીએ. કોઇપણ બીન જરથોસ્તીને આપણે ઇરાનશાહના પવિત્ર ધામમા દાખલ કરતા નથી તેમજ તેમને દર્શન કરવાની પણ તક આપતા નથી કારણ, હિન્દના સંજોગો જોતા આપણે જો એટલી તકેદારી ન રાખી હોત, એટનો આગ્રહ ન રાખ્યો હોત તો આપણો ધર્મ ભયમા આવી પડત, ને આજે વર્ષો થયા આપણો ધર્મ ને આપણી હયાતી ટકાવી શકયા તે ટકાવી શકયા ન હોત આપણે ધર્મને માટે બીજાઓ જેવા ખોટા આગ્રહી નથી આપણે તો અમે અમારો ધર્મ પાળીએ, તમે તમારો ધમ પાળો, ને તમે અમારા ધર્મની બાબતમા ડખલ ન કરો અને અમે તમારી બાબતમા ડખલ ન કરીએ એ જાતની સમજુતી, સહનશીલતા અને ઉદારતાની ભાવનામા માનનારા છીએ, ને આપણે એ રીતે જ વર્ત્યા છીએ ને, આપણે કોઇને બળાતકારે આપણુ ધર્મમા દાખલ કર્યાં નથી, કોઇની પર જોરજુલમ કર્યા નથી, કોઈ આપણા ધર્મનો નથી માટે એની જોડે ખરાબ રીતે વર્ત્યા નથી, ને આપણો ધર્મ તેથી જ આટ-આટલી અશાંતિમા, આવી મોટી ઉથલપાથલ ને જુલ્મ-શાહીમા એવો જ સુરક્ષિત રહ્યો છે કારણુ આપણી નેમ શુદ્ધ છે આપણે શાંતિ ઇચ્છતી પ્રજા છીએ કોઇની

બાબતમાં વચ્ચે પડવા માંગતા નથી અને ભવિષ્યમાં પણ ધર્મની બાબતમાં આપણી એ જ નીતિ રહે એવી મારી દૃઢ માન્યતા છે. કોમ કોમના ઝઘડા મીટાવવા આપણે ચાલુ પ્રયત્ન કરવો, પણ ભાઇબંધ કોમો ઝઘડતી હોય ત્યારે કોઇનો પક્ષ લેવો નહિ, પણ બે વચ્ચે સમજુતીના પ્રયત્નો આદરવા."

પારસી કોમના મોબેદ વર્ગના ભવિષ્ય વિષે સર શાપુરજી જણાવે છે કે:

"પારસીઓનાં અથોરનાન ટોળાં માટે મને ઘણું જ માન છે. એઓ ઘણા અક્કલમંદ હોય છે. એ વર્ગમાં ઘણા મશહૂર નરો પાક્યા છે. ને એમણે પારસી નામને જગઆશકારા કર્યું છે. મોબેદોને પારસીઓ ઘણી માનની લાગણીથી જુએ છે. એઓ પારસી ધર્મના, સંસ્કૃતિના ને સાહિત્યના રખેવાળ છે. પારસી ધર્મને – આજે એ જે ઉચાઈએ છે – ત્યાં ટકાવી રાખવામાં એ વર્ગનો ફાળો બેનમૂન છે, પણ ધીમે ધીમે એ વર્ગ પણ હવે પહેલાંના જેવો નથી રહ્યો. હા, ડૉ. ધાલા કે પુનાવાળા દસ્તુર નોશીરવાન જેવા હજી પણ વિદ્વાન ને નામાંકિત મોબેદો હશે પણ એવા મહાન પુરૂષો એ વર્ગમાંથી ઓછા થતા જાય છે. એમની આ દશાનું મુખ્ય કારણ તેમની આર્થિક દુર્દશા છે. મુંબઇમાં એમનું જીવન ખર્ચાળ હોય, જીવનની જરૂરીઆત ખૂબ વધારી મૂકેલી, ને પછી હરિફાઈ સખત, ને કમાણી તો થોડી એટલે પછી

એમની પડતી ન થાય તો બીજું શું થાય? ને પૈસાની મૂઝવણ એ એવી નઠારી છે કે એ ગમે તેવા બુદ્ધિમાન સિદ્ધાંતવાદી ને સદાચારી માણસને પણ મૂઝવી નાખે, ને એને નીચે પાડે આ માટે પારસીઓ પાસે જે લાખો રૂપિયાના ટ્રસ્ટો છે, તેમાંથી એ લોકો માનભર્યું જીવન જીવી શકે તે માટેની કાયમની વ્યવસ્થા થવી જોઇએ ખ્રિસ્તી દેવળોમાં જેમ પાદરીઓને ભરણપોષણ માટેની વ્યવસ્થા કરી આપવામાં આવે છે તેવું જ કંઈ આ વર્ગ માટે થવું જોઈએ. કારણ મોબેદો તો આપણી મશાલ છે એઓ આપણને ધર્મ વિષેની અનેક આંટીઘૂંટીઓ, મુશ્કેલીઓ, વગેરે સમજાવનારા ભોમિયા છે આપણો ધર્મનો રસ્તો રોશન કરનારા છે પણ આપણે એ લોકોને માટે શું કર્યું? આપણે આપણો અહેસાન શી રીતે વાળ્યો? એ માટે આપણે એમની બુદ્ધિ, કેળવણી ને દરજ્જા પ્રમાણે માસિક માનભર્યો દરમાયો બાંધી આપવો જોઈએ એક વખત એમની કમાણી વિષેની ચિંતા દૂર થઈ પછી એ લોકો એમની બધી શક્તિનો લાભ આપી શકશે એ વર્ગના નબીરાઓને ઉચ્ચ પ્રકારની ધાર્મિક કેળવણી માટે પરદેશ પણ મોકલવામાં આવે તો કંઇ ખોટું નથી અંધેરીવાળી કામા ઈન્સ્ટીટયુટ આ દિશામાં ઘણું ઉમદા કામ કરી રહ્યું છે પણ આપણા કમનસીબે આપણા મોબેદો એનો જોઈએ તેટલો લાભ ઉઠાવતા નથી."

સર શાપુરજી માને છે કે :

"પારસી કોમ સાહસિક છે. એ ધારે તો ઘણું કરી શકે એમ છે. એનામાં બુદ્ધિ છે, શક્તિ છે પણ એનો ઉપયોગ સારી રીતે થવો જોઈએ. પારસીઓમાં હવે નવી પરિસ્થિતિને અનુકૂળ થવાની આવડત અને તૈયારીની જરૂર છે. હિંદમા પારસીઓની વસ્તી લગભગ ૧,૨૦,૦૦૦ ની છે. તેમાંથી ૬૫,૦૦૦ પારસીઓ મુંબઈમાં, બાકીના કરાંચીમાં, સુરત, નવસારી, વગેરે સ્થળોમાં છે. ને આમ તો દરેક દેશમાં એ લોકો છે. આ પરથી જણાશે કે મોટા ભાગના પારસીઓ શહેરમાં વસે છે. જ્યારે ઈરાનથી પારસીઓ આપણા દેશમાં આવ્યા ત્યારે પરિસ્થિતિ જુદી જ હતી. ત્યારે એ લોકો ગામડાના જીવનથી ટેવાયલા હતા. અને ગામડાનું સાદું ને સંતોષી જીવન એમને ગમતું હતું. ગુજરાતમાં ખેતીવાડી કરી, શરીર મહેનત કરી એ લોકો પોતાનો ગુજારો કરતા હતા પણ છેલ્લાં ૬૦ વર્ષોથી પારસીઓ ગામડાઓ છોડી શહેરમાં આવીને વસવા લાગ્યા છે. ખેતીવાડી છોડી નોકરી કરતા થયા છે ને કુદરતી હવાપાણીની મોકળાશ છોડી સંકડાશને પસંદ કરતા થયા છે. પારસીઓ પાસે મોટા બગીચાઓ હતા, મોટા પ્રમાણમાં ખેતરો હતાં, ધાન્યની બધી વાતે એમને નિરાંત હતી. ગામડાનુ જીવન હતુ. પણ આ શહેરની માયાએ એમનું

સત્યાનાશ વાળ્યું એમની જરૂરીઆતો વધી સુખચેનની ને અમનચમનની સગવડો વધી મોજમજાહ માટે બધી જાતની અનુકૂળતા મળી અને પરિણામે પાયમાલીને રસ્તે એઓ જઈ રહ્યા છે શહેર આટલા બધા માણસોને શી રીતે પોષી શકે? કપરા સંજોગોને લીધે, ને પારસીઓના હાથમાથી મોટા મોટા ધંધાઓ સરકી જતા હોવાથી દિવસે દિવસે તેમનામા બેકારી વધતી જાય છે, ને, ઘરબાર તો છોડવા હોય, અને ખેતીવાડી તરફ પાછું વળાય એમ હોય નહિ એટલે પાછી એમની સ્થિતિ વધારે ને વધારે દયા ઉપજાવે એવી બને છે, ને ડોલ્સની પર ગુજારો કરે છે ને એ રીતે એની જીંદગી આળસુ ને પારકા ઉપર આધાર રાખનારી બની જાય છે

"આ સ્થિતિમા સુધારો કરવાને, પારસી કોમે ખૂબ વિચાર કરવો જરૂરી છે ૧૯૩૯મા જે મોંઘવારી હતી તેના કરતા ચારગણી મોંઘવારી આજે છે અને આ હાલત ક્યારે સુધરશે તે કહી શકાય નહિ પણ ઉલટી સુધરવાને બદલે દેશની સ્થિતિ બગડી રહી છે, બેકારી વધવા માંડી છે દરેક ખાતામા કાપકૂપની વાત ચાલે છે એટલે પારસીઓ ગામડામા ફરી વસાવટ કરે, અને શહેરનો મોહ છોડે તે માટેની સગવડો થવી જોઈએ, અને એ દષ્ટિએ જ વિચાર થવો જોઇએ. ખેતીવાડી એ સારામા સારો ને માનભર્યો ધંધો

છે. એથી પૂરતું પેટ ભરાય, માનભર્યું જીવન જીવી શકાય, કોઈની તાબેદારી નહિં, ને, પાછું કુદરતની વચ્ચે આનંદ મળે અને એથી નિરાશ્રિતો વગેરેના સવાલોથી શહેર પર રોજબરોજ વધતું જતું દબાણ ઘટાડી શકાય. વળી, આજે તો વહેવારનાં સાધનો, મુસાફરીની સગવડો એટલી બધી છે, કે, ગામડામાં રહેવા છતાં શહેર જોડે સંબંધ રાખી શકાય, ને શહેરી જીવનની મોજો પણ કયારેક કયારેક માણી શકાય. એટલે 'ચાલો પાછા ગામડે ' એ પારસી કોમનું સૂત્ર આજના સંજોગોમાં રહે તો જ પારસી કોમને વિષે કંઈ પણ આશા છે, તો જ કોમની સલામતી છે, તો જ કોમનું માન સચવાય એમ છે. આથી જ હું ઇચ્છું છું કે પારસીઓને ગામડામાં જવું જરૂરી છે."

સર શાપુરજીને અનેક પારસી સખાવત ખાતાંઓ સાથે નિકટનો સંબંધ છે. આ ખાતાંઓના વહિવટ ચલાવતાં એમને નડેલી મુશીબતો, અને સખાવતમાં અપાતાં નાણાં ને એની વ્યવસ્થા એ વિષે એમના ચોક્કસ ને સ્પષ્ટ ખ્યાલો છે, કે, જેથી સખાવતમાં આપેલા પૈસા લેખે ગણાય અને સખાવત જેને અપાય તે પણ સાચી દુવા દે. એમના આ વિચારો પારસી કોમને ઘણા ઉપયોગી નીવડે એવા છે, અને અમલમાં મૂકવા જેવા છે. એ વિચારો રજુ કરતાં સર શાપુરજી કહે છે કે:

"પારસી કોમની એ ખુશનશીબી છે કે હિન્દમા અને હિન્દની બહારના દેશોમા પ્રખ્યાત થયેલી એ કોમમા સખાવતનો ઝરો સદા વહેતો આવ્યો છે જરથોસ્તી ધર્મના ફરમાન પ્રમાણે દરેક જરથોસ્તી પોતાની શક્તિ પ્રમાણે દાન આપતો જ રહે છે પારસીઓ માને છે કે દાન કરવુ એ મોટામા મોટુ પુણ્યનુ કામ છે. સખાવતને લીધે જ પારસી કોમ બીજી કોમનો પ્રેમ, સરકારમા ઇજ્જત, મોટાઈ, જાહોજલાલી ને આબાદી મેળવી શકી છે આપણા વડીલોએ તો સખાવતથી પોતાનુ તેમજ કોમનુ નામ જગઆશકારા કર્યું છે. બીજા બધા ધર્મ કરતા પારસીઓના ધર્મમા સખાવતનુ સ્થાન ઘણુ જ ઉચુ છે, અને તેથી જ એ સદ્ગુણ પારસીમા વધારે મ્હેરો ઉઠયો છે. વળી, એ સખાવત કરવાની વૃત્તિ પારસી જ્યા જ્યા ગયો છે, ત્યા એનામા રહી છે. દીલસોજી અને દુખીઓ માટે હમદર્દી એ તો દરેક પારસીના લોહીમા જ ઉતરી આવેલો ગુણ છે આજે પણ આપણા મહાન દેશના, રાજકીય, સામાજીક, ઔદ્યોગિક બધા ક્ષેત્રોમા પારસીઓ મશહુર છે, તે એમના આ મહાન ગુણને લઈ જ.

"એક સાચો જરથોસ્તી પોતાને માટે જીવતો નથી પણ લોકો માટે જીવે છે, અને તેથી પોતાની જીદગી લોકકલ્યાણ માટે જ એ વાપરે છે સ્વભાવથી જ પારસી સકુચિત કે

એકલપેટા નથી પણ ઉદાર અને ખેલદીલીવાળો હોય છે. તેથી જ એ પોતાની સખાવતનો બધાને લાભ આપે છે. પારસી સખાવતનાં ઝરણાં આજે કેટલાંક અનિવાર્ય કારણોને લઈને મંદ પડયાં છે. આજે પારસીઓ માટે પણ પહેલાના જેટલી સખાવત થતી નથી. કોમ સ્વાર્થી બનવા લાગી છે. અમનચમનમા પૈસા ઉડાવવા એને ગમે છે, પણ, બીજાને ઉપયોગી થવાનું, અને દીનદુખી માટે ભોગ આપવાનું એને સૂઝતું નથી, એ બહુ ખેદ ઉપજાવે એવી હકીકત છે.

"છતા આજે પણ પારસીઓએ જે કંઈ દાનમાં આપ્યું છે તેથી કોઈ પણ પારસી અભિમાન લઈ શકે. પણ આજે બેકારી અને આર્થિક મંદીના જમાનામા પહેલાંના જેટલી સખાવત લોકો ન કરી શકે એ સમજી શકાય એવું છે. છતા પણ આજની પારસી સખાવત વિષે કેટલીક ટીકાઓ થઈ રહી છે તે વિચારવા જેવી છે. કહે છે કે પારસી સખાવત છે ઘણી પણ યોગ્ય દિશામા નથી વગેરે. આજે પારસીઓમાં કોમી અને બીનકોમી ઘણા ટ્રસ્ટો છે. તેમાં કરોડોની મીલકત પડી છે, પણ તેમા વ્યવસ્થા નથી. અને જો યોગ્ય ધોરણે કામ લેવામા આવે તો પારસીકોમની ઘણી ગરીબાઈ ને બેકારી દૂર થઈ શકે, પણ બધા ટ્રસ્ટો વચ્ચે આજે એકતા નથી સખાવતના પ્રશ્નના ખાસ અભ્યાસી મિ.

મારખમે સત્ય જ કહ્યું હતું કે, "પારસી કોમોમા જે બધાં અનિષ્ટો છે તેમાં મોટામાં મોટુ આ ઢંગધડા વગરની, વિચાર વગરની સખાવતો છે. એ સખાવતો ભિખારી વર્ગ પેદા કરે છે. આટઆટલા વરસોથી ચાલતી એ સખાવત સંસ્થાઓએ ભિખારીઓની સંખ્યા વધારવા સિવાય બીજુ કંઈ ઉપયોગી કામ કર્યું નથી જે લોકોએ આવી રીતે દાન કરીને, લોકોમા આળસ ને બીજા પર આધાર રાખવાની પરાધીન દશાને પોષણ આપ્યું છે તે લોકોએ કંઈ કોમનું ભલું કર્યું નથી, પણ કોમને બગાડી છે." મિ. મારખમના આ વચનો આજે ૧૫ વર્ષે પણ એટલાં જ સાચા લાગે છે. આજે પણ એ બદી એવી ને એવી જ આપણને હાનિકર્તા છે. એથી કોમમા નથી રહ્યું સ્વમાન, નથી રહ્યો પોતાની જાત પર વિશ્વાસ, ને કોમની અવદશા તો એટલી બધી થઈ છે કે જે વર્ણવી ન શકાય. સખાવત તો એવી હોવી જોઈએ કે જે આપનારને અને લેનારને બન્નેને સુખ આપનારી થઈ પડે. એટલે સારો રસ્તો તો એ છે કે બધાં ફંડોને ભેગાં કરી નવી યોજના ઉભી કરવી જોઈએ.

"આપણે આજે ભાઈબંધ કોમોની જોડે ખભા મિલાવીને આપણી શક્તિ એમને બતાવી આપવાની છે. આવા કરોકડીને વખતે આપણા લાખો રૂપિયા દોખમા, આતશ બહેરામ, અગીઆરી, ધર્મશાળ, જશન, જમણ, બાજ/રોજગાર,

ધાર્મિક ક્રિયા વગેરે ફંડોમાં રોકાયલા છે, ને, કમભાગ્યે હજી પણ આવા ફંડોમા પૈસા આપવાનું પારસીઓ પુણ્ય સમજે છે. પણ ધાર્મિક સખાવતો કરવાથી જ આપણે સ્વર્ગમાં જઈશુ એ માન્યતા ભ્રામક છે આજે એવી બાબતો કરતા આપણી નજર સામે આવીને જે વાત ઉભી હોય તેનો ઉકેલ કરવો જોઈએ

"પારસી આમ તો તન, મન, ધનથી કોમસેવા, દેશસેવા અને લોકસેવા કરવા તૈયાર હોય છે એથી જ આપણા દેશના તથા પરદેશના મુસાફરાએ, પારસીઓના એ ઉમદા ગુણો જોઇને તો 'જરથોસ્તી જીગર', 'પારસી તારૂં બીજુ નામ સખાવત,' 'પરગજુ પારસી,' 'પારસમણિ સમાન સર્વોત્તમ ગુણો ધરાવનાર પારસી,' એ બધા વિશેષણો પારસીને જોઇને આપેલા છે. એથી કયા પારસીની છાતી નહિ ફૂલે? કેવળ સખ્યાની દૃષ્ટિએ વિચારીએ તો પણ જગતની કોઈપણ કોમ કરતા પારસી સખાવતનો આકડો વધી જાય છે. દોલતમદ પારસી તો મોટી રકમ સખાવતમા આપશે પણ ગરીબ ગણાતો પારસી પણ કોઇ ભિખારીને જોશે તો એનો હાથ ગજવામા પડયો જ છે. ને જે કાંઈ હાથમા આવે તેને એ જરા ય ખચકાયા વગર આપવાનો ને, પોતાથી ન અપાય તો પોતાની અશક્તિ માટે એ માગનારની બે હાથ જોડી માફી માગશે, ને એને સાત્વના

"સાર્વજનિક સખાવતો માટે પારસીઓએ મોટાં ટ્રસ્ટો સ્થાપ્યાં છે, જેવાં કે ટાટા ચેરિટિઝ, વાડીયા ચેરિટિઝ વગેરે. એ ટ્રસ્ટોની આવકનો સારો જેવો ભાગ કોમ પરકોમમાં દરેક પ્રકારનાં સખાવતી કામોમાં વપરાતો આવ્યો છે. દુષ્કાળ, આગ, રેલ, ધરતીકંપ વગેરે કુદરતી હોનારતથી થતાં નુકસાન માટે તેમજ હોસ્પિટલો, દવાખાનાંઓ અને બીજી અનેક દિશામાં ઉપયોગી સખાવતનો ઝરો વહેતો રહ્યો છે. કેળવણીની બાબતમાં શિષ્યવૃત્તિઓ, ઇનામો અને ચાંદો જે સર્વથી લાયક હોય તેને મળે એવી સગવડો થઇ છે. દીલગીરીની વાત એ છે કે જ્યારે પારસી કોમે નાતજાતનો તફાવત ન રાખતાં વાજબી સખાવતો કરી છે ત્યારે આપણી ભાઈબંધ કોમની મનોવૃત્તિ સાંકડી દિશામાં જ રહી છે. એમની સખાવતો કેવળ પોતાના કોમના લાભ માટે જ હોય છે અને કેટલીક તો ન્યાત માટે જ હોય છે. અને તેનો ઉપયોગ ફક્ત તે ન્યાતના સભ્યો માટે જ થાય છે. આ મનોવૃત્તિ જરા ય વખાણવા લાયક નથી. હું સાર્વજનિક તેમજ નાતજાતના ભેદભાવ વિનાની સખાવતનો વખાણનાર છું. તેવાં ટ્રસ્ટો સાથે મારો સબંધ છે અને તેવી સાર્વજનિક સખાવત કરનારાઓ તરફ મને મોટું માન છે. પણ જ્યારે આપણી ભાઇબંધ કોમમાંથી એવું એક ટ્રસ્ટ આપણી જાણમાં નથી કે જેનો લાભ પારસી કોમના સભ્યોને મળે, ત્યારે સ્વાભાવિક એવો વિચાર થાય કે હવે

પછીની સખાવતો થાય તે કોમના જ લાભ માટે થાય તે ઈચ્છવા જોગ છે બાઈબંધ કોમ તરફ આપણી મહોબત ઓછી થવી જોઈએ નહિં. આપણા દેશના ભલા માટે તેમજ આપણા દેશની પ્રજાના સર્વદેશીય લાભ માટે સખાવત થાય તે અલબત્ત ઈચ્છવા જોગ છે, પણ હવે પગ જોઈ પાથરણું તાણવું એવો સમય આ પો છે એટલે પારસીઓએ પોતાની વહાલી કોમનો પહેલા વિચાર કરવો જરૂરી લાગે છે.

"હિંદ સ્વતંત્ર થયું છે અને સ્વતંત્ર હિંદમા હવે ઘણા નવા-નવા હુન્નરઉદ્યોગો હાથ ધરાવાના છે આમા પહેલ કરવા માટે પૈસા અનિવાર્ય છે. અને પૈસા સિવાય આપણે બાહુબંધ કોમો સાથે શી રીતે હરિફાઈ કરી શકવાના હતા ? આપણા હાથમાથી ધીકતા ઉદ્યોગો ચાલી ગયા છે, કમાણીના સાધનો ઓછા થઈ ગયા છે, આથી નવા ઉદ્યોગો શરૂ કરવા, કોમની બેકારી ટાળવા મોટા પાયા પર યોજના ઘડી તેને અમલમાં મૂકવા ડગલે ને પગલે પૈસાની જરૂર તો પડવાની જ ને પછી પારસી નવા પૈસા ક્યાથી કાઢે ? એટલે જ, આપણે સાર્વજનિક સખાવતો કેટલેક અંશે બંધ કરીને, જે છે તે કોમના ભલાને માટે વાપરવી જોઇએ. ને નવા ફંડો બને ત્યા સુધી કોમના હિત માટે જ વપરાય એવો આગ્રહ રાખવો જોઇએ. કારણ, આપણે દેશ, કાળ, ને સંજોગો ધ્યાનમા લેવા જોઇએ. ભૂતકાળમા પારસીઓ

ઘણું કમાયા, ત્યારે આપણી ભાઇબંધ કોમો ગરીબ હતી. ત્યારે સાર્વજનિક સખાવત કરી પારસીઓ મશહૂર બન્યા. પણ હવે તો આપણા કરતાં ભાઇબંધ કોમો વધારે પૈસાવાળી બની છે. આપણે બીજાને જરૂર હોય ત્યારે મદદ કરવી જોઇએ પણ તેમને જરૂર ન હોય, બીજી કોમો પોતાના પગ પર ઊભી રહેતી હોય, ત્યારે આપણે ઘસાઇએ તેમાં આપણી ઉદારતા નથી પણ આપણી કોમને અન્યાય છે. એટલે હાલની પરિસ્થિતિમાં જો પારસી સખાવતનરેશો પોતાની વહાલી કોમનો જ વિચાર કરે અને કોમની આર્થિક સ્થિતિ સુધારવા પ્રયત્નો કરે અને તેઓની મુશ્કેલીઓ દૂર કરવા સંગીન યોજનાઓ ઘડી તેમાં પોતાનાં નાણાં રોકે તો કોમનું ભવિષ્ય ઘણું ઉજળું છે."

ગુજરાતી ભાષા સંબંધી પોતાના વિચારો રજુ કરતાં સર શાપુરજી જણાવે છે કે:

"હિંદમાં આવી આપણે બધું જ નવેસરથી શરૂ કર્યું. અહિં આપણે આતશકદેહો બાંધ્યા, ઇરાન શાહને પરહાર્યા, આપણાં ધાર્મિક પુસ્તકોના તરજુમા કર્યા ને હિન્દુ, મુસ્લિમ તથા અંગ્રેજી સંસ્કૃતિમાંથી જે કંઇ લેવા જેવું હતું તે જરા ય સંકોચ વિના આપણે લીધુ. ને એ રીતે આપણે આપણી પોતાની જ, બધાથી અલગ, આપણી જરૂરીઆતો

પ્રમાણે, સંસ્કૃતિ ઉભી કરી, ને એ સંસ્કૃતિને આજે પણ આપણે વફાદાર રહી, એનું પાલન કરીએ છીએ.

" હિંદમાં આવી આપણે અહીંની ગુજરાતી ભાષાને અપનાવી અને પહેલ્વી ભાષાને પડતી મૂકી. અંગ્રેજો આ દેશમાં આવીને રાજકર્તા થવા. એટલે આપણે અંગ્રેજોની ભાષા લઈ લીધી અને ગુજરાતી તરફ બેદરકાર રહ્યા. મારી પૂરેપૂરી ખાત્રી છે કે, આજે ગુજરાતી ભાષા કરતાં અંગ્રેજી ભાષા ઉપરનો આપણો કાબુ વધારે સારો છે. હિન્દમાં આવ્યાને આપણને આજે ૧૩૦૦ વર્ષો થયાં. તેમાનાં ૧૨૦૦ વર્ષો તો આપણે ગુજરાતનાં ગામડાંઓમાં ને શહેરોમાં ગાળ્યાં ને ગુજરાતી ભાષા શીખ્યા, ને, ગુજરાતી જ બની ગયા. એ તો હમણાં છેલ્લાં થોડા વર્ષોથી જ આપણે *ગુજરાતની બહાર નીકળ્યા અને દેશપરદેશ જવા માંડયા છીએ* ગુજરાતી ભાષાનો આપણને આટલો બધો ગાઢ સંબંધ હોવાથી જ આપણે આપણી શક્તિ પ્રમાણે ગુજરાતી ભાષાને વિકસાવી છે. એટલું જ નહિં પણ આપણે ગુજરાતી સાહિત્યને સારા નવલકથાકારો આપ્યા છે, કવિઓ આપ્યા છે, પત્રકારો આપ્યા છે ને નાટકકારો પણ આપ્યા છે. પણ આપણે જે પ્રમાણમાં એ ભાષાની ખીલવણીમાં ફાળો આપવો જોઈએ તે પ્રમાણમાં આપણે આપી શક્યા નથી તે તો આપણને કબૂલ કર્યા વિના ચાલી શકે એમ નથી. આજે

આપણે જોઈએ તો ગુજરાતી સાહિત્ય બાબત આપણી કોમની સ્થિતિ કેવી છે ? આજે આપણા લોકો કેટલા શુદ્ધ ગુજરાતી બોલી કે લખી શકે છે ? આજે આપણે પારસીઓ જે જાતની ગુજરાતી બોલીએ છીએ તેને સાહિત્યકારો 'પારસી ગુજરાતી' કહી ઠેકડી કરે છે. આજે જે પારસી કુટુંબોમાં ગુજરાતી ભાષા બોલાય છે તે શુદ્ધ નથી હોતી. એમાં અંગ્રેજીનો ઘણો ભેળ હોય છે, એ તો ખરું પણ એ ભાષા સંસ્કારી પણ નથી. એકાદ બહેરામજી મલબારી કે એકાદ અરદેશર ખબરદાર ગુજરાતી કવિ કે લેખક તરીકે વખણાઈ જાય ને ગુજરાતના ઉચા સાહિત્યલેખકોમાં નામના મેળવે એટલે જ કંઈ પારસીઓએ ફૂલાઈને બેસી રહેવાનું નથી. એમને માટે અભિમાન લેવું જોઈએ, પણ એ અભિમાન લઈને આપણે પણ એમના જેવા ગુજરાતી ભાષામાં લખતા થઈએ એવી ખ્વાહેશ દરેકને જાગવી જોઈએ. આપણે ગુજરાતી ભાષા હજાર વર્ષથી અપનાવી છે, તો હવે એ ભાષા માટેનો પ્રેમ જાળવીને, આપણે પણ આપણા હિંદુભાઈઓની જેટલા જ એ ભાષા માટે, મગરૂર થઈએ એવું થવું જોઈએ. પારસી કોમ તો બહુ સાહસિક છે. એમની મુરાદો ઘણી ઉંચી હોય છે. ફ્રેન્ચ અને અંગ્રેજી ભાષા પરનો એમનો કાબુ ઘણો જ ઉત્તમ છે. ફારસી ભાષા પણ ઘણા બહુ સારી રીતે જાણે છે. તો પછી પારસી ભાષાઓ

પર આપણે કાબુ મેળવીએ, તો, જરા મહેનતથી, જરા વતન માટેની રહેમદીલીથી એઓ ગુજરાતી ભાષા પર કાબુ મેળવવા પ્રયત્ન કરે તો એઓ માટે જરાય અઘરૂં નથી. એઓ ગુજરાતી ભાષામાં અમર બની રહી જાય એવાં પુસ્તકો લખે, અને ગુજરાતીમાં પારસીઓ ઘણી નામના મેળવે એવી મારી અંતરની ઇચ્છા છે. અને તેથી પારસી ભાઈઓને મારી અરજ છે કે એમણે પોતાની માદરી જબાનને અપનાવવી. એ જબાનને આબાદ બનાવવામાં પોતાનો ફાળો આપવો જોઈએ. આપણે આપણી સંસ્કૃતિ ટકાવી રાખવી હોય, તો પછી ભાષાની બાબતમાં આપણે આમ બેદરકાર રહીએ અને આજે જે રાજ્ય ગયું છે, તે રાજ્યની ભાષાની આવડત પર મુસ્તાક રહીએ એ ઠીક નથી. આપણે ગુજરાતના હિંદુઓ જોડે એકસંપીથી રહેવું હોય, આપણે ભાઈબંધીનો સંબંધ રાખવો હોય, એ લોકોની જોડે દૂધમાં સાકર ભળે તેમ જો આપણે ખરેખર ભળી જવું હોય, તો આપણી અને એમની વચ્ચે ગુજરાતી ભાષાની ઘણી મજબૂત સાંકળ છે, અને એ સાંકળને આપણે ભાષા પર કાબુ મેળવી મજબૂત બનાવવી જોઈએ, તો જ આપણે એમની જોડે માયા મમતા કેળવી શકીશું, ને એમનો પ્રેમ જીતી શકીશું અને ટકાવી શકીશું. આમ હું ઇચ્છું છું કે પારસીભાઈઓ સારી ગુજરાતી ભાષા લખતાં બોલતાં શીખે. કારણ, ગુજરાતી

> ભાષા જોડે આપણો સંબંધ ૧૨૦૦ વર્ષનો હોવા છતાં આપણને એ ભાષા બહુ સારી આવડતી ન હોય એ આપણી કમનસીબી છે."

પારસીઓની અનુકરણપ્રિયતા સંબંધી વિચારો રજુ કરતાં સર શાપુરજી જણાવે છે કે :

> "પારસીઓ નકલ કરવામાં ખૂબ મશહુર છે. બીજાના સારા ગુણો એઓ પોતાના જીવનમાં આબાદ રીતે ઉતારી શકે છે. પણ કેટલીક વાર સારા કરતાં નબળા ગુણોનું આકર્ષણ વધારે હોય છે, એટલે એની નકલ કરતાં વહેલું શીખાય છે. એવું જ પારસીઓ વિષે બન્યું છે. ઇરાન છોડીને હિંદ આવ્યા ત્યારે, શરૂઆતમાં આપણે ઇરાની નામો છોડી હિંદુ નામો અપનાવ્યાં. ૧૭મી અને ૧૮મી સદીમાં મુસ્લિમો રાજકર્તા બન્યા, તો, એમના અંશ પણ આપણામાં આવ્યા. ને એ અસર પણ સારા પ્રમાણમાં આપણી ઉપર પડી. વળી, ઓગણીસમી સદીમાં અંગ્રેજો આવ્યા, તો, તેમની ભાષા, તેમનો પહેરવેશ, તેમની રહેણીકરણી એ બધાની આપણે નકલ કરી. એ ગુણ સારો છે પણ તેને પણ હદ હોવી જોઈએ. શું લેવા જેવું છે ને શું લેવા જેવું નથી તેનું આપણને ભાન હોવું જોઈએ. એ ભાન ન રહે તો આપણી નકલ એ વાંદરનકલ

કહેવાય. ને આપણી કોમ એ વાંદરનકલ માટે પણ જાણીતી છે એ મારે દિલગીરી સાથે જણાવવું પડે છે. એટલે હવે જમાનો બદલાયો, તેમ આપણે પણ જે અંગ્રેજોમાંથી આપણે ખોટી વસ્તુઓ લીધી છે, તે ફગાવી દેવી જોઈએ ને નૂતન હિંદના ઘડતરમાં બીજી કોમોની જોડે આપણે આપણો ફાળો નોંધાવવો જોઈએ.

" આપણે પહેરવેશની બાબતમાં પણ વિચાર કરવા જેવો છે. હિંદુ સમયમાં અને મુસ્લિમ સમયમાં આપણે એ લોકોનું અનુકરણ કર્યું એ સાચી વાત છે પણ આંધળું નહિ. આપણે આપણું પોતાપણું એ સમયમાં જાળવી રાખેલું પણ આજે તો આપણે પોશાકની બાબતમાં ને રહેણીકરણીમાં બેદરકાર બની અંગ્રેજોની નકલ કરીએ છીએ. આપણે તો હવે જાણે એનાથી એટલા બધા મોહ પામ્યા છીએ કે કેટલાક તો આપણી ધાર્મિક ક્રિયા વખતે પણ નફ્ફટ બનીને આપણા પોતાના પોશાકને બદલે એ પોશાક જ પહેરે છે. આપણી કોમ બીજી કોમ કરતાં વધારે આગળ પડતી છે. એમાં ભણેલાની સંખ્યા વધારેમાં વધારે છે. એથી તો આપણને સારું શું ને નરસું શું તેની પૂરેપૂરી સમજ હોવી જોઈએ. બહારની ટાપટીપ, ખોટો દેખાવ, એની કશી કિંમત નથી, એ આપણે ઉલટું બીજાઓને આપણી રીતભાતથી શીખવવું જોઈએ. તેને

બદલે આપણે જ બહારની ટાપટીપ ને ખોટા દેખાવ તરફ ધ્યાન આપીએ તે કેમ ચાલે? આપણે તો, ધાર્મિક સંસ્કારો, ચારિત્ર્ય, નીતિ, પ્રેમ, માણસાઈ, એ બધા ગુણો કેળવવા તરફ વધારે ધ્યાન આપવું જોઈએ. આપણે આંધળી નકલ કરવાની છોડી દઈ સારૂં હોય તે જ લેવું એમ નક્કી કરવું જોઇએ, કારણ, આપણી જવાબદારી ઘણી વધી છે. આપણા દેશમાંથી અંગ્રેજોનું રાજ્ય ગયું તેની ઐતિહાસિક અગત્ય સમજવી જોઇએ. અને હવે અંગ્રેજોનું દરેક બાબતમાં અંધ અનુકરણ કરવાનું છોડીને, ખોટા મોહ છોડીને, હવે દેશીઓની જોડે ખભા મિલાવીને, હિન્દને આપણો દેશ સમજીને આપણો દેશ દુનિયાભરમાં પ્રખ્યાત શી રીતે થાય તે જોવું જોઇએ ને તેને માટે પ્રયત્ન કરવા જોઇએ. બાકી, આમ અમનચમનમાં જીંદગી ગુજારીશું, તો કદાચ આપણને તો બહુ મુશીબત નહિ પડે, પણ આપણી પછીની પેઢીને એના માઠાં ફળ ચાખવાં પડશે ને સહન કરવું પડશે. કારણ, જ્યારે આખુ હિન્દ પૂરેપુરૂ સ્વદેશી થઇ જશે, ને આપણે છેક છેલ્લા જાગીશું ને આંખ ચોળવા બેસીશું તો આપણી તે વખતે હાસી જ થવાની છે. માટે જ આપણે વેળાસર ચેતવુ જોઇએ.

" આપણે સ્વમાન કેળવવાની જરુર છે આપણા ભૂતકાળ તરફ આપણને માન જોઇએ. પાઘડું લેતાં આપણને શરમ આવવી

જોઇએ ને પોતાનામાં જે કંઈ સારામાં સારું તત્ત્વ હોય તે એણે જનતા આગળ રજૂ કરવું જોઇએ.

" આપણે જો આપણું પારસીપણું ટકાવી રાખવું હોય, આપણે જો કોમ તરીકે આપણી જાતને જાળવી રાખવી હોય, આપણે જો એકસંપીથી ભાઈભાઈ તરીકે રહેવું હોય, તો આપણે નાનામા નાની બાબતનો જેવી કે પહેરવેશ, રીતરિવાજો, ભાષા વગેરેનો ગંભીરપણે વિચાર કરવો પડશે

" જગતની કોઇપણ પ્રજા પોતાની ભૂતકાળની જાહોજલાલી જાળવી ને ટકાવી રાખે છે. ગમે તેવા પ્રલોભનો છતાં એ પોતાની મૂલકાલીન સંસ્કૃતિ ને વારસાને છોડતી નથી ત્યારે પારસીઓ વિષે તો એથી ઉલટું જ છે. આપણી કોમનું આ મોટું ભય સ્થાન છે અને એ જાતની મનોદશામાથી આપણે જેમ બને તેમ વહેલા ઉગરીએ તેમ સારૂં.

" બસો વરસથી ચાલતો આવેલો અંગ્રેજોનો અમલ આજે ગયો છે, ને હિન્દમા હિન્દીઓનું રાજ્ય થયું છે એટલે આપણે પણ હવે નવા રાજ્યમાં પારસીઓ તરીકે નહિ પણ હિન્દીઓ તરીકે રહેવાનું છે. કારણ, નવા હિન્દમાં કોઇ કોમને, લઘુમતિ તરીકે સ્થાન નહિ રહે, પણ દરેકની પોતાની લાયકાત પ્રમાણે એની કિમંત થશે. એટલે આપણે પારસીઓ તરીકે નહિ પણ હિન્દીઓ તરીકે હવે

અભિમાન લેવાનું છે. ને પારસીઓ જો પોતાનો ફાળો આપે, અને નવી પરિસ્થિતિને અનુકૂળ થાય તો દેશના રાજવહિવટમાં, જવાબદારી ભરેલા હોદ્દાઓમાં ભવિષ્યમાં પારસીઓને માનભર્યું સ્થાન છે એ વિષે જરા જેટલી પણ મને શકા નથી. પારસીઓની બુદ્ધિ, સાહસ, દયાભાવના, કેળવણી, એ બધું પારસીઓને હિન્દમાં હમેશને માટે સલામત રાખી શકે એમ છે. પારસીઓને નૂતન હિંદ સંઘમાં જરા યે ગભરાવવાનું કે ચિન્તા કરવાનું કારણ નથી.

" હિન્દની ભાઇબંધ કોમો આપણા પર ખૂશ છે. આપણી સખાવત, રાજભક્તિ, રાજ કરતી કોમને જીતી લેવાની કુનેહ, વફાદારી, બીજા ધર્મ તરફની ઉદારતા, એલદીલી, બીજાને પણ સમજવાની ઇચ્છા, એ બધું ભાઇબંધ કોમને ખૂબ ગમી ગયું છે. આ એમની મહેરબાની ને ખૂશી જો આપણે ટકાવી રાખવી હોય તો આપણે અગમચેતી વાપરી, ભવિષ્યના હિંદમાં આપણું સ્થાન નક્કી કરવાનું છે, અને એ માટે કેટલીક બાબતો તરફ તો આપણે ખાસ ધ્યાન આપવું પડશે. જેમ કે આપણે સ્વદેશી ભાવના રાખી આપણી દેશી કારીગરીને ઉત્તેજન આપવું પડશે, અંગ્રેજી ભાષા સાથે હિંદની રાજભાષા હિંદીને શીખી લેવુ પડશે. ને પશ્ચિમથી જેટલું આવે તેટલુ બધુ જ સારું છે ને આપણે ત્યાં જે છે તેમાંથી

કશું જ સારૂં નથી એવા બધા વાહીયાત ખ્યાલો છોડી દેવા પડશે. ને આ બધુ આપણે સમજીને જ કરવાનું છે, દેખાદેખીથી નહિ, દબાણથી નહિ, પણ એમા જ આપણું હિત સમાયું છે, એમ કરીશું તો જ આપણો ઉદ્ધાર છે એમ જાણીને કરવાનું છે."

સર શાપુરજી એ પહેરવેશમાં, રહેણીકરણીમાં, આચાર વિચારમાં, ને બીજી દરેક બાબતમાં સોએ સો ટકા ચૂસ્ત જરથોસ્તી ધર્મનું પાલન કરનારા છે. એઓ સુધરેલા વિચારો ધરાવનારા છે. વિલાયત અનેકવાર ફરી આવેલા છે. ઘણાય અંગ્રેજ, યુરોપિયનો, અમેરિકનો મુસ્લિમો, હિન્દુઓ, ખ્રિસ્તીઓ એમના દિલોજાન દોસ્તો છે. છતાં એમનું પારસીપણુ આજે પણ આપણને આકર્ષે છે. એને એમણે જરાપણ મૂકયું નથી. ઉલટું એમનું ધાર્મિક વલણ મજબુત ને મક્કમ બનતું જાય છે. એઓ રાતદિવસ ધર્મની શી રીતે આબાદી થાય અને પારસીભાઇઓની શી રીતે સેવા કરી શકાય તેનાજ વિચારોમાં મશગુલ હોય છે. આજે આખી દુનીયામાં પારસીઓની સંખ્યા સવાલાખની આસપાસ હશે. તેજ બતાવે છે કે પારસી પોતાની શક્તિનું માપ પોતાની સંખ્યા પરથી નથી કાઢતો, પણ પોતાના ઉમદા કામોથી કાઢે છે. તેથીજ આજે દુનીયામાં તમે ગમે ત્યાં જાઓ ત્યાં પારસીઓ તરફ બધા માનથી ને પ્રેમની નજરથી જોતા હશે. પારસી સમાજ વિષે સર શાપુરજીના કડક છતાં ચોક્કસ વિચારો છે અને એઓ પોતાના એ વિચારો

નિખાલસતાથી જણાવતાં જરાય અચકાતા નથી, આજનું પારસી સામાજીક જીવન એમને ઝાઝું આશાસ્પદ લાગતું નથી. એઓ જણાવે છે કે —

"આજના પારસીઓ જે રીતે જીંદગી ગુજારે છે તેથી મને સંતોષ નથી, કે ભવિષ્ય માટે આશા નથી.

"લગ્નની બાબત જ જુઓ. આજે આપણા પારસી જુવાનો જે પરકોમની સ્ત્રીઓ લઈ આવે છે તે ખાસ કરીને ઉંચી કોમની હોતી નથી, પણ હલકી કે તદ્દન સાધારણ કુટુંબની અને દરજ્જાની હોય છે. એવી સ્ત્રીઓ જોડે પરણવું તેના કરતા ન પરણવુ એ વધારે સારૂં છે.

"આજ કાલ આંતરલગ્નની જે વાતો ચાલે છે, એ પારસી કોમને માટે સારી નથી કારણ કે એથી પારસી કોમનું કલ્યાણ નહિ થાય, પણ એથી પારસી કોમ ઘણી નાની હોવાથી નાબુદ થઈ જશે. કારણ એ પછી આપણુ પારસીપણુ નહિ રહે ને આપણે બીજી કોમની જોડે એકાકાર થઈ જઇશુ એટલે આંતરકોમી તેમજ વર્ણાન્તર લગ્ન એ પારસી માટે સારા ન હોવાથી એ જાળમા પારસી ભાઇઓ ન ફસાય એવી મારી ઇચ્છા છે

"આજે પારસીઓમા કુંવારાપણાનો મોટો રોગ પેઠો છે.

પારસી યુવાનો ટૂંકા પગારને લીધે, ને પારસી સ્ત્રીનો ખર્ચો ખૂબ ભારે હોવાથી, પરણવાની વિરૂદ્ધ છે. ને આમ જુવાન છોકરાઓ કુંવારા રહેવાનું પસંદ કરે તો પારસી સ્ત્રીઓને પણ કુંવારા જ રહેવું પડે ને? અને આમ કુંવારા રહેવાનો રોગ ફેલાતો જાય તો પછી એનું પરિણામ પારસી સમાજ પર કેવું આવે? કોમની વસ્તી ઘણી ઓછી થતી જાય, કોમમાં અનીતિ પેસે ને કોમનું સમાજ જીવન નીચી પાયરીએ ધામ ધામે ઉતરતું જાય.

"પારસી યુવકોએ, કરકસર શીખવી જોઇએ. પોતાના મોજશોખ ઓછા કરી, સ્વદેશી વસ્તુનો ઉપયોગ કરી, સાદાઈ શીખી, લગ્ન જીવનનું સુખ ઇચ્છવું જોઇએ. અને લગ્ન કરી સુખેથી રહેવાની એની ખ્વાહેશ હોવી જોઇએ. એથી શરીરની અને મનની બન્નેની તંદુરસ્તી જળવાય છે. અને જીંદગીમાં કુદરતી ઇચ્છાને સંતોષવા ખોટાં ફાંફાં મારવાં ન પડે ને જીંદગીને બરબાદીને રસ્તે જતાં અટકાવી શકાય.

"જીંદગી ખર્ચાળ છે અને તેથી પારસી યુવાનો પરણવાની ના પાડે છે તે બરાબર નથી. કારણ કે એમ તો હમણાંના સંજોગો જોતાં મોંઘવારી તો દિવસે દિવસે વધતી જ જવાની. ને, કમાણીનાં સાધનો તો છે એટલાં જ રહેવાનાં. એટલે, એમ તો પરણવાની શક્તિ કોઈ દિવસ આવવાની જ નહિ.

આ જવાબદારી ટાળવાની ટેવ બહુ ખરાબ છે અને જેમ બને તેમ જલદી જવી જોઇએ ને, સાદાઇથી, કરકસરથી ઉદ્યોગ ધંધામા મન પરોવી કમાણીના સાધનો વધારી યુવાનોએ લગ્ન કરવા જોઇએ કારણ કે પરિણીત જીંદગીના જે લાભો છે, સુખી લગ્નજીવનનો જે આનંદ છે તે મેળવવા માટે એમણે મક્કમ બનવુ જોઇએ ને એદિશામા પ્રયત્નો કરવા જોઇએ

" આંતરજાતીય લગ્ન અને છૂટાછેડા એ બેનો હુ સખત વિરોધ કરુ છુ એથી આપણો સમાજ નીચો પડવાનો ને આપણી હસ્તી ભયમા આવી પડવાની એકવાર પરણ્યા પછી એક બીજાને નભાવી લેતા આવડવુ જોઇએ, સહન કરતા જાણવુ જોઇએ જરાજરામા છેડાઇ પડીને છૂટાછેડા માગવા એ સારા સ્ત્રીપુરુષોનુ લક્ષણ ન કહેવાય આ બન્ને ઉપર પૂરતો અંકુશ મૂકાવો જોઇએ, ને એ અટકે તે માટે પારસી સમાજે પૂરી તકેદારી રાખવી જોઇએ

" પારસી સ્ત્રીઓ ઉંચી કેળવણી લે છે તે આનંદની વાત છે, ને તેથી હુ ઘણો રાજી છુ પણ પોતાની કેળવણીનો લાભ એઓ પોતાની ગરીબ બ્હેનોને આપે એવી હુ ઇચ્છા રાખુ છુ, અને ભણીને પોતાની જવાબદારી વધારે સમજે અને સમાજની સેવા કરે એ પણ જરૂરનુ છે આપણી

સ્ત્રીઓ ભણીને અભિમાની બની જાય અને બીજા તરફ તુચ્છકારની દૃષ્ટિએ જોય એ ઇચ્છવા જોગ નથી સાચી કેળવણી આપણને સ્વાર્થી બનાવે એવી નહિ પણ સેવાભાવી અને નિસ્વાર્થી બનાવે એવી હોવી જોઈએ ”

પારસીઓની સામાજિક સ્થિતિ વિષે આમ સર શાપુરજીએ ઘણા ઉડા અને વિચારવાયોગ્ય વિચારો કર્યા છે ને પારસી કોમ વધુ ને વધુ આબાદ બને, ભાઇબધ કોમમા આગળ પડતુ સ્થાન લે, એની ઇજ્જત વધે, એ જોવા એઓ ગણ્જી છે ને, તેથી જ પોતાની કોમને વિષે અહુ કડવા શબ્દો બોલતા એઓ અચકાતા નથી કારણ કે એઓ માને છે કે કોમના હિતોને સારૂ એવા કડવા વચનો જરૂરી છે એઓ અત્યારની સ્થિતિથી નિરાશ બન્યા છે પણ માને છે કે એમની સલાહ પ્રમાણે પારસીઓ વર્તે, ને, નવી સ્થિતિ પ્રમાણે પોતાના જીવનમા ફેરફારો કરે, અગ્રેજોના રાજ્ય જાડે, જીદગીમા જે એ લોકોના ખોટા લક્ષણો ઘૂટયા હોય તેને ફગાવી દે, ને, હિદને વફાદાર રહી, હિદનુ હિત પોતાના દિલમા રાખે, ને દેશને આબાદ કરી, પોતાની કોમની આબાદી પારસીઓ ઇચ્છે ને બીજાઓ જોડે ભાઇબધભર્યું વર્તન રાખે, બધાનો ચાહ મેળવે, તથા બધા જોડે સલાહસપથી ને હળી મળીને રહે એવુ મધુર સ્વપ્ન જોવા માટે એઓ તલસે છે

આમ સર શાપુરજી પારસી કોમના સાચા હિતચિતક છે, કોમની ભલાઈ માટે રાતદિન મહેનત કરે છે અને એમને

જે સાચું લાગે તે નીડરતાથી, બેધડક રીતે વ્યક્ત કરે છે. નીડરતા એ એમનો પ્રધાન ગુણ છે. એઓ વિચાર પણ કરે છે ને એ વિચારને આચારમાં પણ મૂકે છે, એઓ સેવા કરી બતાવે છે ને પછી બીજા સેવા કરે એવી આશા રાખે છે. એઓ પોતાની જાતને કોમને માટે ઘસી નાંખે છે. એઓ કોમસેવા આગળ અંગત સુખનો વિચાર કરતા જ નથી. પોતાનું જે કંઇ છે તે કોમ માટે છે એમ સમજીને જ પોતાથી થઈ શકે તેટલું બધુ એઓ કોમને માટે કરે છે.

એમના વિચારો પરથી જણાશે કે નાનામાં નાની બાબત પણ એમના ધ્યાન બહાર જતી નથી. પારસી કોમનું હિત એમની જીંદગી જોડે જડાઈ ગયું છે. એઓ હરહમેશ પોતાની કોમની પ્રગતિનાં સ્વપ્ના સેવે છે, એટલું જ નહિં પણ પારસી કોમ પોતાની ભૂતકાલીન જહોજલાલી સજીવન કરે એમ ઇચ્છે છે.

પારસી કોમના જુવાનો એમના વિચારો તરફ ધ્યાન આપી, એના પર પૂરતો વિચાર કરી, તે પ્રમાણે વર્તી, એમની સલાહ લઇ, એમનુ દિલ જે કોમની દુર્દશા જોઇને ભડકે બળે છે, તેને પોતાનાં સારા આચરણોથી બૂઝાવે એવી ખ્વાહેશ આપણે રાખીયે.

*

## પ્રકરણ ૬ ઠ્ઠું

## મિ૦ શાપુરજીનું જાહેરજીવન

મિ૦ શાપુરજીએ જાહેરજીવનમાં ઘણો અગત્યનો ભાગ લીધો છે, એટલું જ નહિ, પણ ભાગ લઈને જાહેરજનતાનો સંતોષ થાય એવી મકબૂલિયતથી પોતાનું કાર્ય કરી બતાવ્યું છે એમણે જે જે કામ હાથ પર લીધું છે, તેમાં એમની પ્રામાણિકતા, ભલાઈ, ન્યાય કરવાની ઇચ્છા સારી રીતે દેખાઈ આવે છે આવા અનેક જાહેર કામોમાં એમણે અત્યાર સુધી ભાગ લીધો છે પણ તે બધા ઉપર તો વિસ્તારથી લખતાં તો મોટો ગ્રન્થ થાય એટલે અહિં એમના ખૂબ અગત્યના જાહેર કામો પર નજર નાખીએ.

ઇ સ ૧૯૨૬માં હિન્દમંત્રીની સંમતિથી હિન્દ સરકારે મુંબઈ બેક બે રેકલેમેશન યોજનાની પૂરેપૂરી તપાસ કરવા માટે એક સમિતિની નીમણૂક કરી એ સમિતિમાં નીચેના સભ્યો હતા

૧ સર ગ્રીનવુડ મીયર્સ, અલ્હાબાદ હાઈ કોર્ટના વડા ન્યાયાધીશ, પ્રમુખ

૨. સર એમ. વિશ્વેસરૈયા, કે. સી. આઇ. ઈ.

૩. સર ફ્રેડરિક થોમસ હોપકીન્સન, કે. બી. ઈ.

૪. સર શાપુરજી બીલીમોરીઆ, નાઇટ, એમ. બી. ઈ.

એ સમિતિને નીચેની બાબતોની તપાસ કરવાની હતી :

૧. એક બે યોજના કયા કારણોસર ને પરિસ્થિતિમાં જન્મી અને એ યોજના કેવી રીતે હાથ ધરવામાં આવી અને અમલમાં મૂકાઈ,

૨. એના ભવિષ્ય વિષેની સૂચનાઓ.

આ સમિતિની પહેલી સભા મુંબઈમાં ૩જી ઓગસ્ટ ૧૯૨૬ને રોજ મળેલી. એ ૨૧ દિવસ સુધી એટલે કે ૨૩મી ઓગસ્ટ સુધી ચાલી અને એ દરમ્યાન ૩૮ સાક્ષીઓની જુબાની લીધી. અને બધી જગ્યાઓ પર જાતે જઈ, નજરોનજર પરિસ્થિતિ જોઈ અને મુંબઇના તે વખતના હાકેમ સર જ્યોર્જ લોઇડની પણ તપાસ કરી.

મુંબઈમાં પોતાનું કામ ખતમ કરી, એ સમિતિએ પોતાની બીજી બેઠક લંડનમાં સપ્ટેમ્બર ૧૯૨૬ની ૧૭મી તારીખે ભરી અને ત્યાં ૧૯ સાક્ષીઓની જુબાની લેવામાં આવી. ને ૧૯૨૬ના નવેમ્બરની ૧૫મી તારીખે સમિતિની બેઠક ખલાસ થઇ.

આ સમિતિએ જે અહેવાલ રજૂ કર્યો છે, તે ઘણો લાંબો છે. પણ આ બાબત ઘણી જ અગત્યની હતી. એમાં કરોડો રૂપિયા

ગોકાયલા હતા અને જાહેર જનતા એ પૈસાનુ શુ કરવામા આવ્યુ તેનો જવાબ માગતી હતી, અને એ પૈસાના ગોટાળા માટે જવાબદાર હોય તેને સજા થાય એમ ઇચ્છતી હતી વળી, મહાન પદવીઓ ધરાવતા માણસોની આબરૂ જોખમમા હતી. અને એમની બધી જીદગીની શાખ પર પાણી ફરી વળે એવો મામલો હતો લોકો ખૂબ જ ઉશ્કેરાયલા હતા મુબઇમા મકાનોની તગી તો હતી જ લોકો સમિતિ પાસે એવી આશા રાખતા હતા, કે, એ ગુન્હેગારોની તપાસ કરી તેમને બરાબર પકડી પાડશે આવી સ્થિતિમા ને આવા તગ વાતાવરણમા, સમિતિએ બધી બાજૂની પૂરતી તપાસ કરી, પોતાની આગળ રજૂ થયેલી બધી હકીકતોને ધ્યાનમા લઇ વિગતથી, પોતાનો અહેવાલ મુદ્દાસર ને લોકોને પોતાના નિર્ણયો કયા ક્યા આધારો અને હકીકતોને જોરે લીધા તે જાણવાની તક મળે, તેથી અહેવાલ લાબો થયો એથી સમિતિના સભ્યોની સચ્ચાઇ ને પ્રમાણિકતાની જાહેર જનતાને ખાત્રી થાય, કારણ કે સમિતિ જે નિર્ણયો પર આવી હતી, તે નિર્ણયો એવા હતા કે જેથી જનતાને અસતોષ થાય ને અમનામા ગુસ્સાની લાગણી ફાટી નીકળે.

અહેવાલમા શરૂઆતમા તો, રેકલેમેશનનો ઇતિહાસ આપ્યો છે એમા જણાવ્યુ છે ક

> "શરૂઆતનો યત્ર વગેરેનો ખર્ચો એટલો બધો મોટો હતો કે, નના પાયા પર કામ કરવુ ઘણું જ મોઘુ

અને ખોટનું કામ થઈ પડે. કોઈ ખાનગી સંસ્થા એ કામ ઉપાડે તો જાહેર જનતાના લાભનું એ કામ હોવાથી મુંબઈ સરકાર એના નફામાંથી મોટા ભાગની રકમની માગણી કરે એ સાધારણ સમજી શકાય એવી વાત છે. ને એ યોજના સફળ થાય તો જે ખાનગી સંસ્થા એ કામ ઉપાડે તેને ઘણો જ મોટો નફો મળે એમ હતું. વળી, તે વખતની નાણાંની સ્થિતિ જોતાં હિન્દ સરકાર પોતે એ બધો ખર્ચો વેઠી શકે એમ હતું નહિ. પણ એ સાથે મુંબઈમાં જે મકાનોની તંગી હતી તેમાથી કંઈ રાહત મળે એટલા માટે એ કામ ઉપાડવું જરૂરી તો હતું જ. તેથી, હિન્દ સરકારે, વિલાયતમા હિન્દમંત્રીને એ કામની જરૂરીઆત સમજાવી.

"૧૯૧૨મા હિન્દ સરકારે દરિયો પૂરવાની બાબતમા એ વિષયમા જાણીતા નિષ્ણાત મિ. કીડની સલાહ લીધેલી ને એ બાબતની તપાસ કરવા મિ. કીડ ખાસ વિલાયતથી મુંબઈ આવેલા. ને મુંબઈમાં આવી તપાસ કરી દરિયો પૂરવાની યોજનાનો અંદાજ એમણે સરકારને આપેલો. પછી તો લડાઈ થઈ. ને, ૧૯૧૮મા જ્યારે એ લડાઈ પૂરી થઈ, ને, મુંબઇમા મકાનની તંગી વધવા લાગી, જમીનોના ભાવો વધવા લાગ્યા, ત્યારે

સરકારનું ધ્યાન કીડ યોજના તરફ દોરાયું. અને મુંબઈ સરકારે આ બાબતની હિન્દ સરકારને તાકીદ કરીને જણાવ્યું કે, મિ. કીડે જે અંદાજ આપેલો તેમા ફેરફાર કરવાની જરૂર પરિસ્થિતિ બદલાવાથી ઉભી થઇ હતી. તેથી કોઇ ખાસ જાણીતા માણસ પાસે એ યોજનાની ફેર તપાસ કરાવવી જોઇએ.

"૧૬મી નવેંબરે લોર્ડ લોઈડ મુંબઈનાં ગવર્નર તરીકે આવ્યા તે પહેલાં ઇન્ડીયા ઓફીસમાં એઓ હિન્દના સવાલોનો અભ્યાસ કરતા, ત્યારે એમને માલુમ પડયું કે હિન્દ મંત્રીને, હિન્દ સરકારને તેમજ મુંબઈ સરકારને વધારેમાં વધારે મૂંઝવનારો સવાલ મકાનોની મોટી તંગીનો છે. લોર્ડ વિલિંગ્ડને પણ એના જાહેર ભાષણોમાં આ બાબતને વિષે વારેવારે ભાર મૂકીને કહ્યું હતુ. એમણે જણાવ્યું હતું કે મુંબઈના જેટલી ઘીચ વસ્તીવાળું, ને, નાની અમસ્તી ખોલીમા માઇ ન શકે તેટલાં માણસો ભર્યા હોય, ને ગંદવાડ ને રોગ લાગી જાય એવી સ્થિતિ હોય, એવું દુનિયામાં ભાગ્યે જ કોઈ બીજુ શહેર હશે. આ સ્થિતિને લીધે નાના બચ્ચાઓમા મરણનું પ્રમાણ ૬૦ ટકા જેટલું હતું.

"આ ઉપરાત લોર્ડ લોઇડની નીમણુંક વખતે તે વખતના હિન્દ મંત્રી મિ. મોંટેગ્યુએ, બેક બેની

યોજનામાં જરા પણ ઢીલ ન કરતાં, એને તાબડતોબ હાથ પર લેવાની સૂચના આપી હતી. એમાં જરા પણ વિલંબ થાય તો એ ગુન્હો હતો એવું ચોકખે ચોકખું એમને જણાવાયું હતું તેના પૂરાવા સમિતિ આગળ રજુ થયા હતા.

" એમની જુબાનીમાં લોર્ડ લોઈડે જણાવ્યુ હતું કે મુંબઈના એકેએક ગંદા અને ધીચ લત્તામાં જાતે ફર્યા હોય તેવા એઓ એકલા જ ગવર્નર હતા. ને, એમણે, એક નાની સરખી ખોલીમાં ચાર ચાર કુટુંબો રહેતાં નજરો નજર જોયાં હતાં. એમાં ન આવે કોઈ દિવસ તડકો, ને અજવાળું, ને ચોમાસાના દિવસોમાં ભેજ તો જાણે મારૂં કામ. આવી ભયાનક સ્થિતિને એકદમ સુધારવી જોઈએ એ મારી પહેલી ફરજ હતી. મને એ બાબતની સૂચનાઓ ને હુકમો મળેલા. પહેલાંની સરકારે એક યા બીજે બ્હાને એ બાબતમાં કશું જ કર્યું નહોતું. એટલે મને લાગે છે કે મેં અને મારી સરકારે આ ભયાનક સ્થિતિમાથી શહેરીઓને બચાવવાને જે પગલા લીધાં તે ઘણાં જરૂરી હતાં. ને એ જો મેં ન કર્યું હોત તો હું મારી ફરજ ચૂકયો હોત'.

" આ બાબતની ગભીરતા મુંબઈ સરકારે હિન્દ સરકારને જણાવી એટલે હિન્દ સરકારે મુંબઈ

સરકારને, એ યોજના અંગેના ખર્ચનો અંદાજ કોઇ એ બાબતમાં જાણકાર હોય તેની પાસે કરાવીને મોકલવા જણાવ્યું. વળી, હિન્દ સરકારે એ પણ જણાવ્યું કે જે જાણકાર નીમાય તે એ બાબતમાં જેને કંઇપણ સ્વાર્થ હોય એવી કોઇ ખાનગી કંપની જોડે સંબંધ ધરાવતો હોવો ન જોઈએ, પણ સ્વતંત્ર હોવો જોઈએ. ને એ જાણકારની નીમણુંક હિન્દમંત્રીને હાથે થવી જોઈએ.

"આથી લોર્ડ લોઇડે, ચોમાસા પહેલાં પોતાને અનુકૂળ એવો કોઈપણ નિષ્ણાત મોકલવા જણાવ્યું, અને જો એ બની શકે તેમ ન હોય તો, 'મ્યુનીશન બોર્ડ'માં જેનું કામ પૂરૂં થવા આવ્યું હતું ને જેઓ હિન્દમાં જ હતા એવા સર જ્યોર્જ બુકાનનનું નામ સૂચવ્યું. આમ લોર્ડ લોઇડને કંઇ સર જ્યોર્જ બુકાનન જ જોઇતા હતા એવું કશું નહોતું પણ ત્યાંથી જલદી માણસ આવી શકે એમ ન હોય તો જ એને બદલે એમણે એમની મદદ મળી શકે છે એમ હિન્દ મંત્રીને ફકત જણાવેલું જ. લંડનમાં નિષ્ણાત મોકલવાની બાબતમાં ઘણી મુશ્કેલીઓ ઉભી થઇ. અને તેથી લોર્ડ લોઇડે આખરે નિરૂપાયે સર જ્યોર્જ બુકાનનની નીમણુંક કરી. ને જણાવ્યું કે દરિયો પૂરવા માટે જે યંત્રો જોઈએ, તેનો તે વખતની વધેલી કિંમત જોતાં, એ યોજના સફળ થયે,

ને એનો અંદાજે કેટલો ખર્ચો આવશે? ને લોર્ડ લોઇડે એમ પણ જણાવ્યું કે હિન્દમાં બધી ઝીણવટ ભરી તપાસ કરી સર જ્યોર્જ બુકાનનને વિલાયત જઇ આવા જળાશયો પૂરવાનાં કે બંધ બાંધવાનાં કામો જેમણે કર્યાં હોય તેની જોડે એ બાબત પર વિચાર ચલાવવો.

"આના જવાબમાં સર જ્યોર્જ બુકાનને જણાવ્યું કે દરિયો પૂરવામાં કંઇ મોટી ઇજનેરી મુશ્કેલી નહોતી. વળી, એમણે જણાવ્યું કે એઓ, આ જાતની દિવાલો બાંધનાર કેનેડા ને યુનાઇટેડ સ્ટેટ્સના બધા બાંધ બાંધનારને મળીને આ બાબતની ચર્ચા કરવા તૈયાર હતાં. પણ એમણે એ યોજનાને અમલમાં મૂકવા માટે ખર્ચનો અંદાજ આપવાની તે વખતની બજારની હાલત જોતાં અશકિત દર્શાવી.

"સર જ્યોર્જ બુકાનન ૧૯મી મે ૧૯૧૯ને દિને મુંબઇમાં આવ્યા. ને એમણે ૧૯૧૨નો મિ. કીડનો અહેવાલ ને એના બધા નકશાનો અભ્યાસ કર્યો. એક બે અહેવાલનો સ્વીકાર બુકાનને કર્યો તેથી પોતાને આનંદ થયો છે તે મુજબનો કાગળ જે લોર્ડ લોઇડે બુકાનનને લખેલો તે એમને ૨૧મી એને દિવસે મળ્યો. એમાં જણાવ્યું હતું કે એ યોજનાની સફળતાનો આધાર મોટા યંત્ર પર રહેલો છે. ને,

એ વાતનો સર જ્યોર્જ બુકાનને સ્વીકાર કર્યો ને જણાવ્યુ કે એવું મોટું યંત્ર મળે, તો જ કામ પાર પડે

"૨૫મી મેએ લોર્ડ લોઇડે બુકાનનને પત્ર લખ્યો તેમાં જણાવ્યુ કે, "હું જે છેવટનો અહેવાલ તમારી પાસે માગું છું તે જો તમારા વિલાયત જવાથી જલદી મળી શકતો હોય તો તમે જરૂર વિલાયત જજો. મારે તો જેમ બને તેમ જલદી એટલું જ જાણવું છે કે એક બે યોજના પાર પડે એવી છે કે કેમ? હમણાંના ભાવના વધારા જોતા એ યોજના હાથ ધરવી એ ડહાપણ ભર્યું છે કે કેમ? જો એ ઇચ્છવા જોગ ન હોય તો એ યોજનાને હું તાબડતોબ મૂકી દઈને અમારૂ ધ્યાન બીજી બાજુ દોરવાને માટે હુ તૈયાર છું. ને, જો એ યોજના હાથ ધરવા જેવી હોય તો એમા ખોટો વખત બગડે ને લબાયા કરે એમ હું ઇચ્છતો નથી." આ કાગળ બતાવે છે કે લોર્ડ લોઇડ કોઇ પણ વાતે બંધાયા ન હોતા એટલુ જ નહિ પણ એ યોજના જો ધોળો હાથી છે એમ લાગે તો એને છોડી દેવાની પણ એમણે પૂરેપૂરી તૈયારી બતાવી હતી. આ વાત સાચી હતી એમ સર જ્યોર્જ બુકાનને પણ પોતાની જુબાનીમા જણાવ્યુ હતુ. અને કહ્યુ હતું કે લોર્ડ લોઇડ જો બુકાનન એ યોજના વ્યવહારૂ નથી એમ કહે તો તાબડતોબ છોડી દેવા

તૈયાર હતા પણ એકવાર અભિપ્રાય આપ્યો પછી એઓ બીજા કોઈ નિષ્ણાતની સલાહને માનવા તૈયાર નહોતા

"ત્યારપછી સર જ્યોર્જ બુકાનનને, મિ ફ્રીડની યોજનાની ફેરતપાસ કરીને એ અમલમા મૂકવા જેવી છે કે કેમ તે જણાવવા કહ્યુ. અને ઇજનેરી નજરે એ યોજના કેવીક છે તે ઉપર અભિપ્રાય આપવા જણાવવામા આવ્યુ વળી, આખી યોજનાનો એક આખો કોન્ટ્રેક્ટ આપવો કે છૂટા છૂટા કોન્ટ્રેક્ટ આપવા, ને યોજના આખી હાથ ધરવી કે એનો અમુક ભાગ જ હાથ પર લેવો એ વધારે સલાહ ભરેલુ હતુ એ બધુ પણ બુકાનનને પૂછવામા આવેલુ સર જ્યોર્જ બુકાનનની પસદગી એટલા માટે થઈ હતી કે એ ઘણા વર્ષોનો અનુભવી ઈજનેર હતો ૧૯૧૩મા પૂરી થયેલી રગુન નદીની યોજનામા પણ એ જ હતો ૧૯૧૫મા એ મેસોપોટેમીયા ગયો હતો ને ત્યા બસરાના બદરને એણે ફરીથી બાધ્યુ હતુ વળી, હિન્દ સરકારે પણ એની તારીફ કરેલી અને મેસોપોટેમીયામા એની સલાહ, એની શકિત, અને વ્યવસ્થા માટે એને પ્રમાણપત્ર આપેલુ આ પરથી સાબિત થાય છે કે હિન્દ સરકાર સર જ્યોર્જ બુકાનનને માત્ર એક હોશિયાર ઇજનેર જ ગણતી નહોતી, પણ વ્યવસ્થાપક અને યોજના ઘડનાર

તરીકે પણ એની મહાન ગણના કરતી હતી.

"સર જ્યોર્જ બુકાનન ૧૯૧૯ના જુનમાં વિલાયત ગયા. ત્યાંથી એમણે બીજી કંપનીઓની સલાહ લઈ જણાવ્યું કે 'કાળુ' ને 'જંગા' નામના યંત્રો એ બેક બે યોજના માટે વધારે સારાં થઈ પડશે. પણ એ જ યંત્રો, મુંબઈ પોર્ટ ટ્રસ્ટે ૧૯૦૮ થી ૧૯૧૩ સુધી સીવરી રેકલેમેશન યોજનામાં વાપરેલાં અને તેમાં એ યંત્રો તદ્દન નિષ્ફળ નીવડયાં હતાં. સર જ્યોર્જ બુકાનને મુંબઈમાં જે તપાસ કરી તેને અંગે એને ખબર મળવી જોઇતી હતી કે એ યંત્રો મુંબઈ પોર્ટ ટ્રસ્ટને તદ્દન માથે પડયાં હતાં. મુંબઈ પોર્ટ ટ્રસ્ટ ને મુંબઈ સરકાર વચ્ચે આ યંત્રો વિષે કશી જ વાટાઘાટ ચાલી નહિ તેથી જ આમ બનવા પામ્યું એમ કહીએ તો એમાં કશું ખોટું નથી.

"એ યંત્રોની પરીક્ષા વિષે સર જ્યોર્જ બુકાનન લખે છે કે,

"આ દેશમાં હું એની પરીક્ષા કરી લઈશ એટલે ચાલશે. માત્ર એ યંત્ર ચાલશે એટલી તમારી બાંહેધરી મારે માટે પૂરતી છે." પણ એ જાતની બાંહેધરી એને કોઈપણ વખતે આપવામાં આવી જ નહોતી. વળી એ યંત્ર નરમ માટી કલાકના ૨૦૦૦ ચોરસ વાર ખોદી શકે એવું હતું.

"આ પછી ૧૪મી નવેંબરે સર જ્યોર્જ બુકાનન મુંબઈ

આવ્યા. અને લોર્ડ લોઇડના મહેમાન તરીકે રહ્યા. સર જ્યોર્જ બુકાનન કંઇ નવી યોજના ઘડતા નહોતા પણ મિ. કીડે તૈયાર કરેલી યોજના કેટલી વ્યવહારૂ છે તેની ઉપર પોતાનો જાણકાર તરીકેનો મત જ આપતા હતા.

"આ બાબતમાં વધારે અગત્યની હકીકત તો એ છે કે, એમાં એ વિષયની ખબર ન હોય તો પણ બધા કાગળીયા, દસ્તાવેજો, એનો બરાબર અભ્યાસ કરવાથી જ આ બાબતનો ચોક્કસ ખ્યાલ આવી શકે એમ છે.

"સર જ્યોર્જ બુકાનને જે જુબાની આપી, તે પરથી અમે એવા નિર્ણય પર આવીએ છીએ કે તેની બધી વાત કંઈ માનવા જેવી લાગતી નથી. એ બહુ જ નવાઈ ભર્યું લાગે છે કે નરમ માટી માટે લાવવામાં આવેલું યંત્ર સખત માટી માટે કામ લાગી શકે કે નહિ તેનો કોઈએ વિચાર જ ન કર્યો. એનો ખ્યાલ ન તો મુંબઈ સરકારને આવ્યો, કે, ન તો ઇજનેરને આવ્યો વળી, નરમ માટી માટેનું યંત્ર જો સખત માટી માટે વપરાય તો એથી કામ ઘણુ જ ધીમે થાય એ વિચાર પણ કેમ કોઈને ન આવ્યો એ આશ્ચર્ય ઉપજાવે એવું છે.

"બીજી એક અગત્યની બાબત એ હતી કે મિ.

કીડનો ૩૨૫ ૨૩ લાખ રૂપિયાનો અંદાજ મુંબઈ સરકારે ને હિન્દ સરકારે સ્વીકાર્યો. પણ મિ કીડનો અંદાજ તો લડાઈ પહેલાંનો હતો. વળી, લડાઈ પછી યંત્રની કિંમત ૨૭૫ ટકા જેટલી વધી ગઈ હતી અને મજૂરીના દર ૧૦૦ ટકા જેટલા વધી ગયા હતા. ત્યારે સર જ્યોર્જ બુકાનન મિ કીડના ૩૨૫.૨૩ લાખના અંદાજમાં થોડુંક જ ઉમેરી ૩૬૭.૬૧ લાખ રૂપિયામાં એટલે કે ફક્ત દશ ટકા વધારામાં કામ ઉકેલવા માગે તે શી રીતે બની શકશે તેનો પણ કોઈને ખ્યાલ જ ન આવ્યો એ બહુ હેરત ભર્યું છે.

“ પણ આ બધી બાબતનો ખરો ભેદ એ છે કે, મુંબઈ ને દિલ્હીના બધા સરકારી અમલદારો સર જ્યોર્જ બુકાનનના હાથમાં રમતા હતા. એટલે એનીજોડે ચર્ચા કરવા માટે કોઈની હિમત જ ચાલી નહિ આ રીતે જ્યારે બધી વસ્તુના ભાવ અઢી ગણા વધી ગયા હતા, ત્યારે સર જ્યોર્જ બુકાનનનો અદાજ મિ. કીડના અદાજથી અઢીગણો અથવા તો કઈ નહિ તો બે ગણો આવવો જોઈતો હતો. વળી, એક રૂપિયાના હુંડીયામણનો ભાવ જે ૧૯૧૨મા ૧ શિલિંગ ૪ પેન્સનો હતો, તે ભાવ ૧૯૧૯મા વધીને ૨ શિલિંગ થયો હતો. અને બધી વાત ધ્યાનમા લેતાં, સર જ્યોર્જ બુકાનનનો અદાજ જોઈએ

તે કરતાં ઘણો થોડો, હતો. પરંતુ, આ વિષે પૃછાયલા સવાલોના જવાબ આપવા સર જ્યોર્જ બુકાનન તૈયાર નહોતા.

"હિન્દ સરકારના જાહેર બાંધકામ ખાતાના મંત્રી સર સીડની ક્રુકશેંકે એમની જુબાનીમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે એઓ સર જ્યોર્જ બુકાનનની યોજનાની તરફેણમાં હોવા છતાં એઓ ઇચ્છતા હતા કે બીજા કોઈ જાણીતા નિષ્ણાતની એ બાબતમાં સલાહ લેવામાં આવે. વળી, એણે એમ પણ જણાવ્યું હતું કે, જો એના જ હાથમાં હોત તો એ બીજા નિષ્ણાતોની પૂરેપૂરી સલાહ લીધા વિના કામ ઉપાડત જ નહિં. પાછળથી એણે હિન્દ સરકારને સાફસાફ શબ્દોમાં જણાવી દીધું હતું કે, એ યંત્ર મુંબઈમા સારી રીતે કામ આપી શકશે તેની બાંહેધરી પહેલી લીધાં પછી જ કામની શરૂઆત કરવી જોઈએ. આમ છતા સર સીડની ક્રુકશેંકે એમની જુબાનીમાં કહ્યુ હતું કે, સર જ્યોર્જ બુકાનનનો અહેવાલ સ્વીકારવાની એમણે હિન્દ સરકારને ભલામણ કરી હતી ખરી પણ એ અહેવાલ જેટલી ઝીણવટથી તપાસાવો જોઈતો હતો તેટલી ઝીણવટથી એમણે તપાસ્યો નહોતો. સર સીડની ક્રુકશેંકે જો મિ. કીડનો અહેવાલ પૂરેપૂરો વાંચ્યો હોત તો એને

ખબર પડત કે મિ. કીડે જમીનને કઠણ તરીકે ઓળખાવેલી જ્યારે સર જ્યોર્જ બુકાનને જમીનને પોચી કહેલી, અને આ ફરક તરફ એણે ધ્યાન ન આપ્યું એટલું જ નહિં પણ નરમ માટી માટેના યંત્રનો જ ઓર્ડર આપવામાં આવ્યો હતો તેની પણ એને ખબર નહોતી.

"હિન્દ સરકારે સર જ્યોર્જ બુકાનનનો અહેવાલ પૂરેપૂરી રીતે સ્વીકાર્યો અને સર જ્યોર્જ બુકાનનનોજ ઇજિનેરી અભિપ્રાય સાચો હતો એવો ઠરાવ ગવર્નર જનરલની કાઉન્સિલે કર્યો. એ યોજના વિષે, આ કારણથી લોર્ડ લોઇડે સર જ્યોર્જ બુકાનન ઉપર પૂરેપૂરો ભરોસો રાખ્યો. સર જ્યોર્જ બુકાનનનો અભિપ્રાય એ છેવટનો હતો, ને, અનુભવીનો હતો, એમાં કંઇ પૂછવાપણું હોય જ નહિં એમ એમણે માની લીધું.

"આ બધી તપાસને અંતે એ કમીશન એ નિર્ણય પર આવેલું કે લોર્ડ લોઇડે પ્રામાણિકતાથી કામ કરેલું અને દરિયો પૂરવાના કામમાં જાણકાર તરીકે, અને, હિન્દ સરકારને સર જ્યોર્જ બુકાનનમાં પૂરેપૂરો વિશ્વાસ હોવાને લીધે એમણે પણ એનામાં પૂરો વિશ્વાસ રાખેલો. વળી, હિન્દ મંત્રીએ લોર્ડ લોઇડ હિન્દમાં મુંબઇના ગવર્નર તરીકે આવ્યા તે પહેલાં મુંબઇમાં ઘરોની જે તંગી હતી તે સુધારવા એક

બે યોજના હાથ ધરવા એમને ખાસ સૂચના આપી હતી એટલે તે મુજબ એમણે એ કામ ઉતાવળથી હાથ ધર્યું હોય તો એમા એમનો વાંક નથી. આમ છતાં બે બાબતો માટે લોર્ડ લોઈડના વર્તન માટે સમિતિએ ખેદ દર્શાવ્યો હતો. એક તો, મિ. ફીડના ૧૯૧૨ના અંદાજથી બધી જ ચીજના ભાવ અઢીથી પોણાત્રણ ગણા વધ્યા હોવા છતા સર જ્યોર્જ બુકાનનનો અંદાજ માત્ર દશ ટકા જ વધારે હતો, એ હકીકત તરફ લોર્ડ લોઈડનું ધ્યાન શાથી ન ગયું તે, અને બીજું, સર જ્યોર્જ બુકાનને જમીનને પોચી તરીકે ઓળખાવી હતી જ્યારે મી. સાઈમને એમના પત્રમાં જમીનને કઠણ તરીકે ઓળખાવી હતી એ તરફ પણ લોર્ડ લોઈડનું ધ્યાન ન ગયું તે. આ સિવાય એણે ખેલદીલીથી અને સાફ દાનતથી કામ કર્યું હતું.

"અહેવાલમા એ પણ જણાવવામા આવ્યું હતું કે સર જ્યોર્જ બુકાનનને જ્યારે મિ. ફીડના અંદાજમા ને એમના અંદાજમાં બધી કિંમત આટલી બધી વધી હોવા છતાં એમા માત્ર દશ ટકાનો જ વધારો શા માટે હતો એવા અનેક સવાલો ઉપરાઉપરી પૂછાતા એ સવાલોના જવાબ આપવાની સર જ્યોર્જ બુકાનને ચોકખી ના પાડી હતી.

"દિલ્હી સરકારે અને મુબઈ સરકારે શા માટે સર જ્યોર્જ બુકાનનના આંકડાઓ કબુલ રાખ્યા તે સમિતિને સમજાયું નહોતું. વળી મિ. કીડનો અંદાજ બરાબર હતો એમ મુંબઈ સરકારે સ્વીકારેલુ, તો પછી સર જ્યોર્જ બુકાનનનો અંદાજ ઘણો ઓછો હતો એ એમના ધ્યાનમાં શી રીતે નહિ આવ્યું હોય? મિ. કીડના અહેવાલમાં અને સર જ્યોર્જ બુકાનનના અહેવાલમાં માટીના નિર્ણય વિશે જે ફરક છે તે તરફ હિન્દ સરકાર તેમજ મુંબઇ સરકારનું ધ્યાન કેમ ન ગયુ અને ખાસ કરીને સર સીડની ક્રુક શેંકનું એ બીના દીલગીરી ઉપજાવે એવી છે.

"વળી, મિ. કીડનો અહેવાલ અને સર જ્યોર્જ બુકાનનનો અહેવાલ જેટલી કાળજીથી તપાસાવો જોઈતો હતો, અને એનો જેવો અભ્યાસ થવો જોઈતો હતો, તેવો ન તો મુંબઈ સરકારે કે ન તો હિન્દ સરકારે કર્યો કે ન તો એને ઝીણવટ પૂર્વક તપાસ્યો. આ ઉપરાંત સર જ્યોર્જ બુકાનને મુંબઇની પરિસ્થિતિની જેટલી કાળજીપૂર્વક તપાસ કરવી જોઈતી હતી તેટલી કાળજીપૂર્વક તપાસ કરી નહિ. વળી, મુંબઈ પોર્ટ ટ્રસ્ટમાં 'જીગા' અને 'કાળુ' યંત્રો તદ્દન નિષ્ફળ ગયાં હતાં, તે પણ સર જ્યોર્જ બુકાનને જણાવવું જોઈતું હતું. એટલે એણે યંત્ર ખરીદવામાં મોટી

ભૂલ કરી હતી. આ સિવાય દરિયાની બન્ને બાજુએ બંધ બાંધવા એ મોટી મૂર્ખાઈ હતી. જો કે એ બાટેની જવાબદારી મોટે ભાગે મુંબઈ સરકારની હતી છતાં યે સર જ્યોર્જ બુકાનને મુંબઈ સરકારને એમ ન કરવાની સલાહ તો આપવી જોઇતી હતી જ.

" મિ. મેઈક અને બુકાનનની કંપનીએ આ યોજના માટે ન તો કોઈ પણ જાતનો નકશો તૈયાર કર્યો કે ન તો કંઈ નિશ્ચિત કાર્યક્રમ ઘડયો.

" ૧૭મી માર્ચ ૧૯૨૧ને દિને હિન્દ મંત્રી અને મેસર્સ મેઈક અને બુકાનન વચ્ચે જે કરારો થયા તે કરારમાં ઘણી ગંભીર ભૂલો હતી..... .."

આ સમિતિના અહેવાલ પરથી સાબીત થશે કે સર શાપુરજીએ ખૂબ જહેમત ઉઠાવી, દરેકે દરેક ઝીણી બાબતની પૂરેપૂરી તપાસ કરી, જેટલા બને તેટલા માણસોની જુબાની લઈ ઉલટપાલટ તપાસ કરી, સાચી વાત બહાર આણી. અને બેક બેના ગોટાળા માટે કોણ કોણ કેટલે અંશે જવાબદાર હતું તે જાહેર કર્યું. એ આખો રિપોર્ટ લોકોમાં એટલા આનંદથી વધાવાયો નહિ તેનુ કારણ એ હતું કે લોકો તો એટલા બધા ગુસ્સે ભરાયા હતા, કે, એઓ લોર્ડ લોઈડ જ એ બધા ગોટાળા માટે જવાબદાર છે એમ માનતા હતા, અને આશા

રાખતા હતા, કે એ તપાસને પરિણામે લોર્ડ લોઇડને દોષિત ઠરાવવામાં આવશે. પણ રિપોર્ટમાં લોર્ડ લોઇડની જે અમુક બેદરકારીઓ હતી તે બતાવવામાં આવી હતી પણ એની સચ્ચાઈનો અને નિર્દોષતાનો પૂરાવો એ લોકો પાસે એટલો સબળ હતો, કે ગવર્નર નિર્દોષ છે એમ જનતાની ઇચ્છા વિરુધ્ધ સત્યને ખાતર સમિતિને જાહેર કરવું પડયું. આથી એ સમિતિએ લોકોનો ગુસ્સો વહોરી લીધો.

સમિતિના મંત્રી સર ઈયુએ કે ૨૦–૧–૧૯૨૭ના રોજ સર શાપુરજીને પત્રમાં જણાવ્યું હતું કે, " સરકારના સભ્યોને સમિતિના અહેવાલથી પૂરો સંતોષ થયો છે અને એ અહેવાલ ઘણો ઉત્તમ છે એમ અહિં બધાનું માનવું છે....એથી શંકાનું વાદળ દૂર થયું છે. રાષ્ટ્રિય છાપાંઓએ તો એ રિપોર્ટને ઢાંકપિછોડા તરીકેજ માન્યો છે. પણ હિન્દના ઉત્તમ છાપાંઓએ એ રિપોર્ટને સંતોષકારક ગણીને આવકાર આપ્યો છે. "

આ સમિતિના પ્રમુખ સર ગ્રીન્વુડ મેયર્સે સર શાપુરજીને એક અંગત પત્રમાં જણાવ્યું હતું કે :

> " ગંભીર અને ક્યારેક તીખી ભાષામાં અમે એક પછી એક સાચી હકીકતો રજુ કરી છે. અને કોણે કોણે પોતાની ફરજ અદા કરી નથી, કોણે કોણે પૂરતી કાળજી લીધી નથી, કોણે કોણે અગત્યની જરૂરી બાતમી છૂપાવી હતી, એ બધું જણાવ્યું છે.

" આ બધી ટીકાઓ, ઠપકા ભર્યા ઉલ્લેખો, પૂરા વાચવાને બદલે – જે ટાઇમ્સ વગેરે છાપાંઓએ ઘણા ગંભીર અને સખ્ત ગણ્યાં છે – એ લોકો પોતાની સત્તાનો ગેરઉપયોગ કરે છે. છાપાંઓએ તો એમે જેમના જેમના કાર્યની ટીકાઓ કરી છે કે અમારી સંમતિ દર્શાવી નથી તેને પ્રસિદ્ધિ આપવી જોઇએ.

" લોર્ડ લોઇડ અને મુંબઇ સરકાર સર જ્યોર્જ બુકાનનને નિષ્ણાત તરીકે ગણવામાં સાચા હતા. અને એના અભિપ્રાયો છેવટના છે એમ માનવાને પણ એ લોકો પાસે પૂરતાં કારણો હતાં. પણ એથી કામના દસ્તાવેજો કે જેમાં કોઈ જાણકારની જરૂર પડતી નથી એ વાંચવાની એમની જવાબદારી-માંથી એ લોકો છટકી શકે નહિં. જ્યારે તમારે નિષ્ણાતની જરૂર હોય ત્યારે તમારે સારામાં સારો માણસ મેળવવાની કોશીશ કરવી જોઇએ. જે વાતનો તમને અનુભવ કે જ્ઞાન ન હોય તે બાબતમાં નિષ્ણાતનો અભિપ્રાય છેવટનો ગણાય, પણ જેમા તમે તમારો પોતાનો અભિપ્રાય બાંધી શકો તેમાં તમારો અભિપ્રાય તમારે એને જણાવવો જોઇએ, અને, એ રીતે, લોર્ડ લોઇડ, મુંબઈ સરકાર અને હિન્દ સરકાર, નરમ માટી અને કઠણ માટી વચ્ચેનો ફેર, મિ કીડના અંદાજનો અને સર જ્યોર્જ બુકાનનના અંદાજનો ફેર જોઈ શકયા હોત

એમાં કંઇ ખાસ જ્ઞાનની જરૂર નહોતી. એ માટે સાચા ધંધાદારી તરીકે એમણે પોતાની આંખ ઉઘાડી ન રાખી અને આંધળો વિશ્વાસ મૂકયો તે માટે એમને અમે ઠપકાને પાત્ર ગણીએ છીએ. બાકી જો કોઇ રોગીને જાણીતા ડાકટરને સોંપ્યો હોય પછી એમાં દર્દીને કઇ થાય તો એની જવાબદારી ઘરના માણસો કરતાં ડાકટરની જ હોય છે. તેવી જ રીતે આ કામમાં લોર્ડ લોઇડનો સર જ્યોર્જ બુકાનન પર પૂરેપૂરો વિશ્વાસ, એ વિષયમાં એણે આગળ મોટાં કામો પણ કરેલાં એટલે પછી એના પર જ બધું છોડી દીધું હોય તેમાં લોર્ડ લોઇડને દોષિત ન ગણાય. કારણ જે બાબતમાં આપણે કંઇ જાણતા ન હોઇએ તેમાં તમે એ બાબતમાં બધી રીતે જાણતો માણસ શોધો, અને પછી એની સલાહ મુજબ વર્તો તેમાં કશું ખોટું નથી. પણ જેમાં તમે સમજી શકો અને તમારો પોતાનો સ્વતંત્ર અભિપ્રાય જેની પર બાંધી શકો એવી બાબતમાં તો તમારે ધ્યાન આપવું જોઈએ. અને એ ન આપ્યું એટલા પૂરતો લોર્ડ લોઇડનો વાંક સમિતિએ ગણ્યો છે."

આ સમિતિના અહેવાલ માટે સર હોમી મોદીએ જણાવ્યું હતું કે, "આ રિપોર્ટ એ તો ઢાંક પિછોડો છે ને આવી મોટી યોજનામાં જે મોટા ગોટાળા થયા તેને માટે જે

લોકો જવાબદાર હતા, તેમને ખુલ્લે ખુલ્લી રીતે ઉઘાડા પાડવાની જે આશા જનતા આ સમિતિના સભ્યો પાસે રાખતી હતી તેમાં એને તદ્દન નિરાશા ઉપજી છે."

આ રીતે જ્યારે એક બે તપાસ સમિતિનો અહેવાલ બહાર પડ્યો ત્યારે રાષ્ટ્રવાદી છાપાંઓમાં અને જાહેર જનતામાં ફક્ત નારાજી જ નહિ પણ ગુસ્સાની લાગણી પણ ભભૂકી ઉઠેલી. બધા માનતા હતા કે લોર્ડ લોઈડની બરાબર ઝાટકણી કાઢવામાં આવશે. એની બધી પોલો ખુલ્લે ખુલ્લી રીતે જાહેર કરવામાં આવશે. પણ અહેવાલમાં એમાંનું કશું જ જણાયું નહિ. એટલે બધા ગુસ્સે થયા, ખાસ કરીને દેશી ભાષાનાં છાપાંઓ અને વેપારી વર્ગ.

પણ સમિતિના સભ્યોએ તો કંઈ એવા પક્ષપાતથી કામ લેવાતું નહોતું. પણ એમની આગળ જે જુબાનીઓ આવે, જે દસ્તાવેજો રજૂ થાય, સાક્ષીઓની ઉલટપાલટ તપાસમાંથી જે મળી આવે તેના પરથી જ પોતાનો મત બાંધવાનો હતો. આ સમિતિમાં સર શાપુરજીએ ખૂબ જ મહત્વનો ભાગ ભજવ્યો હતો. એમણે સાક્ષીઓની ઉલટપાલટ તપાસ કરવામાં કશુ બાકી રાખ્યું નહોતું. કારણ એમને તો એમના ધંધાને અંગે આવું તો કેટલી ય વાર કરવું પડતું. એમણે પોતાની આગળ જે જે દસ્તાવેજો ને બીજાં કાગળીયાં રજૂ થયા તે બધાનો ખૂબ ઝીણવટથી અભ્યાસ કર્યો હતો. અને ઉલટપાલટ તપાસ કરતી વખતે પણ એઓ

આગળથી ખૂબ તૈયારી કરીને આવતા સર શાપુરજીએ એ સવાલોની સામાન્ય દૃષ્ટિએ તેમજ નાણાકીય દૃષ્ટિએ તપાસ કરી હતી

સાક્ષીઓની ઉલટપાલટ તપાસમા સર શાપુરજીનુ દુન્યવી જ્ઞાન, એમની નાણા વિષયક પ્રશ્નોની ઊંડી સમજ, કુનેહ, એમની વ્યવહારુ બુદ્ધિ, પોતાને જોઈતી હકીકતો સામા પાસેથી પેલાને ગૂંચવીને, ક્યારેક, એના પક્ષના હોય એમ વર્તીને, ક્યારે એની સમક્ષ બીજા આકડાઓ અને હકીકતો રજૂ કરીને એઓ મેળવી શકયા અને એમણે એક કુનેહબાજ ધારા શાસ્ત્રીની ગરજ સમિતિમા રહીને સારી

આ બધી તપાસ કરતા, બધાની જુબાનીઓ તપાસતા, બધા દસ્તાવેજો જોતા, સર શાપુરજીને લોર્ડ લોઈડનો વાક જણાયો નહિ લોર્ડ લોઈડે તો એના નિષ્ણાતમા પૂરેપૂરો વિશ્વાસ રાખ્યો હતો જો કે એ વિશ્વાસ એ આધળો વિશ્વાસ હતો અને એ વિષે તો અહેવાલમા બહુ સ્પષ્ટ શબ્દોમા સમિતિના સભ્યોએ લખ્યુ છે વળી, એણે જે આધળો વિશ્વાસ મૂક્યો તેને માટે લોર્ડ લોઈડને પણ ઓછુ ખમવુ પડયુ નથી જે બદનામી સહન કરવી પડી, તે કઈ ઓછી નહોતી વળી, લોર્ડ લોઈડે જે જુબાની આપી તેમા પણ એણે ક્યા ય ગલ્લા તલ્લા કર્યા નહોતા અને પોતાના બચાવમા ઘણા ય દસ્તાવેજો રજૂ કર્યા હતા એમા તો માત્ર બધુ આધળે બહેરૂ કૂટાયુ કોઈએ પૂરતુ ધ્યાન આપ્યુ નહિ સર જ્યોર્જ

બુકાનને બધાએ એનામાં મૂકેલા આંધળા વિશ્વાસનો દુરુપયોગ કર્યો. ને તેથી બેક બેનું નામ બધે જાહેર થયું. લોકો ઉશ્કેરાયલી સ્થિતિમાં હોવાથી, સમિતિના સભ્યોની મુશ્કેલી સમજી શકયા નહિ. અને લોકોએ જો અહેવાલ પૂરેપૂરો ઝીણવટથી વાંચવાની તસ્દી લીધી હોત તો તેઓ જોઇ શક્ત કે એમાં એ લોકો પોતાની આગળ જે કંઈ પૂરાવાઓ હોય તેનાથી વિરૂદ્ધ જઈ શકે નહિ. એઓ ત્યાં ન્યાય કરવા ગયા હતા, મજા કરવાના ઇરાદાથી નહિ એ જનતાએ ધ્યાનમાં રાખવું જોઈતું હતું.

આ અહેવાલના મોટા ભાગનું લખાણ સર શાપુરજીનું જ હતું. ફક્ત એમની ભાષામાં પ્રમુખે ફેરફાર કર્યો હતો. આ તપાસ ઘણો વખત ચાલી. પહેલાં મુંબઈમાં અને પછી વિલાયતમાં. મુંબઇમાં બધા જ અગત્યના સાક્ષીઓની જુબાની લેવામા આવી. વળી, તે વખતના જાહેરબાંધકામ ખાતાના પ્રધાન સર ચીમનલાલ સેતલવાડે પણ બેક બે યોજનાને ઘણી સરસ યોજના તરીકે ઓળખાવી હતી. આ પરથી સાબિત થશે કે સર જ્યોર્જ બુકાનને કેવા કેવા લોકોને ભ્રમમાં નાખ્યા હતા.

સર શાપુરજીએ તો સર જ્યોર્જ બુકાનનને મૂંઝવી નાંખે એવા સવાલો પૂછ્યા હતા. અને પરિણામે લંડનમાં તો એ મૂંઝવનારા સવાલોની ઝડીથી એ પરેશાન થઈ ગયો. ને લંડનના છાપાઓએ સર જ્યોર્જ બુકાનનને મૂંઝવવા માટે સર

શાપુરજી પર પ્રહારો કરવા માડયા એક જાણીતા છાપાએ લખ્યુ કે, " એક બે તપાસ સમિતિનો એક પક્ષપાતી હિન્દી સભ્ય આપણા દેશમા આવી અંગ્રેજને એની જ ભૂમિભાગમે તેવા સવાલો પૂછી તેની ફજેતી કરે છે " આ પરથી શાપુરજીએ સમિતિમા પોતાની સલામતીને અને પોતાની લંડનમા જાહેર એવી કીર્તિને ભોગે પણ જે કામ હાથપર લીધુ તે ગમે તે ભોગે કેવી રીતે પાર પાડયુ તે બતાવે છે ત્યાના અંગ્રેજોને શાપુરજીનુ વર્તન અને એમની સવાલ પૂછવાની રીત ઘણા ખુચ્યા. પણ એમની એટલી સખત તપાસણીને લીધે જ અહેવાલમા સાચી હકીકતો બહાર આવી શકી ગતદિવસ એમણે મહેનત કરી, હકીકતને ગોઠવી, સાચી હકીકતો મેળવી ને જ્યારે કામ પાકુ થયુ છે એવી એમને ખાત્રી થઈ ત્યારે જ એઓ જપ્યા. ને શાપુરજીએ બતાવી આપ્યુ કે એઓ ખાલી એક હોશીયાર નાણાશાસ્ત્રી, ઓડિટર કે એકાઉન્ટન્ટ જ નથી પણ કાબેલ વકીલ છે, વ્યવહારુ માનસશાસ્ત્રી છે, માનવની નિર્બળતા અને ભૂલોને સમજનાર, ચોરી પકડનાર ન્યાયાધીશ છે શાપુરજીના બધા સાથીઓ એમની પર ખૂબ ખૂશ હતા કારણકે શાપુરજીએ સમિતિનો લગભગ બધો ભાર પોતાને શિરે જ ઉપાડી લીધો એમ કહીએ તો એમા કશુ ખોટું નથી આ સમિતિને પરિણામે જ સર શાપુરજીને સર ગ્રીન્વુડ મેસર્સ જોડે મૈત્રી બધાઈ ને એ બે વચ્ચે વર્ષો સુધી મીઠા પત્રવ્યવહારનો સબધ રહ્યો

આ તપાસ દરમ્યાન સર શાપુરજીએ ઘણા નવા મિત્રો

કર્યો. વળી, હિન્દના ઇતિહાસમાં પહેલી જ વાર એક એકાઉન્ટન્ટને આવી અગત્યની અને જવાબદાર સમિતિમાં સભ્ય તરીકે નીમી હિન્દ સરકારે એકાઉન્ટસીના ધંધાને માન આપ્યું. આમ એકાઉન્ટસીના ધંધાને કેટલીયે રીતે ઉચ્ચ સ્થાન અપાવવાનું માન સર શાપુરજીને ફાળે જાય છે. આ કામની કદર કરતાં સરકારે એમને સરનો ખિતાબ આપ્યો, કે જે મેળવનાર એઓ પહેલા હિન્દી એકાઉન્ટન્ટ છે. આ તપાસમાં એમના છ મહિના ગયા. ખાસ જાહેર જનતાની સેવા કરવાનો આ મોકો હતો. તેથી જ પોતાની ધીકતી કમાણીને ભોગે સર શાપુરજી આ કામ આટલા રસથી કરવા તૈયાર થયા.

એ વર્ષોમાં એમની કમાણી ખૂબ ધીકતી હતી, સંખ્યાબંધ કંપનીઓ તરફથી એમને આમંત્રણ આવ્યા કરતાં હતાં. છતાં જાહેર કામને જ નજર આગળ રાખીને એમણે બીજાં બધાં કામો પડતાં મૂક્યાં. અંગત સ્વાર્થને ગણ્યો નહિ.

આ સમિતિના અહેવાલનો મોટામાં મોટો ગુણ એ હતો કે એમાં એક પણ વિરોધી સૂર ન હતો. એ અહેવાલમાં બધાની જ પૂરેપૂરી સંમતિ હતી. વળી, એમણે કરેલાં ઘણાંખરાં સૂચનો અમલમાં મૂકાયાં હતાં.

સર શાપુરજીએ જે સૂચના કરેલી ને જે સારી રીતે અમલમાં મૂકાઈ અને પળાઈ તેમાં મરીન ડ્રાઈવની યોજના

મુખ્ય છે. મરીન ડ્રાઈવિને આજે મુંબઈમાં એની અદ્યતન સ્થિતિમાં હયાતીમાં આણવા માટે સર શાપુરજી અભિમાન લઈ શકે, ને, મુંબઈમાં એ આલિશાન મકાનોમાં રહેતા, તેમજ, એ રસ્તે ફરતા દરેક આદમીએ સર શાપુરજીની આવી મહાન સગવડ કરી નાગરિક જીંદગી સુધારવા માટે કદર કરવી જોઈએ. બેક બે યોજનામાં મુંબઈ સરકારને જે એક કરોડ રૂપિયાની ખોટ ગઈ અને જાહેરજનતાનો રોષ ફાટી નીકળ્યો ત્યારે એવી ગંભીર વાતમાં સર શાપુરજી જેવો બીનસ્વાર્થી માણસ તપાસ કરે તે ઘણું યોગ્ય હતું. ને એ પોતાની જાહેર ફરજ એમણે બહુ જ પ્રામાણિકતાથી અદા કરી. ને ત્યારથી એમણે એમના જાહેર જીવનની શરૂઆત કરી એમ કહીએ તો ચાલે. આમ શરૂઆત જ એમણે ઘણા જવાબદારી તથા મુશ્કેલીભર્યાં કામથી કરી પણ એનાથી એમને ઘણો જ અનુભવ મળ્યો, ને, સાથે સાથે એમનામાં હિંમત આવી, કુનેહ આવી, જાહેર કામમાં કેવા કેવા ગોટાળાઓ થાય છે તે પૂરેપૂરી રીતે જાણવાનું મળ્યું. ને સરકારમાં એમની શાખ ને આબરૂ વધી. ને બીજી બાજુ પોતાની ધગશ, નીડરતા, એ બધું પૂરવાર કરવાનો મોકો મળ્યો. સર શાપુરજીની જીંદગીનું આ ઘણું જ ઉજળું પ્રકરણ છે. અને સંજોગો માણસને શી રીતે મદદ કરી શકે છે ને આગળ લાવે છે તે આ પ્રસંગ બતાવે છે.

સર શાપુરજીની કારકીર્દીનું બીજું પગથીયું, તો પારસી મેટ્રીમોનીયલ કોર્ટના સભ્ય તરીકેનું. એ કામ લેવાથી કોમની

થોડીઘણી સેવા કરવાનો લાભ મળશે એવી આશાથી એમણે એનો સ્વીકાર કરેલો પણ પોતાના જાત અનુભવથી એમને માલમ પડયું કે એ સંસ્થામાં રહેવાથી સેવા તો કશી થતી નથી, પણ ઉલટો વખત બરબાદ થાય છે. પારસી સમાજની ગંદી વાતો સાંભળવી પડે છે, ને પરિણામે આપણને દુઃખ થાય છે વળી, એમાં સેવા થઈ થઈ શકે એવું ન લાગવાથી એમનો રસ પણ ઉડી ગયો એટલે એમણે એમાંથી રાજીનામું આપ્યું. સર શાપુરજી કોઈ પણ સંસ્થા જોડે માત્ર નામને ખાતર સંબંધ રાખવા ઇચ્છતા નથી ફક્ત પોતાથી કાળજી પૂર્વક કામ થઈ શકે એમ હોય, પોતાના સમયનો ભોગ આપીને કોઈનું ભલું એઓ જો ખરેખર કરી શકતા હોય તો જ એઓ એ સંસ્થા જોડે સંબંધ ટકાવી રાખે નહિ તો નહિ. વળી, સર શાપુરજી છૂટાછેડાના રિવાજના જબરા વિરોધી રહ્યા એટલે પણ એમને આ સંસ્થામાં ફાવ્યું નહિ.

સર શાપુરજીનો જાહેર સંસ્થા જોડે ત્રીજો અગત્યનો સંબંધ તે ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર જોડે છે. એઓ એની મેનેજીંગ સમિતિના સભ્ય હતા તેમજ એના ઉપ-પ્રમુખ અને છેવટે પ્રમુખ પણ બન્યા હતા ને તે ઉપરાંત સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ કમિટીમાં એઓ ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બરના પ્રતિનિધિ હતા. વિલાયતના ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સના પણ એઓ એકવાર પ્રમુખ હતા. આમ સર શાપુરજીને ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર જોડે ઘણો જ ગાઢો સંબંધ હતો. પ્રમુખ તરીકે એ સંસ્થાની એમણે ઘણી જ સેવા કરી. પણ જ્યારે

એમને લાગ્યુ કે એ સંસ્થા વેપારી બાબતો કરતા રાજકીય બાબતને વધારે પડતી અગત્ય આપે છે, અને એ સંસ્થા વેપારી મટી રાજકીય બનવા લાગી છે ત્યારે એમણે એ સંસ્થા જોડેનો સંબંધ ઓછો કરી નાખ્યો. એઓ તો કોઈ પણ સંસ્થામા જોડાય તો માત્ર સેવાભાવનાથી અને જ્યારે એમને એમ લાગે કે અહિં સેવા થઈ શકે એમ નથી એટલે એઓ એક ઘડીભર પણ એ સંસ્થામા રહે નહિ

૧૯૧૪મા એમને ઑનરરી મેજીસ્ટ્રેટ, જે પી તરીકે નીમવામા આવ્યા અને એ હોદ્દાની રૂએ પણ એમણે જાહેરજનતાની પોતાથી બને તેટલી મદદ કરી, અને, અનેક દુખી લોકોની દુવા મેળવી

૧૯૧૭ થી ૧૯૧૮મા જ્યારે પહેલુ વિશ્વયુદ્ધ ચાલતુ હતું તે વખતે એમણે સરકારને લડાઈ માટેની લોન મેળવી આપવામાં જે મદદ કરેલી તે માટે એમને હિંદ સરકારે પ્રમાણપત્ર આપેલું અને તે ઉપરાત એમને એમ બી ઈ નો બહુ માનભરેલો ખિતાબ આપી એમના જ્વલંત કાર્યોની કદર કરી હતી કોઈ પણ કામ એમને ઉપયોગી લાગે ને જેમા પોતાની જરૂર છે એટલુ લાગે તો એઓ પોતાને કોઈ બોલાવે તેની રાહ જોતા નહિ પણ ઉલટા સામા મદદ આપવા જાય એવી એમની ધગશ છે જ્યારે જ્યારે એમણે પોતાથી બને એવી લોકોની કે સરકારની સેવા કરી છે, ત્યારે ત્યારે લોકોએ તેમજ સરકારે એમની સેવાની યોગ્ય કદર

કોઈને કોઈ રીતે કરી જ છે.

એક બે તપાસ સમિતિમાં એમણે કરેલી સેવા બદલ એમને નાઈટહૂડ આપવામાં આવ્યું હતું. ૧૯૩૪માં એઓ મુંબઈ ઈલાકા રાહત ફંડના સભ્ય નીમાયા. વળી, દિલ્હીમાં ડફરીન ફંડની કાઉન્સિલમાં મુંબઈ શાખાના પ્રતિનિધિ તરીકે એમને મોકલવામાં આવ્યા હતા ને ત્યાં એમની કિંમતી સલાહની ઘણી તારીફ કરવામાં આવી હતી.

૧૯૩૫માં એમણે જાહેર જનતાની ને સરકારની જૂદી જૂદી જાતની કરેલી સેવાઓ ધ્યાનમાં લઈ એમને સિલ્વર જ્યુબિલી ચાંદ તથા નામદાર શહેનશાહ છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણ પ્રસંગે રાજ્યારોહણ ચાંદ એનાયત કરવામાં આવ્યા હતા.

જ્યારે બીજું વિશ્વયુદ્ધ ૧૯૩૯માં શરુ થયું ત્યારે વૉર ગીફ્ટ્સ ફંડ જે સરકારે યુદ્ધ ચલાવવા જોઈતાં નાણાં ઉઘરાવવા શરુ કરેલું તેના એમને ખજાનચી નીમવામાં આવ્યા હતા. એમની મદદથી યુદ્ધના વખતમાં સરકારને ઠીક ઠીક નાણાં મળેલાં. વળી, એઓ વૉર ગીફ્ટ્સ ફંડ સમિતિના સભ્ય લડાઈ પૂરી થઈ ત્યાં સુધી રહ્યા.

સર શાપુરજી ૧૯૩૪-૩૫માં મુંબઈના શેરીફ તરીકેના માનવંતા ઓદ્ધા પર નીમાયા હતા. એ વર્ષમાં શેરીફ થવાનો પારસીનો વારો હતો. ઘણા નામાંકિત પારસીઓ એ પદ માટે પ્રયત્ન કરતા હતા. પણ બીજા બધા ઉમેદવારો કરતાં એમની

જાહેર સેવાને લીધે, એમણે સરકારને અવારનવાર કરેલી નાની મોટી મદદને લીધે, દરેક કામમાં એમણે બતાવેલી પ્રામાણિકતાને લીધે, સરકારે એમને જ એ માનવંતી જગ્યા માટે પસંદ કર્યા.

એઓ શેરીફ હતા, તે દરમ્યાન એમણે ઘણાં લોકોપયોગી કામો કર્યાં હતાં. એ વખતે જ દક્ષિણ આફ્રિકાના રંગભેદનો સવાલ ખૂબ ચર્ચાતો હતો. આ પ્રશ્ન એમને ઘણો અગત્યનો લાગ્યો એટલે પોતાના હોદ્દાની રૂએ એમણે મુંબઈના શહેરીઓની એક જાહેરસભા આ સવાલની ચર્ચા કરવા માટે બોલાવી. પણ મુંબઈ સરકારના મુખ્ય મંત્રીએ એ સભા બોલાવવાની બંધી કરી જણાવ્યું કે રાજકીય બાબતોમાં શેરીફ આગળ પડતો ભાગ લઈ ન શકે અને રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવા જાહેર સભા બોલાવી ન શકે.

સર શાપુરજીએ જોયુ કે સભા બંધ રાખવી એ જ ડહાપણ ભરેલુ હતું. તેથી સરકારની ઇચ્છાને માન આપી એમણે સભા બધ રાખી. એમને પોતાને પણ લાગેલું કે શેરીફનું કામ અમુક નિશ્ચિત જ હોય છે. એ હદની બહાર શેરીફથી જઈ શકાય નહિ. એટલે એ હદમાં રહીને જ પોતે સેવા બજાવવી જોઇએ એવું એમને લાગ્યુ તેથી એઓ એ બાબતમાં આગળ વધ્યા નહિ. અને પોતાથી બની શકે તેટલી અને તેવી સેવા એમણે બાહોશીથી બજાવી.

સર શાપુરજી શેરીફ હતા તે દરમ્યાન બે અગત્યના બનાવો બન્યાઃ તે

૧. નામદાર પાંચમા જ્યોર્જની સિલ્વર જ્યુબિલી

૨. નામદાર છઠ્ઠા જ્યોર્જનો રાજ્યાભિષેક.

આ બન્ને પ્રસંગો બહુ મોટા પાયાપર મુંબઇમાં ઉજવાયા હતા. ઘણા મેળાવડાઓમાં, ને ઘણી જાહેર સભાઓમાં સર શાપુરજીએ પ્રમુખસ્થાન લઈ સભાઓને શોભાવી હતી.

આમ સર શાપુરજીનું જાહેરજીવન પણ તરેહ તરેહનું છે. એમનું જાહેરજીવન એ જાતનું હોય છે કે જેમાં સરકારને પણ મદદ આપી શકાય અને લોકોની પણ સેવા થાય. આ એક પંથ ને દો કાજની એમની કાર્યરીતિ છે. ને તેથી જ એઓ એવી કાબેલિયત બતાવી આપે છે કે સરકાર ને જનતા બન્નેને સરખી રીતે એઓ ખૂશ રાખી શકે છે. બીજા ઘણા જાહેર સેવકોની જેમ એઓ સરકાર જોડે અથડામણમાં ઉતરતા નહિ. કારણ, એમને મૂળથી જ ઝઘડા પસંદ નહિ. એઓ શાંતિને ચાહનાર, ગંભીર આદમી છે. એટલે કોઇપણ જાતની ખટપટમાં પડ્યા વિના, કોઇને જરા પણ દુભવ્યા વિના, બધાને રાજી રાખીને કરી શકાય, એ જાતની જ જાહેરસેવા એમને પસંદ છે. સરકારને પણ મદદ કરવી ને લોકોને રચુ મદદ કરવી એ એમનો સિદ્ધાંત, પણ સરકાર વિરુદ્ધ લોકોને મદદ ન કરવી અથવા તો લોકો વિરુદ્ધ સરકારને મદદ ન આપવી એમાં એઓ માને છે. ને એમની એ માન્યતા પ્રમાણે એઓ વર્તે છે. અને તેથી જ એમની બાબતમાં બન્ને નારાજ થવાને બદલે બન્ને એમની તરફ રાજી રહ્યા છે

એ એમની એક મોટામાં મોટી ખુશનશીબી છે.

આ રીતે સર શાપુરજી જાહેરજીવનને શોધવા ગયા નથી, પણ જાહેરજીવનમાં પડવાની તક એમને પોતાની મેળે શોધતી આવી છે. કારણ એમના જેવા પરોપકારી, નિઃસ્વાર્થી, ભલા, કાબેલ ને બાહોશ માણુસ બીજે મળે કયાંથી? ને આવી તક આવતાં એઓ તરત એને ઝડપી લે છે.

સર શાપુરજીના જાહેર જીવનનું પ્રકરણ પૂરૂં કરીએ તે પહેલાં એમના નાના ભાઈ ડૉ. રૂસ્તમ બીલીમોરીઆ સંબંધી થોડી અગત્યની માહિતી આપવાની ખાસ અગત્ય છે. ડૉ. રૂસ્તમજી પણ મોટાભાઈની માફક સેવાભાવનાના રંગે રંગાયેલા છે. એઓ જાહેર સેવામાં ખૂબ રસ ધરાવે છે. ને એઓ એમના વડીલ બંધુની જેમ જ જાહેર સેવાના કામમાં તન મન ને ધન ખરચવામાં પાછું ફરીને જોતા નથી. ડૉ. રૂસ્તમજીએ પહેલાં ગરીબ દર્દીઓને હવાફેર તેમજ દવા થાય તે માટે પૂનામાં બેલ-એર-સેનેટોરીયમ, ટાટાઓએ રૂ. ૬૦૦૦ની લોન આપેલી તેમાંથી શરૂ કરેલું. તે વખતે શરૂઆતમાં તો ત્યાં ફક્ત દશ જ ખાટલા હતા. પણ એ સેનેટોરિયમ મારફત ભવિષ્યમાં અનેક ગરીબ ને નિરાધાર દરદીઓને રાહત આપવાનાં સ્વપ્નાં ડૉ. બીલીમોરીઆ સેવી રહ્યા હતા. એમની સચ્ચાઈ, એમની દયાભાવના, એ બધાંએ આજે એમનાં સ્વપ્નાં સાચાં પડયાં છે. થોડા જ વખતમાં સગવડ થતાં સેનેટોરીયમ પૂનાથી પંચગની ખસેડવામાં

આવ્યુ. ને આજે એ સેનેટોરીયમનો બધી કોમના ને બધી જાતના લગભગ બસો દર્દીઓ લાભ લઈ રહ્યા છે. આજે જે દર્દીઓ એમાં લાભ લઈને સાજા થઈને પાછા ગયા છે તેમના તરફથી ને બીજા ઉદાર સખાવતીઓ તરફથી બધું મળીને રૂપીયા ૧૫ લાખનું દાન સેનેટોરીયમ માટે ડૉ. બીલીમોરીઆ મેળવી શકયા છે. અને એનું ધર્માદા ટ્રસ્ટ કર્યું છે. વળી, એ સેનેટોરીયમની જે આસપાસની ૩૦ એકર જમીન સર દોરાબજી ટાટાના ટ્રસ્ટીઓએ ડૉ. બીલીમોરીઆને ભેટ આપી છે તે જમીનની કિંમત લગભગ રૂપિયા પચાસ હજારની થાય છે. વળી, સેનેટોરીયમની ઉપયોગિતા તથા ડૉકટરનું સેવાભાવી કામ જોઈને એમના એક દર્દી કરાંચીવાળા મિ. ફકીરજી કાવસજી એટલા બધા ખૂશ થઈ ગયા કે એમણે રૂ. ૧,૫૦,૦૦૦ એકસ–રે નું મશીન લેવા સેનેટોરીયમને દાનમાં આપ્યા. આ સંસ્થા માટે ૯૫ ટકા દાન પારસીઓ તરફથી થયેલું હોવા છતાં એનો લાભ દરેક કોમના માણસોને કશો પણ ભેદભાવ રાખ્યા વિના આપવામાં આવે છે. એમાં ખાસ કરીને સાજા થયા પછી કઈ જાતની સારવાર કરવી જોઈએ, અને શરીરની સંભાળ રાખવી જોઈએ એની પર ખૂબ ધ્યાન આપવામાં આવે છે, કે જેથી સેનેટોરીયમ છોડીને ગયા પછી દર્દીઓ પોતાની જાતની સંભાળ રાખી શકે. એ ઉપરાંત દર્દીઓને, કંટાળો ન આવે, તે માટે, ત્યાં એક સારી જેવી લાયબ્રેરિ પણ રાખવામા આવી છે.

એ સંસ્થામાં, સર લેસ્લિ વિલ્સનથી માંડીને સર જોન

કોલ્વિલ સુધી મુંબઈના એકેએક ગવર્નર આવી ગયા છે, ને એ સેનેટોરીયમની બહુ ઉમદા શબ્દોમાં તારીફ કરી ગયા છે. આ ઉપરાંત, સર ધનજીશા કૂપર, સર નેસ વાડીયા તથા મુંબઈ સરકારના આરોગ્ય ખાતાંના પ્રધાન ડૉ. ગિલ્ડર જેવા નામાંકિત પુરૂષોએ પણ એ સંસ્થાને પોતાની હાજરીનો લાભ આપ્યો છે.

આ સંસ્થાના સંસ્થાપક અને સંચાલક ડૉ. રૂસ્તમજી બીલીમોરીઆ એ માનવજાતિના મૂંગા સેવક છે. એમણે ઘણી ઉંચી તબીબી કેળવણી લીધેલી છે. એઓ મુંબઈ યુનિવર્સિટીના એમ્. ડી. છે અને ૧૯૦૭માં વાઢકાપના વિષયમાં એમણે સોનાનો ચાંદ મેળવ્યો હતો. મીડવાઇફરીના વિષયમા એમને ઇનામ મળ્યુ હતું તેમજ એનેટોમીના વિષયમાં પણ ગ્રે મેડલ મળ્યો હતો. એમની પરિક્ષાના જવાબપત્રો એટલાં ઉત્તમ હતાં કે મુંબઈ યુનિવર્સિટીએ હજુ સુધી તે સાચવી રાખ્યાં છે એમ કહેવાય છે. ૧૯૦૭થી એઓ ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં બેકટીરીઓલોજીના પ્રોફેસર હતા. ૧૯૧૦ થી ૧૯૧૩ સુધી એમણે ગ્રાન્ટ મેડીકલ કોલેજમા લોર્ડ રિ પ્રોફેસર તરીકે કામ કર્યું હતું. સિવાય, તેઓ પારસી જનરલ હોસ્પિટલમાં, ઓનરરિ ડોકટર તરીકે જતા. ને અવારનવાર દેવલાલી મધ્યેની ડૉ. બહાદુરજી સેનેટોરીયમને પણ પોતાની હાજરીનો લાભ આપતા. વળી, ગોકળદાસ તેજપાલ હોસ્પિટલમાં પણ એઓ જતા હતા. મુંબઈ યુનિવર્સિટીની ઉંચી તબીબી પરિક્ષાઓમાં એઓ ઘણા વખત સુધી પરીક્ષક નીમાયા હતા. ને એમણે

જહેમત ઉઠાવીને, પંચગનીમાં ઉપર જેને વિષે વાત કરી છે તે બેલ-એર-સેનેટોરિયમ સ્થાપ્યું, વિકસાવ્યુ અને લોકપ્રિય કર્યું. ઇ. સ. ૧૯૩૯માં એમને 'કેસરે-હિંદ'નો સોનાનો ચાંદ મળ્યો.

ડૉ. રૂસ્તમજી ઘણા બાહોશ હોવા છતાં શરમાળ, જાહેરાતથી ભડકનાર અને મૂંગી પણ નક્કર જનસેવા કરવામાં માનનારાઓમાંના એક છે. ખુશામત અને જાહેરાત એમને એમના વડિલ બંધુની માફક જરા પણ ગમતી નથી. એઓ દર પખવાડિયે પંચગની સેનેટોરીયમની મુલાકાત લે છે. અગાઉ એઓ એની મુલાકાત દર અઠવાડિયે લેતા પણ હવે ત્યાંનો સ્ટાફ બાહોશ અને સેવાભાવી હોવાથી એઓ દર પખવાડિયે ત્યાં જાય છે અને મુંબઈમાં ગ્રાન્ટરોડ મધ્યે જનરલ કન્સલ્ટન્ટ તરીકે પ્રેકટીસ કરે છે. સેનેટોરિયમનો લાભ લેનાર દર્દીઓને એઓ મુંબઇમા જ તપાસે છે ને પછી એઓને પંચગની ખસેડવામાં આવે છે.

સર શાપુરજી પોતાના આવા સેવાભાવી ભાઈને માટે ઘણું અભિમાન ધરાવે છે. ને એમના ભાઈની યોજનાઓ સાંગોપાગ પાર પડે તે માટે બધી ય સગવડ એઓ કરી આપે છે. આ સેનેટોરીયમના એઓ પહેલેથી જ ટ્રસ્ટી છે, એટલું જ નહિ પણ, ડૉ. રૂસ્તમજી સ્વભાવે શરમાળ, શાંત અને વિનમ્ર હોવાથી, સર શાપુરજી એને માટે નાણાં લાવવામાં, ગવર્નરો વગેરેની મુલાકાત ગોઠવવામાં તથા સેનેટોરીયમની

અગત્ય અને ઉપયોગિતા મુંબઈના ધનવાન ને દાન આપવા ઈચ્છતા લોકોને સમજાવીને કહે છે. સર શાપુરજી સેવાની આવી મોનેરી તક જતી કરે એવા નથી. એટલે એમણે આ તકને ઝડપી લીધી ને એને સફળ બનાવવા, બધી જ જહેમત ઉઠાવી. આજે કેટલાય ક્ષયરોગના દર્દીઓ એનો લાભ લઈ રહ્યા છે. ને તે બધાની દુવા ડૉ. રૂસ્તમજી ને સર શાપુરજીની સહીયારી મહેનત ને સેવાભાવનાને જાય છે. માત્ર ડૉ. રૂસ્તમજી જ નહિ પણ એમના સુશિક્ષિત અને સંસ્કારી મોહોરદાર ગુલીસ્તાન બીલીમોરીઆ કે જેઓ જાણીતાં કેળવણીકાર છે, સામાજિક કાર્યકર્તા છે, લેખિકા છે, ને સંગીતનાં જાણકાર છે, તેઓ પણ પોતાની બીજી બધી પ્રવૃત્તિઓના જેટલો જ આ સેનેટોરીયમમાં પણ રસ લે છે. ને સેનેટોરીયમે આજે જે સેવા કરી છે, જે દર્દીઓને રાહત આપી છે તેમાં એમનો ફાળો પણ નોંધવા જેવો છે. તે ઉપરાંત ડૉ. રૂસ્તમજીની પહેલી ધણીયાણીના દીકરા ડૉ. બોમી બીલીમોરીયા, કે જેઓ એફ. આર. સી. એસ. છે તેઓ પણ પિતાની આ પ્રવૃત્તિમાં ઉંડો રસ લઈ રહ્યા છે, ને પોતાનાથી બનતી સેવા કરીને બાપનું નામ દીપાવે છે. આ રીતે સર શાપુરજીનું આખું કુટુંબ સેવાભાવી છે, ને, એઓ એ કામમાં જ રાત દિવસ ગૂંથાયલા રહે છે.

સર શાપુરજી હિંદના એક મહાન રોટેરિઅન છે. એઓ આજ વર્ષોથી રોટરી સંસ્થાના એક આગેવાન સભ્ય છે અને એ સંસ્થામાં એમણે ઘણા અગત્યના તેમજ મહત્વના

હોદ્દાઓ ભોગવ્યા છે એટલું જ નહિ પણ એ સંસ્થા દ્વારા એમણે ઘણું સંગીન, સક્રિય અને સદ્ધર પરમાર્થી તેમજ સામાજીક કામ કર્યું છે. રોટરી સંસ્થાનો ઉદ્દેશ માણસોમાં ભાઇચારો પેદા કરવાનો, દેશ દેશના લોકો વચ્ચે એક જાતનું પોતાપણું ઉપજે એ માટે પ્રયત્ન કરવાનો, દુનિયામાં શાંતિ પેદા થાય, એક બીજા વચ્ચે ગેરસમજુતી ઉભી ન થાય તે માટે પ્રયત્ન કરવાનો છે. આ ઉપરાંત રોટરી સંસ્થાના દરેક સભ્યે પોતાના ધંધામાં ને જીવનમાં સેવાભાવના ઉતારવાની હોય છે. આ સસ્થામાં જાણીતા ધંધાના ચૂનંદા પ્રતિનિધિઓ જ સભ્ય થઈ શકે છે. એની કારોબારી સમિતિ ૧૪ સભ્યોની બનેલી હોય છે. આ કારોબારી સમિતિના સભ્યો આખી દુનિયામાંથી ચૂંટાય છે. ૧૨ સભ્યો ચૂંટાય ને બે સભ્યોને પ્રમુખ નીમે. એ ૧૨ માંથી પાંચ યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા તરફથી, ૧ કેનેડા ને ન્યુફાઉન્ડલેન્ડ તરફથી, ૧ બ્રિટિશ ટાપુઓ ને આયર્લેન્ડ ને પાંચ બીજી જગ્યાએથી. આ પરથી જણાશે કે આ સસ્થા દુનિયા ભરમાં ફેલાઈ છે, એટલું જ નહિ પણ એના સભ્યો પણ કોઇક જ બની શકે છે. વર્ષોની સેવા હોય તો જ, એના સભ્ય થવાનું સદ્ભાગ્ય મળે છે. સર શાપુરજી પોતાની સેવાભાવનાથી, એમણે જે રીતે પોતાની ગરીબો તરફની હમદર્દી જૂદી જૂદી દિશામાં દેખાડી તે ઉપરથી એમની સેવાની કદર રોટરી સંસ્થા તરફથી થઈ એટલું જ નહિ પણ એક હિંદીને મળે તેટલો ઉંચામાં ઉંચો હોદ્દો એમને એ સંસ્થામાં મળ્યો અને એ હોદ્દો એમની કશી ય જાણ વગર,

કશી ય પહેલેથી તૈયારી કર્યા વગર મળેલો. ૧૯૩૬-૩૭ માં એઓ રોટરી સંસ્થાના પ્રમુખ હતા. હિંદમા ભરાયેલી જુદી જુદી રોટરી પરિષદમા એમણે હાજરી આપેલી. ૧૯૩૯-૪૦મા એઓ રોટરી સંસ્થાના ડીસ્ટ્રીક્ટ ગવર્નર બનેલા ને તે દરમ્યાન હિન્દની અને સીલોનની કેટલી ય કલબની એમણે મુલાકાત લીધેલી. ૧૯૪૩-૪૪માં એઓ રોટરી ઈન્ટરનેશનલના ડાયરેકટર હતા. આ માન મેળવનાર એઓ પહેલા જ હિન્દી હતા. ૧૯૪૬-૪૭માં સર શાપુરજી રોટરી ફાઉન્ડેશન ફેલોશીપના ચેરમેન બનેલા અને આ પ્રકારનું માન મેળવનાર એઓ પહેલા જ હિન્દી હતા. એ રીતે એમણે આવું ઉંચ પદ મેળવીને, આખી દુનિયામા હિન્દનુ માન વધાર્યું, ને હિન્દીઓ પણ માનને યોગ્ય છે, તે દુનિયા આગળ સાબીત કર્યું.

૧૯૩૯મા એઓ હિન્દના ડીસ્ટ્રીકટ ગવર્નર તરીકે રોટરી કન્વેન્શનમાં પ્રતિનિધિ તરીકે અમેરિકા ગયેલા ને ત્યાં એમણે ઘણી જ સારી છાપ પાડેલી, અને ઘણાઓએ એમની કામગીરીની તારીફ કરેલી. ૧૯૪૩-૪૪મા જ્યારે એઓ રોટરી ઈન્ટરનેશનલના ડાયરેકટર હતા ત્યારે અમેરિકાને બ્રિટન સિવાય દુનીયાના બીજા ભાગમાંથી ફકત પાંચ જ ડાયરેકટરો હતા ને તેમાંના શાપુરજી એક હતા. એ એમને એ સંસ્થામાં કેટલું માન છે, કેટલી એમની મોટી પદવી છે તે બતાવે છે.

રોટરી સંસ્થામાં દરેક ધંધામાંથી ફકત એક જ પ્રતિનિધિ

આવી શકે છે. તે બતાવે છે કે શાપુરજીનાં પોતાના ધંધામાં એમના ધંધાદારીઓને કેટલો વિશ્વાસ છે અને કેટલી લાગણી છે. કારોબારીના સભ્ય થયા તે વખતે એમણે એ સંસ્થાને વધારે જાણીતી કરવાને, વધારે સેવાભાવી ને માતબર કરવાને જે પ્રયત્નો કરેલા તે તો એ સંસ્થાના ઈતિહાસમાં હમેશને માટે સોનાના અક્ષરે લખાયલા રહેશે જ.

આ સંસ્થા સાથેના સંબંધથી સર શાપુરજીને દેશ પરદેશમાં ઘણા મિત્રો થયા. ને એમના મળતાવડાને હેતાળ સ્વભાવથી, એ મૈત્રી આજ સુધી ટકી રહી છે. એ સંસ્થાને લીધે જ એમની ભાઈચારાની ભાવના, વધારે મજબુત બની. એઓની નજર જરા લાંબી બની, ને જૂદા જૂદા લોકોની સાથે સંબંધમાં આવવાથી એમની નજર દુનિયાના એક છેડાથી બીજા સુધી પહોંચી.

સર શાપુરજીની જાહેરસેવામાં બીજી જાણીતી કામગીરી તે ફ્રીમેશનરી છે. એ સંસ્થામાં કોઈ પણ હિન્દીને જે ઉચું માન મળી શકે તે એમણે મેળવ્યું છે. એ સસ્થા જગતભરમાં તેમંજ આખા હિન્દભરમાં ઘણી જાણીતી અને ઉપયોગી સેવાભાવી સંસ્થા છે. એ સંસ્થાના સભ્યોને કોઈ પણ જાતિ કે કોમના ભેદભાવ વગર મુશ્કેલીમાં હોય, તેવા દરેકને સંસ્થાના ફંડમાંથી મદદ આપવામાં આવે છે. એ સંસ્થા કોમ કોમની વચ્ચે પ્રેમની લાગણી પેદા કરવામાં, ને, કોઈ પણ જાતના ઉચનીચ ભાવને નાબુદ કરવા માટે પ્રયત્ન કરે છે. અને બધા એક સાથે મળીને, વિચારોની આપ લે કરી શકે, તે માટે

વાતાવરણ પેદા કરે છે. આ સંસ્થાની હિન્દમાં, ઈરાનમાં ને અફ્ઘાનિસ્તાનમાં ઘણી શાખાઓ છે. એક મુખ્ય સંસ્થા હોય છે અને બીજી બધી શાખાઓ હોય છે. દરેક શાળાનો સંચાલક હોય છે. અને આખી સંસ્થાનો વડો સંચાલક હોય છે. એમા હોદ્દાઓ ધીમે ધીમે, પ્રથમ પગથિયેથી ચઢતાં ચઢતાં પ્રાપ્ત કરી શકાય છે. અને સર શાપુરજી પોતાની કામગીરીથી, ખંતથી, નિઃસ્વાર્થ સેવાભાવનાથી, ભવ્ય ભાઈચારાની લાગણીથી, ને દુઃખીયાની મદદે જવાની એમની ઇચ્છાથી, આ સંસ્થાની ઉંચામાં ઉંચી પદવીએ પહોચ્યા છે.

મેમ્બર તરીકે સર શાપુરજીએ શરૂઆત ' લોજ ઝોરેસ્ટર ' થી કરેલી. પછી એઓ ' લોજ ઝોરેસ્ટર 'ના રાઈટ વરશીપફુલ માસ્ટર બન્યા. પછીથી એઓ ' લોજ ઇમ્પીરીઅલ બ્રધરહુડ ' ના રાઈટ વરશીપફુલ માસ્ટર બન્યા. સર શાપુરજી ' લોજ જસ્ટિસ અને પીસ ' ના સંસ્થાપક હતા અને તેના પ્રથમ માસ્તર બન્યા. આજે એઓ ' લોજ જસ્ટિસ અને પીસ ' ના ઑનરરિ સભ્ય છે. સિવાય સર શાપુરજી ' રોયલ આર્ચ ચેપ્ટર્સ માઉન્ટ એબેરૂઝ એન્ડ ઝોરેસ્ટર ' ના પહેલા પ્રિન્સિપાલ હતા. તે ઉપરાંત એઓ ' ઓલ સ્કોટિશ ફ્રીમેશનરી ઈન ઇંડિઆ ' ના ડેપ્યુટી ગ્રાન્ડ માસ્ટર છે અને નજદીકના ભવિષ્યમાં એ સંસ્થાના ગ્રાન્ડ માસ્ટર થાય અને એ સંસ્થામા સૌથી ઉંચું પદ મેળવવાને ભાગ્યશાળી થાય એમ આપણે ઇચ્છીએ છીએ. અને સર શાપુરજીની વર્ષોની નિઃસ્વાર્થ સેવા, એમની માનવતા, અને એમની

આંતરરાષ્ટ્રીયતાની કદર થશે જ થશે એમાં શક નથી. એ ઉપરાંત સર શાપુરજી 'રોયલ આર્ચ ફ્રીમેશનરી ઈન ઈન્ડિઆ' ના ગ્રાન્ડ સુપ્રીન્ટેન્ડન્ટ છે. આ પદવી ઉંચામાં ઉંચી છે. એ પદ પાંચ વર્ષ માટે છે. અને આ પ્રકારની એમની આ પદ માટેની ચૂંટણી આ ત્રીજી વારની છે. આમ સર શાપુરજી આ મહાન પદ માટે ત્રીજી વાર ચૂંટાયા એ એમની લોકપ્રિયતાનો ખ્યાલ આપવા બસ છે.

આ રીતે સર શાપુરજીએ ફક્ત હિંદુસ્તાનમાં જ નહિ પણ હિન્દની બહાર પણ સેવાભાવી તરીકે ખૂબ નામના મેળવી છે, તે આ બે સંસ્થાઓ જોડેના એમના સંબંધથી જણાશે. આ બે સંસ્થાઓએ, સર શાપુરજીની અનેકવિધ સેવાઓ, એમનું નમૂનેદાર ચારિત્ર્ય, એમની ઉદાર દૃષ્ટિ, વિગેરે ધ્યાનમાં લઈને એમને ઉંચામાં ઉચુ માન આપ્યું છે અને તે જ બતાવે છે કે, એમની સસ્થાઓને લોકપ્રિય અને જાણીતી બનાવવાની કળાની યોગ્ય કદર કરવામા આવી છે. એઓ એમની આટઆટલી પ્રવૃત્તિઓ છતાં, આ સંસ્થાઓમાં આટલો રસ લઈ શકે છે, એ એમની ધગશ, એમનો ગરીબો માટેનો પ્રેમ, પૂરવાર કરે છે. સાચા માણસની દુનિયા કદર કર્યા વગર રહેતી નથી, તેની એમના દાખલા પરથી આપણને ખાત્રી થાય છે.

★

## પ્રકરણ ૭ મું

## સર શાપુરજીનું કુટુંબજીવન

સર શાપુરજીની બહારની બધી પ્રવૃત્તિઓ જોઈને સાધારણ રીતે કોઈને પણ એમ થયા વિના નહિ રહે કે આ માણસનું કુટુંબજીવન કેવું હશે. કુટુંબસુખ માણવાનો ને ભોગવવાનો એમને વખત જ ક્યારે મળતો હશે? પણ આ જાતનો વિચાર શાપુરજીનું કુટુંબજીવન એકવાર પણ જેણે જોયું છે તેને કોઈ પણ વખત આવે જ નહિ. એમના કુટુંબજીવનમાં એમને જે સુખ, શાન્તિ ને, સંતોષ છે જે ખુદાની મહેર છે, એમની ધણીઆણી તરફથી લગ્નજીવનમાં જે આનંદ છે, તેને લીધે જ એઓ આટઆટલાં બહારનાં કામો કરી શકે છે. એમનાં બહારનાં કામો માટેની શક્તિ ઘરમાંથી, પોતાના કુટુંબમાંથી એમને મળે છે. એમને એમની બહારની જીંદગી જેટલી અગત્યની છે તેટલી જ કે બલ્કે તેથી વધારે અગત્યની એમની કુટુંબની જીંદગી છે. એમની મોટાઈ ત્યાં છે કેમ કે બહારના કામમાં એઓ ઘરને ને કુટુંબને જરા પણ ભૂલતા નથી. એમને કુટુંબમાં એટલો જ રસ છે અને કુટુંબના એકેએક માણસની સંભાળ ને કાળજી એઓ રાખે છે. એમના

ભાઈભાડુઓ પણ બધા સારી રીતે ગોઠવાયલા છે. એમના આસરામાં પણ બધા ઉપર ખુદાની મહેર ઉતરેલી છે, તેથી સંતોષ ને આનંદ છે. એમના સસરાનું કુટુંબ પણ પારગી કોમમાં ઘણું નામાંકિત છે.

એમણે એમના લગ્નજીવનની સીલ્વર જ્યુબિલી બહુ આદાઈથી ઉજવી હતી. એઓ માને છે કે આજે એઓ જે કંઈ ઉંચી જગ્યાએ પહોચ્યા છે, આજે એમણે જે માન ને આબરૂ મેળવ્યાં છે તે એમની ધણીઆણીને લીધે છે.

શાપુરજીના કુટુંબજીવન પર નજર નાખતા પહેલાં એમના રોજીંદા જીવન પર નજર નાખવાની જરૂર છે. શાપુરજી સવારના વ્હેલા ઉઠે છે. છ વાગ્યામા ઉઠી એઓ પહેલા રોજના અંગ્રેજી ગુજરાતી છાપાંઓ પર નજર ફેરવી જાય છે. એક જાહેર મનુષ્ય તરીકે એ કામ એમને માટે ઘણુ જરૂરી છે. એથી સેવા માટે કયાં ક્ષેત્ર છે તેની એમને જાણ થાય છે. છાપાંઓ વાચી એઓ એમના રોજનું સવારનું કામ પતાવી, નાહી ધોઈ પછી ખુદાની બંદગી ઘણી સાદી સીધી રીતે, કશા પણ ઠાઠમાઠ વગર, કશી ય ધાંધલ વગર, કરી લે છે. દરેક માણસે ખુદાની બંદગી કરીને, જેણે આપણી પર આટલો બધો ઉપકાર કર્યો છે, તેનો અહેશાન માનવો જોઈએ એમ એઓ માને છે, ને તે પ્રમાણે આચરણ કરે છે.

બંદગી પછી નાસ્તો કરીને લગભગ સાડાનવ વાગે એઓ ઑફિસે પહોચી જાય છે. લગભગ ત્રણસો સંસ્થાઓનું ઑડિટ

એમની ઓફિસે સંભાળવાનું એટલે કામ તો ભરચક રહે જ. પણ એથી એમની શાંતિ જરા પણ ઓછી થતી નથી.

ઓફીસે આવીને એઓ પહેલા ટપાલને જુએ છે. જાત-જાતના પત્રો આવે છે, સંખ્યાબંધ સંસ્થાઓનું ઓડીટ હોય, આટઆટલી ધર્માદા સંસ્થાઓ જોડે નિકટનો સંબંધ હોય, સરકાર કંઇ સલાહ માંગતી હોય, કેટલાય એમની દોરવણી માગતા હોય, રોટરીને ફ્રીમેશનની સંસ્થાઓ સંબંધે કાગળો આવ્યા હોય, બીજા સગાંવ્હાલાંના ને મિત્રોના પત્રો હોય, દેશપરદેશથી ધંધા અંગે તથા દોસ્તીને અંગેના પત્રો આવ્યા હોય, તે બધા જ એઓ જાતે જોઈ જાય છે. પહેલવહેલાં એઓ ધંધાને લગતા બધા કાગળો જોઇને, પોતાના મદદની-શોને એ પત્રોની વિગતો વિષે સૂચના આપી, કોને કેવા જવાબો આપવા તે જણાવી દે છે.

ત્યારબાદ અસીલોના ને બીજા અંગત પત્રો એઓ ઝીણવટ-થી જોઈ જાય છે. ને, દરેકને સંતોષ થાય, દરેકને સાચી સલાહ આપવાથી દુવા મળે ને કોઈનું પણ ભલું થતું હોય તો કરવું એ સિધ્ધાંતને ધ્યાનમાં રાખીને એઓ જવાબો આપે છે. એમના કાગળોની ખાસીયત એ છે કે દરેક કાગળોની હકીકતો બધી તરફથી વિચાર કરીને, એઓ જરાપણ લાગણીમાં તણાયા વગર, પોતાનો પ્રામાણિક અભિપ્રાય જરા પણ ગભરાયા વિના કે, જરા પણ સંકોચ રાખ્યા વિના ખૂલ્લે ખુલ્લા શબ્દોમાં એ જણાવી દે છે. આવા અભિપ્રાયો આપવાથી એમને

ઘણીવાર સહન કરવું પડયું છે. પણ સર શાપુરજી પોતાનો અંગત રીતે વિચાર કરતા જ નથી. એઓ પોતાની ધાર્મિક ફરજ સમજીને જ પોતાનો અભિપ્રાય આપે છે.

કાગળો પત્યા પછી એઓ જેઓ એમની મુલાકાત માટે આવ્યા હોય તેમને મુલાકાત આપે છે. આ મુલાકાત ગમે તેવા કારણે કોઈ હેતુ હોય છતાં એઓ તો દરેકને સરખા જ પ્રેમથી આવકાર આપે છે. અને દરેકને "આવો શેઠ" એવા માનભર્યા મીઠા શબ્દો બોલી જીતી લે છે. એમના મીઠા હાસ્યથી જ ગમે તેવા શોકમાં હોય તેવા માણસનું મન પણ શાંતિ અનુભવે છે કોઈને પણ એમને મળતાં મૂંઝવણ ન થાય તેની એઓ ખાસ કાળજી રાખે છે. ને જેને કોઈ દિવસ જોયો પણ ન હોય એવા આદમીને પણ જાણે ઘણી જૂની ઓળખાણ હોય તેવી રીતે એઓ માન આપે છે. એ જ એમની ખરી મોટાઈ છે. વળી, કોઈની ગમે તેવી મૂઝવણ કે મુશીબતો હોય તો એને દૂર કરવામાં એઓ પોતાનાથી બને તેટલી બધી મદદ આપશે. જાતે ઘસાઈને પણ, પૈસાનો, વખતનો, ઓળખાણનો, એમ પોતાનાથી જે કંઈ બની શકે તે બધાનો જ પૂરેપૂરો લાભ આપવા એઓ સંપૂર્ણ તૈયાર હોય છે, એટલું જ નહિ, પણ એમાં જ એમને સાચો આનંદ આવે છે.

ત્યાર બાદ એઓ જે સખાવતી ખાતાંઓ સંભાળે છે, તેનો વહિવટ, તેના અનેક સવાલોમાં કરવાની દોરવણી, તેને અંગેના

કાગળો, વગેરે પાછળ લગભગ બે કલાક ગાળે છે

ઘણી સંસ્થાઓ, ને દરેકના પાછા દગલાબંધ કાગળો હોય, છતાં એઓ તો ધીરજથી બધા કાગળો ધ્યાનપૂર્વક વાચી દરેક પર પોતાનો અભિપ્રાય ને પોતાની સૂચના બહુ સ્પષ્ટ શબ્દોમા લખે, ને પાછા મોકલી આપે

આ કામ એટલું નાજુક છે, કે એમા બધાને ખુશ તો ખુદા જાતે પણ ન કરી શકે. પણ શાપુરજીના હાથમાં કામ જાય એટલે નારાજ થનારા ઘણા થોડા જ હોય. અને જેઓને માઠું લાગે તેઓ પણ શાપુરજીનો વાક ન કાઢે પણ ‘જેવું આપણું નસીબ’ એમ કહીને મન વાળવા પ્રયત્ન કરે

આ પછી એઓ પોતાના કોલાબાના ઘરે ખાણું લેવા જાય. ત્યા એકાદ કલાક ગાળી એઓ પાછા પોતાની ઓફીસમા આવે.

શનિવાર ને રવિવાર સિવાયની બીજી બધી સાજે એમને એક યા બીજી સખાવતી ખાતાની સભામા હાજરી આપવાની હોય જ. અથવા તો જાહેરજીવનને અગેની કોઈ સભામા હાજરી આપવામા જાય.

આ બધી સેવાઓ એઓ જરા ય અંગત સ્વાર્થ વિના જાતનો ઘસારો ખમીને કરે છે, તે છતા એમને ઘણી ટીકાઓ સહન કરવી પડે છે એમને એ ટીકાઓની પરવા નથી ટીકાઓ કરનારાઓ તરફ પણ એઓ રહેમની નજરથી જુએ

છે. ને ટીકા કરનારાઓ બિચારા સાચું જાણતા હોય તો એમ ન બોલે એમ એઓ માને છે

આ બધી જાહેર કામની પ્રવૃત્તિઓ એમનો એટલો બધો સમય રોકે છે કે એમને કલબોમા જવાની જરાપણ ફુરસદ મળતી નથી એઓ મુંબઈની લગભગ બધી જાણીતી કલબોના સભ્ય હોવા છતા, એમને, એનો લાભ લેવાનો વખત જ નથી હોતો. જો કે એમને સ્વભાવથી જ કલબની મોજશોખની જીંદગી તરફ એક જાતનો અણગમો છે. એ જાતની જીંદગી માટે જે જાતનું વલણ જોઈએ તે એમનુ નથી. પાના રમવા, ગપ્પા મારવાં, ખાણાપીણા પાછળ વખત બગાડવો એને એઓ ગુન્હો ગણે છે.

આ સિવાય રોટેરિઅન તરીકે તથા મેશન તરીકેનું કામ પણ ત્યા એમણે ઘણા ઉંચા હોદ્દા ભોગવેલા હોવાથી એમને માથે ખૂબ રહે છે. ને એ રોકાણને લીધે પણ એમને ફુરસદનો વખત રહેતો નથી

શનિવાર રવિવાર એઓ મોકળા રાખે છે. ને તે દિવસોમાં લેડી જરબાઈ જોડે સીનેમા જોવા જાય છે. બીજા દિવસોમાં એઓ બહારના કામમા રોકાયલા હોવાથી શનિ રવિ તો એઓ પોતાના કુટુંબને જ આપે છે ક્યારેક પારસી પંચાયતના એઓ સરનશીન હોવાથી એમને તહેવારોને દિવસે, ધાર્મિક, સામાજીક, રાજકીય એવી સભામાં અવાર-નવાર જવુ પડે છે અને ત્યા એઓ પોતાની પવિત્ર ફરજ

સમજીને જાય છે. એમને નાટક સીનેમા વગેરેનો ખાસ શોખ નથી પણ પોતાના કુટુંબીજનોને સાથ આપવા, એઓ ત્યા જાય છે.

રાતે મોડે સુધી ઉજાગરા કરવાની એમને ટેવ નથી ને એથી રાત્રે સાડાનવ વાગે એઓ ઉઘી જાય છે. આમ આખો દિવસ પોતાની ફરજ બજાવ્યાથી, સતોષ ને શાતિથી એઓ નિદ્રા લે છે

સર શાપુરજીના રોજીંદા જીવન તરફ નજર નાખી હવે આપણે એમનુ કુટુંબજીવન જોઈએ.

સર શાપુરજીના લગ્ન જાણીતા શેરદલાલ શેઠ ભીખાજી નવરોજજી દલાલનાં દીકરી જરબાઈ જોડે ૧૯૦૬ના જૂન મહીનાની ૪થી તારીએ થયેલા. ભીખાજી દલાલ સુરત શહેરથી સાતેક માઈલ દૂર આવેલા ખઓત ગામના રહેવાસી. એમના મોટાભાઈ પેસ્તનજી એમને પોતાની જોડે મુંબઈ લઈ આવેલા. ને એમને વીકાજી મહેરજીનાં જાણીતાં કુટુંબ જોડે ઓળખાણ કરાવી આપેલી. ત્યા વીકાજીના કુટુંબના બચ્ચાઓની સાથે જ ભીખાજીએ કેળવણી લીધી. ને એમની ઉમેદ તો ઉચી કેળવણી લેવાની હતી, પણ ગરીબ દશાને લીધે પોતાની એ ઉમેદને એઓ બર લાવી શકયા નહિ, ને નાની ઉમરે નોકરીની શોધ કરવી પડી. એમણે પોતાની નોકરી જાણીતી પારસી વેપારીની પેઢી મેસર્સ પી એન્ડ. એ. હોરમારજીને

ત્યાં કરી, ને, પ્રામાણિકપણે ને હોશીયારીથી નોકરી કરવાને લીધે, એઓ ધીમેધીમે આગળ વધતાં ચીફ સેલ્સમેનના હોદ્દાએ પહોંચ્યા. ને એ કામને અંગે એઓ શેર બજારના જાણીતા દલાલોના પરિચયમાં આવી શકયા.

પહેલેથી જ નોકરી કરતાં સ્વતંત્ર ધંધો તો એમને ગમતો. તેમાં વળી, શેર દલાલોના સમાગમમાં આવતાં પોતાને કયો ધંધો વધારે અનુકૂળ થઈ પડશે એ એમણે શોધી કાઢ્યું, ને શેરબજારમાં ઝંપલાવ્યું. ૧૮૭૫માં એમણે ૫ રૂપિયા આપીને શેર દલાલનો કાર્ડ ખરીદો. એ જમાનામાં ને આજના જમાનામાં કેટલો ફેર? આજે ૫૦,૦૦૦ રૂપિયા આપતાં કાર્ડ ન મળે ત્યારે એ જમાનામાં આટલો સસ્તો કાર્ડ મળતો! આ બતાવે છે કે છેલ્લાં પોણોસો વર્ષોમાં શેરદલાલનો ધંધો કેટલો બધો લોકપ્રિય અને આકર્ષક બન્યો છે.

અંતથી, ઝીણવટભરી બુધ્ધિથી, ભીખાજી શેરદલાલના ધંધામાં પાવરધા બન્યા અને સારી કમાણી કરવા લાગ્યા. એમને ચાર્ટર્ડ બેન્ક ઓફ ઈન્ડીઆ, ઓસ્ટ્રેલીઆ અને ચાઈનાના પ્રતિનિધિ મિ. જોન સ્ટીવનની ઓળખાણ થઈ ને એમની મારફત એમણે ધંધામાં ઘણી સારી પ્રગતિ કરી. વળી, કલકત્તાની જાણીતી અંગ્રેજી પેઢી મેસર્સ પ્લેસ, સીડન્સ અને ગફના પરિચયમાં એઓ આવ્યા. ને એમની મદદથી પણ એમણે સારો પૈસો એકઠો કર્યો. એ સિવાય,

મુંબઈની જાણીતી બેંકો જોડે એમનો પરિચય થયો. ને પોતાની કુનેહથી એ પરિચયે પણ એમના ધંધાને વધાર્યો. એઓ મુંબઈ સ્ટોક એક્સચેન્જના સ્થાપક સભ્ય હતા ને ૧૮૭૫ થી ૭૭ સુધી એઓ એના ડાયરેક્ટર હતા. શેઠ ભિખાજીનું મિત્રમંડળ પણ ઘણું બહોળું હતું. સર ફીરોજશા મહેતા, સર દીનશા વાચ્છા, શેઠ મંચેરજી બનાજી, દાદી નસરવાનજી દાદીશેઠ, વગેરે પારસીઓમાં જ નહિ પણ પારસી કોમની બહાર પણ સારી પેઠે જાણીતી એવી વ્યક્તિઓ એમના મિત્રમંડળમાં હતી.

શેઠ ભીખાજી ધર્મપરાયણ વ્યક્તિ હતા. એમને મુસાફરીનો ઘણો શોખ હતો. અને સ્વભાવે શોખીન ને મોજીલા માણસ હતા. આખો હિન્દુસ્તાન, યુરોપ, ઈંગ્લેંડ વગેરે ઠેકાણે એઓ ફરી આવેલા.

રમતગમતના એઓ તેટલા જ શોખીન હતા. બીલીયર્ડ એઓ સારૂં રમી જાણતા. એ જમાનામાં એઓ ઘોડાની સુંદર અને આકર્ષક ગાડીમાં ફરતા. ત્યારે મુંબઈમાં મોટરનું તો કોઈએ નામ પણ સાંભળ્યું ન હતું.

પોતાના માદરે વતન ખત્રોતની અગીઆરીના નિભાવ માટે એમણે સારી જેવી રકમ ગામના અંજુમનને ભેટ આપેલી ને એ રીતે પોતાના માદરે વતન માટેની હમદર્દી એમણે બતાવેલી.

ભીખાજી ૫૧ વર્ષની ઉમરે મરણ પામ્યા હતા. એટલી ટુંકી જીંદગીમાં પણ એમણે ઘણી સારી ઇજ્જત મેળવી હતી. એમણે ઘણા મિત્રો કર્યા હતા. સારી જેવી કમાણી કરી હતી. એમની પાછળ એઓ ત્રણ દીકરાઓ અને ત્રણ દીકરીઓ મૂકી ગયા. ભીખાજી ગુજરી ગયા ત્યારે જરબાઇની ઉમર માંડમાંડ ૮ વર્ષની હશે, છતાં જરબાઈને આજે પણ એમના પિતાશ્રીનાં મીઠાં સંસ્મરણો છે.

જરબાઇમાં એમના પિતાના બધા સારા ગુણો ઉતરી આવેલા છે. બુધ્ધિ, કુનેહ, ગરીબોની દયા, ઉદારતા, એવા એવા ગુણોનો વારસો એમને મળ્યો હોવાથી, સર શાપુરજી જોડે એમનો બરાબર મેળ જામ્યો. સર શાપુરજીને જેવી ધણીઆણીની જરૂર હતી તેવી ધણીઆણી જરબાઈ મારફત મળી રહી, એ એમના યશસ્વી જીવનની એક મહાન ખુશનશીબી છે.

જરબાઈએ અંગ્રેજી સાધારણ કેળવણી લીધી છે. વળી પાંચ પાંચ વાર વિલાયતની તેમજ આખા હિંદની મુસાફરી કરેલી હોવાથી એઓ અંગ્રેજી સારી રીતે સમજી શકે છે.

સર શાપુરજીને એમની ધણીઆણીથી પૂરતો સંતોષ છે એટલું જ નહિ, પણ સર શાપુરજીને ઘરની કશી પણ જંજાળ એઓ જણાવાં દેતાં નથી. સર શાપુરજી ઘણી વાર કહે છે કે એમની ધણીઆણીનાં ઉજળાં પગલે એમને આવું સારૂં

ભાગ્ય મળ્યું છે. લગ્ન પછી એઓ જ્યાં જ્યાં ગયા ત્યાં એમને નામના મળી, માનમરતબો મળ્યાં, એમની ઈજ્જત વધી ને બધે એમનું નામ ગવાઈ રહ્યું. એ બધો એમની સુશીલ ધણીઆણીનો પ્રતાપ છે એવી સર શાપુરજીની મુગ્ધ માન્યતા છે અને તે માન્યતામાં ઉત્તરોત્તર વધારો થતો ગયો છે. આ રીતે એમનાં લગ્નજીવનમાં બંને એકસરખાં સુખી છે. ને એકબીજાનો ચાહ પણ બંનેને સરખો જ છે. ૧૯૩૧માં એમણે એમની લગ્નજીવનની સીલ્વર જ્યુબીલી ઉજવી હતી, અને એમાં ઘણા થોડા અંગત મિત્રોને આમંત્રણ આપેલું. એઓ એકબીજાને એવાં સમજી ગયાં છે કે ક્યાંય બેમાંથી એકને કશી મૂંઝવણ નડતી નથી. ક્યારે પણ એમનાં મન ઉંચાં થતાં નથી. પોતાની અર્ધાંગનાના આ ગુણોની તારીફ એઓ સમય અને સંજોગ મળતાં અનિવાર્યપણે કરે છે. ૧૯૩૦માં બીલીમોરામાં ભાષણ કરતાં એમણે જણાવ્યું હતું કે :

> "લેડિ શાપુરજીએ મને ધંધામાં આગળ વધવામાં મદદ કરી છે, એટલું જ નહિ પણ, તેના જેવી એક મહેનતુ, સાદી ને પ્રેમાળ ધણીઆણી મેળવવામાં હું પોતે મારી જાતને ધણી નસીબવાન સમજું છું."

સર શાપુરજીનાં આ વચનોનો એકેએક અક્ષર સચ્ચાઈથી ભરેલો છે. એમને ધંધામાં જે ઝળકતી ફત્તેહ મળી છે, એમને, લોકો તરફથી, તેમજ સરકાર તરફથી જે માનમરતબો

મળ્યાં છે, કોમમાં એમનું નામ આજ ઘરગત્તુ છે તેનું મુખ્ય કારણ એ છે કે લેડિ જરબાઈએ એમને ઘરની કરી જંજાળમાં પડવા દીધા નથી. ને એમને બહારનાં કામો કરવાની પૂરી સગવડ, ઘરનો બધો બોજો પોતાને એકલાને માથે લઈને કરી આપી છે. ઘરનો બોજો સંભાળીને એઓ બેઠી નથી રહ્યાં, પણ સર શાપુરજીનાં કામમાં એમણે હમદર્દી બતાવી છે, તેમજ પ્રેરણા આપી છે. એમની ઉમેદો બર આવે તે માટે પોતાનાથી બનતી બધી મદદ કરી છે. સર શાપુરજીનું, આખું માથું ફરી જાય એટલું બધું કામ, ને, બીજી કેટલીય ઉપાધિ, એઓ ઘરમાં પ્રવેશતાં જ, લેડિ જરબાઈનું હસતું મ્હોં જુએ, એમના પ્રેમથી ભરેલા મીઠા શબ્દો સાંભળે, ને એમનો બધો થાક ઉતરી જાય. આમ ૪૨ વર્ષની એમની ધણી ધણીઆણી તરીકેની જીંદગી એ લોકોએ શાંતિથી અને સુખચેનથી ગાળી છે. ને એ લાંબા વખત દરમ્યાન એક પણ દિવસ, એમનાં મન ઉંચાં થયાં નથી કે એમણે એકબીજાથી જૂદાઈ જાણી નથી.

સર શાપુરજીની જેમ જ એમને પણ હમદીનોની સેવા કરવામાં આનંદ આવે છે. ૩૫ વર્ષથી એઓ પણ પારસી કોમની સેવા કરી રહ્યાં છે. હમદીનોની સેવા કરતાં એઓ પોતાની જાતને પણ તેઓમાંનાં એક જ માને છે. પોતે એ ગરીબ વર્ગ કરતાં, ઘણાં મોટાં છે એવું અભિમાન એમણે જરા પણ રાખ્યું નથી. એટલે જ એમની સેવાની કદર બરાબર થાય છે. ને એઓ કોમનો પ્રેમ મેળવી શક્યાં છે. એક રીતે કહીએ તો, સર શાપુરજીમાં જે સેવાભાવનાની

પ્રગશ છે, જે કોમને માટે મરી ફીટવાની તૈયારી દેખાય છે, તે બધુ જરબાઇની પ્રેરણાને આભારી છે. આ રીતે આ બન્ને ધણીધણીઆણી જરથોસ્તીઓની સેવાનો મંત્ર હમેશાં ધ્યાનમા રાખીને પોતાનાથી બનતો બધો જ વખત કોમની સેવામાં ગુજારે છે.

લેડિ જરબાઈ 'પારસી ચેરીટી ઓર્ગેનાઇઝેશન'ની કાર્યવાહક સમિતિના સભ્ય છે. એ સમિતિમાં જે ગરીબ જરથોસ્તીઓની મદદ માટેની અરજીઓ આવી હોય તે બધા સોસાયટીના મભ્યો વાચે અને એની પર પૂરતો વિચાર કરીને તરત મદદ આપવા જેવી હોય તેને મદદ તાત્કાલિક પહોંચાડે છે. ઘણા વરસોથી આ સભા ગરીબ પારસીઓમાં રાહત આપવાનુ ઉમદા કામ કરતી રહી છે.

એઓ "શ્રી જરથોસ્તી મંડળ" અને "સર રતન તાતા ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટીટયુટ ફોર વિમેન"ની કાર્યવાહક સમિતિના પણ સભ્ય છે. હ્યુજ રોડ પર આવેલી એ સસ્થાની સભામા એઓ નિયમિત હાજરી આપે છે એ સસ્થામા ગરીબ પારસી સ્ત્રીઓ પગભર થાય, પોતાનું ગુજરાન પ્રામાણિક મહેનતથી કરી શકે તે માટે સ્ત્રીઓને ગૃહઉદ્યોગો શીખવવામાં આવે છે ખાસ કરીને રાંધણકળા, ગૂંથવાનું કામ, સીવણુ, ભરત, કપડાં ધોવાનું વગેરે કામ શીખવીને, એઓ જે કંઈ કામ કરે, તેના વેચાણનો યોગ્ય બંદોબસ્ત કરી, બ્હેનોનું સ્વમાન પણ સચવાય ને રોટલો પણ મળી રહે

એની પૂરી સગવડ કરી આપી આ સંસ્થા બીજી સંસ્થા માટે એક ઉમદા દાખલો પૂરો પાડે છે. આ સંસ્થા પારસીઓમાં ખૂબ જાણીતી છે. ત્યાં તૈયાર કરાવાયલી વસ્તુઓ ખૂબ જ વખણાય છે. આ સસ્થામાં શિસ્ત પણ નમૂનેદાર છે.

'સી જરથોસ્તી મંડળ', બહેનોને હરેક જાતની મદદ કરે છે. એમને અનાજ અપાવે, માંદાઓ માટે દવાની સગવડ ન હોય તો તે કરી આપે, છોકરાંઓને ભણવાની જોગવાઈ કરે, અને આ સંસ્થા મારફત પણ જરથોસ્તી બહેનોની જે કંઈ સેવા બની શકે તે લેડિ જરબાઈ કરે છે.

આ સિવાય નીચેની સંસ્થાઓ જોડે પણ લેડિ જરબાઈ નિકટનો સંબધ ધરાવે છે:

૧. નેશનલ ઇંડીઅન એસોસિએશન
૨. વીમેન્સ કાઉન્સિલ
૩. વીમેન્સ વર્ક ગીલ્ડ
૪. પ્રિન્સેસ મેરિ જીમખાના.

આ બધી મસ્થાઓમા એઓ ખૂબ રસ લે છે. ને એના બધા કામોમા દોરવણી આપે છે. અને એમને સારો રસ્તો બતાવે છે. આ બધી સંસ્થાઓ જોડેના સંબંધને લીધે એમને ત્યાં ઘણા લોકો આવે છે. ને બધાનો જોડે શાંતિથી વાત કરી દરેકને એઓ સંતોષ આપે છે. એમને મળવા આવેલુ કોઈ નિરાશ થઈને એમની પાસેથી જતું નથી. એટલું જ નહિ

પણ જે સંસ્થાઓ જોડે સર શાપુરજી જોડાયલા છે તે સંસ્થાઓમાંથી પણ મદદની આશા રાખનારા કેટલાયે લોકો જરબાઈ પાસે જઈ પોતાનાં દુઃખોની ને મુશીબતોની વાત કરી એમની પાસે ભલામણની ચિઠ્ઠી લે છે આમ સર શાપુરજીની પેઠે લેડિ જરબાઈ પણ આખો દિવસ એવાના કામમા જ ગાળે છે આ કામ એમને એટલું બધું તો ગમે છે કે એનાથી એઓ કંટાળતા કે ત્રાસતાં નથી પણ, આનંદથી અને ઉત્સાહથી કરે છે. એમણે પોતાની રાજી ખૂશીથી તેમજ હમદીનો પ્રત્યે દીલસોઝની તીવ્ર લાગણીથી તો એ કામ હાથ પર લીધું છે. અને તે પણ કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથી તેમજ બદલાની હરગીઝ આશા વગર. સદાય હસતાં લેડિ જરબાઇને આ પ્રકારના સેવા કાર્યમા ઘણી મઝા પડે છે.

આ રીતે બહારનું કામ આટઆટલું હોવા છતાં એઓ ઘરનુ એકેએક કામ ધ્યાનથી સંભાળે છે ઘરના કામમા બેદરકારી છે એવુ જરા પણ આપણને ન લાગે. ઘરનું અને બહારનું બન્ને કામો પૂરેપૂરી કાળજીથી, સફાઇથી, ને સુંદર લાગે તેવી રીતે એઓ બજાવે છે પતિની પૂરેપૂરી કાળજી રાખે છે છોકરાઓની ઝીણામા ઝીણી બાબત તરફ પણ એમનુ ધ્યાન હોય જ. છોકરાઓને પહેલેથી જ ઉંચામા ઉંચા સંસ્કારો પડે, તેની એમણે પહેલેથી જ ઘણી કાળજી રાખેલી છે. ને એ કાળજીનાં મીઠાં ફળો આજે એમનાં ફરજંદો ભોગવે છે. સાસરામા ને પીયેરમા પોતાના ગુણોથી જરબાઈ ઘણા માનીતા થઈ પડયા છે.

લેડી જરબાઈએ જેમ જૂની ચાલતી આવતી સંસ્થાઓને બધી જાતની મદદ કરી છે તેવી રીતે નવી સંસ્થાઓ પણ એમણે ઉભી કરી છે. તારદેવ પર એમણે 'સર સોરાબજી પોચખાનવાળા ઇન્સ્ટીટ્યુટ ફોર પારસી વીમેન' શરૂ કર્યું છે એ સંસ્થા દશ વર્ષથી ઘણું ઉમદા કામ એમને પ્રતાપે બજાવી રહી છે. એ સંસ્થાની શરૂઆત રૂ. ૧૦,૦૦૦ના ભંડોળથી કરેલી ને આજે એનું ભંડોળ રૂ ૧,૦૦,૦૦૦ થયું છે, તે બધો પ્રતાપ લેડી જરબાઈનો છે. આ સંસ્થાના એઓ સ્થાપક પ્રમુખ છે અહિં સ્ત્રીઓને ઘરે કામ આપવામાં આવે છે તેમજ સંસ્થામાં બેસીને કામ કરવાની પણ સગવડ છે. ને એ રીતે નિરાધાર, ગરીબ પારસી સ્ત્રીઓને ભરણ પોષણ કરવાની વ્યવસ્થા કરવામાં આવે છે. આ સંસ્થામાં જે માલ તૈયાર કરવામાં આવે છે તેનું પ્રદર્શન અવારનવાર સર કાવસજી જહાંગીર હોલમાં ભરવામાં આવે છે. ને આ સસ્થા હજી વધારે પ્રમાણમાં જરથોસ્તી બહેનોને ઉપયોગી થવાનાં સ્વપ્નાં સેવી રહી છે.

આ પરથી એમની સેવાની ધગશ કેટલી છે, તે સાબિત થશે. એઓ બોલવા કરતાં ઝાઝું કરી બતાવે છે. સેવા કરવી જોઈએ, એ સુજબના ભાષણો આપવાને બદલે એઓ પોતાના કામથી જ બધા ઉપર દાખલો બેસાડે છે. આ રીતે કુટુંબની, કોમની ને બની શકે તે બધાની સેવા જરબાઈ કર્યાં કરે છે. જરબાઈની આ સેવાની કદર પણ વારેવારે કરવામા આવી છે. ૧૯૩૦મા સર શાપુરજી સાથે લેડી જરબાઈ બીલીમોરા ગયેલા ત્યા મંચેરજી શાપુરજી ટાટા

ગર્લ્સ સ્કૂલના મેળાવડામાં એમણે પ્રમુખસ્થાન લીધેલુ, તે વખતે સ્ત્રીકેળવણી ઉપર એમણે ઘણુ સુંદર ભાષણ આપતાં કહ્યુ હતું કે :

" સ્ત્રીઓએ કેળવણી લેવી ઘણી જરૂરી છે. કારણ કેળવણી લઈને તેમણે ભવિષ્યમાં નમૂનેદાર બેગી, ધણીઆણી ને માતા થવાનુ છે, ને કોમને મદદ કરવાની છે કેળવણી રોજ ને રોજ વધતી જાય છે. ને આપણી પારસી કોમે છોકરીઓને કેળવણી આપવામાં જે પહેલ કરી છે, તેને માટે આપણી કોમ મગરૂર છે. નાના નાના ગામડામાં પણ આપણે કેળવણીની બધી સમવડ કરી છે તેથી મને ઘણી જ ખુશી ઉપજે છે. આપણા દેશની સ્ત્રીઓ વિલાયતની સ્ત્રીઓ કરતા ભણતરમા ઘણી પાછળ છે, તો આપણે એમની બરોબરી કરવી જોઈએ. આપણી કેળવણી ઊપરટપકેનો નહિ પણ સંગીન હોવી જોઈએ, વ્યવહારૂ હોવી જોઈએ, આપણને વેદીયા નહિ પણ કામકાજ કરવાની સૂઝ બતાવે એવી હોવી જોઇએ. સ્ત્રીએ સસારને શોભાવવાનો છે, પુરૂષને મદદ કરવાની છે, એ ધ્યાનમા રાખવુ જોઈએ. આપણે કઈ સ્ત્રીઓને પુરૂષના હરીફ બનાવવાને કેળવણી આપતા નથી યુનીવરસીટીની ઉચી કેળવણી તો ફકત જે લોકો ઘણા બુદ્ધિશાળી હોય તેને માટે જ છે. બાકી બીજાં બધાઓએ તો હુન્નરઉદ્યોગો શીખવા જોઈએ જેવા કે

રાધણકળા, ભરતકામ, શીવણકામ, વેતરવાનું, નર્સીંગ, લોન્ડ્રી વગેરે. આથી એઓ ઘરની વ્યવસ્થા રાખતા ને કરકસરથી ઘર સાચવતા શીખશે ને વળી હુન્નરઉદ્યોગ જાણવાથી કમાણી કરી કુટુંબને ચલાવવામા ધણીને મદદ પણ કરી શકશે

"સારી કેળવણીની કિંમત તો હીરા જેવી છે એનો ઉપયોગ જેમ કરો તેમ એ વધારે ચળકે છે. જો એનો ખોટો ઉપયોગ થાય તો એની કિંમત એક કાચના ટુકડા જેવી છે.

"સ્રીઓ જ દેશને આબાદ કરી શકે દેશને આજે મોટામા મોટી જરૂર ભણેલી, કેળવાયેલી ને સારા ગુણવાળી સ્રીઓની છે પોતાને સારી કેળવણી ને સારા સસ્કારો મળ્યા હોય તો એ સારા ફરજદોની માતા બની એમને ઉછેરી શકે, ને એમને સારૂ શિક્ષણ આપી શકે

"આપણા કેળવણીખાતાની મોટામા મોટી ખામી જ છે કે એમા ધર્મની બાબતમા કશી જ કેળવણી આપવામા આવતી નથી. નિશાળો તથા કાલેજોમા ધર્મની કેળવણી તો અપાવી જ જોઈએ ધર્મની કેળવણી આપવાથી બાળકો ચારિત્ર્યવતા થાય છે, આડે રસ્તે જતા ખચકાય છે આપણે આપણા જરથોસ્તી ધર્મનુ બરાબર પાલન કરીએ તે માટે ફક્ત

કેળવણીની જ જરૂર નથી પણ સારા સદ્‌ગુણ કેળવાય, સારી રીતભાત આવડે ને સારી ચાલચલગત આવે તેની પણ એટલી જ જરૂર છે."

આજથી ૧૭ વર્ષ પહેલાં લેડિ જરબાઇએ કહેલા એ શબ્દો આજે પણ કેટલા બધા સાચા છે! આજે પણ, કેળવણી કરતા આપણને સારી રીતભાત, ને સારા સદ્‌ગુણની જરૂર છે જ. એમણે કહેલા આ શબ્દો 'સર રતન તાતા ઇન્ડસ્ટ્રીઅલ ઇન્સ્ટીટયુટ ફોર વીમેન' જેવી સંસ્થાઓ મારફત એમણે સાચા ઠેરવી બતાવ્યા છે. લેડિ જરબાઈ કયારે ય પણ બોલવા ખાતર કે બીજાને શીખામણ આપવા ખાતર બોલતાં નથી પણ એઓ જ્યારે એમના દીલમાં લાગી આવે ત્યારે જ બોલે છે અને જે બોલે છે તે કરી બતાવે છે, એ એમનો મોટામા મોટો ગુણ છે. કહેવું થોડું ને કરવું ઘણું એ જાણે એમની જીંદગીનુ મહાન સૂત્ર છે.

લેડિ જરબાઈ માને છે કે સાચી કેળવણી તો એવી હોવી જોઈએ કે જેથી આપણે બીજાને બોજારૂપ ન થઇએ પણ મદદરૂપ થઈએ. આપણે સ્વમાન જાળવતાં શીખીયે. ને આ એમની માન્યતાઓ પ્રમાણે જ એઓ જે સંસ્થાઓ જોડે સંબધ ધરાવે છે તે સંસ્થાઓની એઓ દોરવણી કરે છે

લેડિ જરબાઈ ઇચ્છે છે કે પારસી બ્હેનો જરા મહેનતુ થાય, કરકસર કરતાં શીખે, સાદાઈ કેળવે ને જીંદગીમાં

ગંભીરતા શીખે, ઉછાંછળાપણું છોડી દે, તો જ એમનું ભવિષ્ય સારૂં છે ને તો જ પારસીકોમની ઉન્નતિ થશે.

જ્યારે જ્યારે કોઈપણ સંસ્થા તરફથી સર શાપુરજીને માનપત્ર આપવામાં આવે છે ત્યારે તે દરેક માનપત્રમાં એમને માટે અનિવાર્યપણે ઉમદા શબ્દોમાં ઉલ્લેખ કર્યો હોય. એમાં ખાસ કરીને લેડિ જરબાઈની મઝહબ માટેની સેવા, કોમીબ્હેનો માટે એમણે જે જાતમહેનતથી કામ ઉપાડીને તેમની બજાવેલી ફરજ, ગરીબો માટેની એમની સાચા દીલની લાગણી, ને સર શાપુરજીની જીંદગીમાં એમણે ભજવેલો અગત્યનો ભાગ એ બધાના ઈશારા કરવામાં આવે છે.

લેડિ જરબાઈને એમના પિતા તરફથી મુસાફરીનો વારસો મળેલો છે. એમણે આખા દેશની, કાશ્મીરની, સીલોનની, મુસાફરી કરી છે. ને, વિલાયત પણ એઓ પાંચવાર જઈ આવ્યાં છે. એમનાં બધાં ફરજંદોને પણ લંડનની કેળવણી એમણે આપી છે.

૧૯૨૮માં એઓ નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ તથા શહેનશાહબાનુ મેરીને લંડન મધ્યે બકીંગહામ પેલેસમાં મળ્યાં હતાં. આમ એમણે જાતજાતના અનુભવો લીધા છે. ને મુસાફરીને લીધે એમને જોવા જાણવાનું ઘણું મળ્યુ છે. એમને કેટલાયે અનુભવો થયા છે. એ બધાનો ઉપયોગ એમણે પોતાના સેવાના કામને માટે કર્યો છે. શરૂઆતમાં એઓ ગરીબ જરથોસ્તી કુટુંબોની સ્થિતિ જોવા એ લોકોના ઘરમાં જતાં, એમની

જોડે મળી, એમની સુખદુઃખની વાતો સાંભળતાં, એમની મુશ્કેલીઓ જાણતાં ને એ રીતે પોતાના મધ જેવા મીઠા બોલથી એમનું અર્ધું દુઃખ ટાળતા, ને પોતે પણ એ લોકોમાના એક છે એવું પેલા લોકોને સાચેસાચ લાગે એવી નિખાલસતાથી ને પ્રેમથી વર્તતાં એમને વાચવાનો પણ બહુ જબરો શોખ છે. જાતજાતનાં પુસ્તકો એઓ વાચે છે. ને વાચે છે એટલું જ નહિ પણ સ્વતંત્ર વિચારો પણ જે વાંચ્યું હોય તેની પર કરે છે.

આ રીતે લેડિ જરબાઈ પોતાનુ જાહેરજીવન ગાળે છે. સર શાપુરજીએ સેવાની એક બાજુ પસંદ કરી તો લેડિ જરબાઈએ બીજી. એઓ બન્ને પોતપોતાની રીતે પારસી કોમની બેનમૂન સેવા કરી રહ્યા છે. આપણે ત્યા એવા ઘણા થોડાં ધણીધણીઆણી જડશે કે જેઓ બન્ને પોતાનો બધો ફુરસદનો સમય કોમની સેવામાં ગાળતા હોય. લેડિ જરબાઇ પોતાના અંગત જીવનમા પણ પૂરેપૂરી શાતિ, સતોષ ને પ્રેમ મેળવી શકયાં છે, કોમને પણ સુખી કરી શકયાં છે ને કુટુંબને પણ સુખી કરી શકયા છે. એઓએ બહાનુ પણ સભાળ્યુ છે ને ઘરનું પણ સભાળ્યુ છે એમણે પોતાનું ય જોયું ને પારકાનુ ય જોયું અને એ રીતે પોતાની જીંદગી બહુ ઉમદા રીતે એઓ ગુજારી રહ્યા છે એમની જીંદગી પારસી સ્ત્રીઓ માટે એક નમૂનારૂપ છે પારસી બહેનો એમની સાદાઈ, એમની નમ્રતા, એમની સેવાભાવના, એમની ઉદારતા, એમની વ્યવસ્થા-શક્તિ એ બધુ અપનાવે તો પારસી કોમનો ઉધ્ધાર થાય.

સર શાપુરજી અને લેડી જરબાઈને ફરજંદમાં ત્રણ દીકરાઓ છે સૌથી મોટા દીકરા જીમી ( જમશેદજી )નો જન્મ ૧૯૦૭માં થયો હતો. એમણે ભરડા ન્યૂ હાઈસ્કુલમાં શિક્ષણ લીધું ને મૅટ્રિક સુધી અભ્યાસ કરી અંઓ વિલાયત ગયા ત્યાં એમણે કેટલાંક વર્ષો એકાઉન્ટન્સીના અભ્યાસમાં ગાળ્યાં. એમણે સોસાઈટી ઓફ ધી ઇન્કોરપોરેટેડ એકાઉન્ટન્ટસની એન્ટ્રન્સ પરીક્ષા પસાર કરી ને પિતાની સાથે મુંબઈમાં એમની પેઢીમાં જોડાયા.

જમશેદજીને પહેલેથી જ ઇજનેરી લાઈનનો શોખ હતો. પણ પોતાનો વડો દીકરો પોતાની સાથે પોતાના ધંધામાં જ જોડાય એવી સર શાપુરજીની ઇચ્છા હોવાથી જમશેદજીને નામરજીથી પિતાની ઇચ્છા પૂરી કરવી પડી. ને એઓ પિતા જોડે ધંધામા જોડાયા. એવામાં બીજું વિશ્વયુદ્ધ ફાટી નોકળ્યું. ને, ઇજનેરી લાઈનના ને સાહસના શોખીન જમશેદજીએ નૌકા-સૈન્યમાં દાખલ થવાની સર શાપુરજી પાસે રજા માગી. એમને આ બધી લાઈનનો બચપણથી જ ખુબ શોખ એટલે પછી પૂછવું જ શું ? એટલે એમણે આ તક ઝડપી લીધી. સર શાપુરજીએ દીકરાને ખુશીથી રજા આપી. કારણ સર શાપુરજી સમજતા હતા કે દરેકને પોતાની સ્વતંત્ર ઇચ્છા પ્રમાણે વર્તવા દેવા જોઈએ. એટલે જમશેદજી નૌકાદળમાં જોડાયા એટલું જ નહિ પણ પોતાને મનગમતી લાઈન હોવાથી એઓ એમાં ખૂબ આગળ વધી શકયા ને પોતાની શક્તિ બતાવી શકયા. આજે એઓ નૌકાદળમાં પેમાસ્તરના હોદ્દા પર છે. ને લેફ્ટન્ટ

કર્નલનો હોદ્દો ભોગવે છે

સર શાપુરજીના બીજા દીકરા ભીખી (ભીખાજી) નો જન્મ ઈ સ ૧૯૧૧ના જાન્યુઆરી મહિનામા થયો હતો એઓ પણ ભરડા હાઈસ્કૂલમાથી મેટ્રિક થઈ ઉંચી કેળવણી લેવા વિલાયત ગએલા ત્યા પાચ વર્ષ સુધી ખતથી, મહેનતથી, ને ધ્યાનથી અભ્યાસ કરી એઓ ઈન્કોરપોરેટેડ એકાઉન્ટન્ટ બ થા ૧૯૩૩મા એઓ વિલાયતથી પાછા ફર્યા ને પિતાની જોડે એમના ધધામા જોડાઇ ગયા એમના જોડાવાથી એમના પિતાને ઘણી જ રાહત મળી, ને એમનો બોજો ઘણો જ હળવો થઈ ગયો એઓ નેવાના કામમા વધુ ને વધુ ધ્યાન આપી શકયા આજે તો ભીખાજીને એમણે ભાગીદાર બનાવ્યા છે કારણ, જ્યારે સર શાપુરજીના બીજા ભાગીદારો ચાલી ગયા ત્યારે એમની પર આવેલો સહન ન થાય તેવો કામનો બોજો જુવાન ભીખાજીએ ફૂલની માફક ઉપાડી લીધો નેખતથી, પ્રેમથી, ને પોતાનુ સમજીને, એમણે એ સઘળુ કામ ઉપાડી લીધુ આજે ઓફિસનુ મુખ્ય કામ ભીખી જ સભાળે છે શાપુરજી એની પર દેખરેખ રાખે છે ને મોટી મોટી બાબતો જ સભાળે છે નાની નાની બધી બાબતો એમણે પોતાના આ બાહોશ દીકરા પર છોડી દીધી છે કારણ કે એનામા એમને પૂરેપૂરો વિશ્વાસ છે આ ઉપરાત કેટલીક અગત્યની સસ્થાઓ જેવી કે, ઈમ્પીરીઅલ બેક ઓફ ઈન્ડીઆ વગેરેના હિસાબ તપાસવાનુ કામ સર શાપુરજીના નામ પરથી ભીખીના નામ પર ચઢાવવામા આવ્યુ છે ૩૭ વર્ષની વયનો આ જુવાન

બાપના કરતાં ધંધામાં સવાયો નીકળશે એવી આશા એ ધંધાના માણસો સેવે છે. ભીખીનું ધંધા વિષેનું જ્ઞાન, સારી રીતભાત, મીઠી જબાન, પ્રામાણિકતા, વિવેક એ બધું એની જોડે સંબંધમાં આવનાર એકેએકને પસંદ છે. એકેએક એનાથી ખુશ છે. ને એમને મળીને રાજી થઇને પાછા જાય છે. પોતાના આ દીકરાના ભવિષ્ય વિષે સર શાપુરજી પણ ઘણા જ આશાવાદી અને ઉત્સાહી છે. વળી, ભીખી સર શાપુરજીની બધી મુરાદો પૂરી પાડી પિતાનું નામ દીપાવે એવા આશાસ્પદ જુવાન છે. એમણે હિંદ અને યુરોપ મધ્યે પણ સારી જેવી મુસાફરી કરી છે.

ભીખીનાં લગ્ન આપણા શહેરના જાણીતા સિવિલીયન સર અરદેશર દલાલના સંસ્કારી અને સુશિક્ષિત દીકરી ( સીતલુ ) શીરીનબાઈ જોડે થયા છે. આ સુખી લગ્નથી બીલીમોરીઆ ને દલાલના બે ઘણાં ખાનદાન કુટુંબો જોડાયાં છે. આ લગ્નથી સર શાપુરજી અને લેડિ જરબાઈને ઘણો સંતોષ થયો છે કારણ કે પિતાના બધા જ ઉચા સંસ્કારો શીરીનબાઇમાં ઉતરી આવ્યા છે, ને, આ કુટુબમાં પણ એઓ દૂધમાં સાકર ભળી જાય તેમ ભળી ગયાં છે. સર શાપુરજીના કુટુંબને પણ શીરીન બાઇએ દીપાવ્યુ છે.

ભીખી ને શીરીનબાઇની લગ્ન જીંદગી પણ ઘણી સુખી ને સંતોષી છે. એકબીજાને બરાબર સમજીને અનુકૂળ થઈ ને એઓ રહે છે. ક્યારેક પણ એમના મન એકબીજાથી ઉંચાં થતા નથી. કદિ

ય એ લોકો એકબીજાથી રીસાતાં નથી. અને શાંતિથી જીવન ગુજારે છે. આ લગ્નથી એમનેસંતતિમાં બે દીકરીઓ થઈ છેઃ દીના અને રોડા. બન્ને દીકરીઓ માબાપને, તેમજ સર શાપુરજી અને લેડિ જરબાઈનેસાંત્વના અર્પે છે. એમના મીઠા કિલકિલાટથી આખા ઘરમાં આનંદ અને ઉત્સાહનું વાતાવરણ પ્રસરી રહે છે. બન્ને પુત્રીઓ હોશિયાર, સંસ્કારી અને બુદ્ધિશાળી છે. આવી મઝાની દીકરીઓ જોઈ ઘણીવાર જરબાઇ બોલી ઊઠે છે કે 'મારે પણ એકાદ દીકરી હોત તો કેવું સારૂં થાત!" એઓ કહે છે કે "દીકરીઓ હોય તો જ આપણને સુખદુઃખની ખબર પડે. એ સિવાય આપણને સંસારનું સાચું ભાન ન આવે." અને પોતાની દીકરીઓ હોય તેવા જ લાડથી આ દીકરાની દીકરીઓને એઓ ઉછેરે છે.

સર શાપુરજીના ત્રીજા દીકરા જાલ (જાહેન્ગ્ર) નો જન્મ ૧૯૧૭ ના સપ્ટેંબરની ૨૫મી તારીખે થયો હતો. એમણે પોતાની બધી કેળવણી વિલાયતમાં જ લીધી છે. એમને સાત વર્ષની વયે તો વિલાયત લઈ જવામાં આવેલા. કારણ કે એ વખતે એમના મોટાભાઈઓ બધા વિલાયતમાં જ હતા. ત્યાં એમણે સેંટ પૉલની પબ્લીક સ્કૂલમાં કેળવણી લીધી. આથી પબ્લીક સ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓને જે જે લાભો મળે છે તે જાલે મેળવ્યા. આથી જાલ સ્વતંત્ર વિચારના બન્યા છે. દરેક બાબતમાં એમના પોતાના ખ્યાલો છે. ને એ ખ્યાલો ખૂબ વિચારને પરિણામે બંધાયલા હોવાથી નક્કર છે. ઈંગ્લેંડના લગભગ બધા જ મહાપુરૂષો

પબ્લીક સ્કૂલમાંથી કેળવણી લઈ ને બહાર પડેલા છે. ત્યાં જાહેરજીવન પર, દેશસેવા ને કોમસેવા પર, સ્વતંત્ર વિચારસરણી પર, ખાસ ધ્યાન આપવામાં આવે છે. જાલે એનો બને તેટલો બધો જ લાભ ઉઠાવ્યો છે.

પબ્લીક સ્કૂલમાં કેળવણી પૂરી કરી એઓ ઓકસફર્ડ યુનીવરસીટીની પેમ્બ્રોક કૉલેજમાં દાખલ થયા ને, ત્યાં એમણે બી. એ. સુધીનો અભ્યાસ કર્યો. ભણવાની સાથે ઓકસફર્ડ યુનીવરસીટીની રમતગમતનો પણ એમણે પૂરેપૂરો લાભ ઉઠાવ્યો છે. ઓકસફર્ડ યુનીવરસીટીમાં બોક્ષીંગમાં એમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી અને બોક્ષીંગમાં એમણે 'ઓકસફર્ડ બ્લુ' ની અગત્યની પદવી મેળવી હતી.

સ્વતંત્ર વિચારસરણીવાળા જાલને નોકરી પસંદ જ ન હોય એ સ્વાભાવિક છે, તેથી એમણે સ્વતંત્ર ધંધામાં ઝંપલાવ્યું છે.

એમનું જીવનસૂત્ર છે. કુટુંબની પણ કશી ચિંતા નથી નહે દીકરાઓ સારે ધંધે લાગી ગયા છે માબાપની ઉપરથી એમણે પોતાનો બોજો ઊઠાવી લીધો છે. ને એ રીતે ઘડપણમા મા બાપને શાંત ને ધાર્મિક જીવન ગાળવાની તક એમણે આપી છે

આ બે ધણીધણીઆણી જેવુ સુખી અને આદર્શ જોડુ પારસી કોમમા જ નહિ પણ બીજી કોમોમા પણ જવલ્લે જ જડે. એમની પાસે પૈસા છે પણ અભિમાન નથી, દમામ નથી, દંભ નથી એમણે પોતાના લગ્નજીવનની જેમ સીલ્વર જ્યુબિલી ઉજવી તેમ હવે ગોલ્ડન અને ડાયમંડ જ્યુબિલી પણ ઉજવે, ને, એમના સુખમા રોજબરોજ વધારો થાય એવી પરવરદિગારને નમ્ર અરજ છે



## પ્રકરણ ૮ મું

## સર શાપુરજીની જીંદગીની વિશેષતાઓ.

સર શાપુરજી એક ગરીબ કુટુંબમાં જન્મેલા, પૈસા પૂરતા ન હેવાને લીધે ઉચ્ચ કેળવણી જેને ન મળી હોય એવા, પોતાની જાતમહેનતથી, પોતાના જ ગુણો વડે આગળ વધેલા, ને જેના વડે કોઈને પણ અભિમાન થાય એવી ઉંચી પદવીએ એઓ પહોંચ્યા છે. એમણે જે કંઈ કર્યું છે તેને લીધે જ આજે એઓ જરથોસ્તીઓમાં, ઓડીટરોમાં, તેમજ દેશપરદેશની સેવાભાવી સંસ્થાઓમાં જાણીતા થયા છે. સાધારણ રીતે કોઈપણ માણસને એ જાણવાનું મન થાય કે એવા કયા ગુણોને લીધે આવી ગરીબાઈમાંથી આગળ વધીને સર શાપુરજી આવા મહાન પુરૂષ બન્યા. એઓ સ્વભાવે એટલા શરમાળ છે, જાહેરાત તરફ એટલી નાપસંદગી બતાવે છે કે, એમને માટે, જાણવાની ઈચ્છા હોય તે એમની પાસેથી પૂરી ન પડે. પણ એઓ તો શાંતિના ચાહનારા છે. શાંત સેવામાં માનનારા છે. એઓ પોતે જે કંઇ કર્યું હોય તે પોતાની ફરજ બજાવી છે એમ જ માને છે. એમાં કંઈ વખાણને પાત્ર થાય એવું છે નહિં એમ માને પછી એમને વિષે લોકોને

ક્યાંથી માહિતી મળે?

સર શાપુરજીની સાદાઈ, ને, પોતાની સ્થિતિનું એમને અભિમાન નથી એ એમનો મોટામાં મોટો ગુણ છે. પૈસો માણસને કેવો બૂરો બનાવે છે એ એમણે નજરેનજર જોયું હોવાથી પૈસાનો કેફ પોતાને ન ચઢે તેની એમણે પૂરેપૂરી કાળજી રાખી છે. આથી ક્યારે પણ એમણે પોતાની સાદાઈ છોડી નથી. પહેરવેશમાં ફેરફાર કર્યો નથી. પોતાનો પારસીશાહી પોષાક એવો ને એવો જ એમણે રાખ્યો છે. એમને ક્યારે પણ સાહેબશાહી પોષાક પહેરવાનું મન થયું જ નથી. નહિ તો વિલાયત જઈ આવેલા ને ત્યાં માનપાન પામેલા માણસને સાધારણ રીતે ત્યાંની માયા લાગે છે પણ આ સદ્ગુણી માણસે પોતાપણું જાળવી રાખ્યું છે. એઓ સાદાઈને એક મોટો ગુણ માને છે. માણસે પોષાકથી નહિ પણ પોતાનાના ગુણો ને ચરિત્રને લીધે સુંદર લાગવું જોઈએ એમ એઓ માને છે. ને, માણસે કપડાંની ફેશન ને બહારની ટાપટીપથી નહિં પણ પોતાના ગુણો વડે બીજા પર છાપ પાડવી જોઈએ. આ કહેવા કરતાં કરી બતાવવું એ જ સારામાં સારૂં છે તેથી પોતાનું આચરણ એવું રાખ્યું છે કે જેની પરથી આપોઆપ બધા શીખી લે. કહેવાની જરૂર જ ન પડે.

સર શાપુરજી માને છે કે દરેક જણ કંઈ પોતે એકલો પોતા માટે જ જીવતો નથી, પણ એની બીજાભાઈઓ તરફની પણ ફરજ છે. ને એ ફરજ એણે સમજવી જોઈએ, ને, માણસ-

જાતનું ભલુ કરવું જોઈએ. પોતાનું પેટ તો પ્રાણીઓ પણ ભરે છે. પણ માણસનું જીવન કંઈ જાનવર જેવું નથી. એ તો બીજા તરફ પણ પોતાની ફરજો સમજે ને બીજાનું ભલું કરે એ જરૂરી છે. આથી એમણે લોકસેવામાં પોતાની જાતને દાટી દીધી છે એમ કહીએ તો ચાલે. પારસી પંચાયતના સરનશીન તરીકે એમણે કોમની જે સેવા બજાવી છે તે બેનમૂન છે એમના વિચારો, એમની શીખામણ, એ બધું આજે પારસી કોમ જરા ય સંકોચ વગર અપનાવે છે. લોકો જાણે છે કે એ વિચારની પાછળ કોમનુ ભલુ કરવાની તમન્ના છે, અનુભવ છે. અત્યાર સુધીમાં એઓ કોઇના વિરોધી બન્યા નથી. એમણે કોઇને દુભવ્યા નથી. ફક્ત બધાની દુવા મેળવી છે. એમની જીંદગીમાં કોઈ ને એકલપેટાપણું કે સ્વાર્થ નહિ જણાય, એઓ બીજાને સુખી જોઇને જ પોતે સુખી થાય. બીજાનો આનંદ જોઇને પોતે આનંદ અનુભવે. કોઇની આંતરડી કકળે એ પોતાની આંતરડી કકળવા જેવું એમને લાગે છે. આ જનતા જોડેની એકતા, પોતાનુ ભલુ થતું હોય તો તે જવા દઇને ફક્ત કોમનું જ ભલુ કરવાની ભાવના, એ એમનો ગુણ જવલ્લે જ જડે

સર શાપુરજીએ કોમને માટે જે જાનફેશાની કરી છે, જે જે રાતદિવસ વગર થાકયે સેવા કરી છે તેની કદર પણ લોકોએ યોગ્ય રીતે કરી છે. સરકારે એમને સરનો ખિતાબ આપ્યો, એક બે સમિતિ જેવી સમિતિમાં

તથા મોટી મોટી બેંકોના ગોટાળા પકડી પાડવા એમને જ નીમ્યા. લોકોએ એમને માનપત્રો આપ્યાં, એમને પારસીપંચાયત જેવી જવાબદાર સંસ્થાના સરનશીન બનાવ્યા અને રોટરિ ને ફ્રીમેશનરી જેવી સંસ્થાઓમાં ઉંચામાં ઉંચી પદવીઓ આપી એમના ગુણની કદર કરી છે.

જેમ આપણે ફૂલની પાસે પાસે જઇએ તેમ તેમ એની ખૂશબો આપણને મુગ્ધ બનાવે તેજ પ્રમાણે સર શાપુરજી પહેલી નજરે આપણને ન આકર્ષે પણ જેમ જેમ આપણે એમની નજીક ને નજીક આવતા જઇએ, એમનો વધારે ને વધારે પરિચય થતો જાય તેમ તેમ આપણને એમના ગુણોની લગની લાગે, ને એમની ખુશબોની જાણ થતી જાય. ને આમ દેખાવે પણ શાપુરજીની અસર તો જરૂર પડે. ગોરો રંગ, સાડા પાંચ ફીટની ઊંચાઇ, હમેશાં હસમુખો ચહેરો, કોઈ દિવસ ચિંતાનું નામનિશાન નહિ, હોય તો પણ મનની મનમાં જ શમાવવાની આવડત, સામા માણસનું પળવારમાં માપ કાઢે એવી આંખો, એ બધું જોનારમાં ગંભીર છાપ પાડે છે, એને વિચાર કરતો કરી મૂકે છે. જીંદગીનાં ૭૧ વર્ષો એમણે કેટલાં ય સુખદુઃખમાં પસાર કર્યાં છે, જીંદગીના કેટલા ય તડકા છાંયડા જોયા છે, પણ એ કશાની અસર ન હોય એમ એમને જોતાં જણાય. જાણે એમની જીંદગી એકધારી જ વહી રહી હોય, ને એમાં કદીય દુઃખ કે મૂશ્કેલીઓ આવ્યાં જ ન હોય એવી છાપ એઓ જોનાર ઉપર પાડે છે.

સર શાપુરજી શરીરે તંદુરસ્ત છે. કલાકો સુધી થાક્યા વિના એઓ કામ કરી શકે છે. ઉલટું કામ વધુ હોય તેમ એમને વધારે આનંદ ને ઉત્સાહ દેખાય છે. એઓ માને છે કે, કામથી જ તબિયત સારી રહે છે.

સર શાપુરજી જેવા પહેરવેશમાં સાદા છે તેવા ખાવાપીવામાં પણ સાદાઇનો આગ્રહ રાખનારા છે. એઓ સ્વાદિષ્ટ નહી પણ પૌષ્ટિક ખાવાનું મળે એમ ઇચ્છે છે. આ ઉપરાંત એઓ દરેક બાબતમાં ઘણા નિયમિત છે એ એમની જીંદગીની સફળતાની બીજી ચાવી છે. હમેશાં વહેલુ ઉઠવુ, રાતનો ઉજાગરો કદી કરવો નહિં, ખોટો ઉશ્કેરાટ કદી કરવો નહિ ને રાખવો નહીં, ગુસ્સો ન કરવો, કોઇનું અપમાન કરવું નહી, વગેરે ગુણો એમની શારીરિક સુખાકારી જાળવી રાખવામાં મદદગાર થઈ પડે છે.

સર શાપુરજી એક કુશળ વાર્તાકાર છે. એમની જોડે વાતો કરતાં કલાકો ક્યાં પસાર થાય છે તે તો જણાતું નથી જ પણ, ગુજરાતી ભાષાની મીઠાશ, તમને એમની જોડે વાત કરતાં તરત જ માલમ પડશે. એમનું બોલવું એટલુ મધૂરૂં લાગે છે કે જાણે આપણે સાંભળ્યા જ કરીએ. આ ઉપરાંત એમની જોડેની વાતચીત આપણને જ્ઞાન પણ આપે છે. કાંઇક નવું જાણવાનુ મળ્યુ, કાંઇક નવી પ્રેરણા મળી એવું આપણને એમની વાતચીત પરથી લાગે છે. એઓ વાતચીત કરવામાં સારા છે પણ એમને અસરકારક વકતા કહી ન શકાય. એમનું

જ્ઞાન વિશાળ, વાચન સારૂં એટલે એમનુ ભાષણ હોય ખૂબ સારૂં પણ એમને વકતા તરીકે ખ્યાતિ અપાવે એવું નહિં. કારણ વકતામાં જે ભાષાનો દમામ હોય, મોટા મોટા ને જનતાને ગમે એવા શબ્દો વાપરીને સાંભળનારાઓને જીતી લેવાની જે ચાલબાજી જોઇએ, તે એમના જેવા સાદા સીધા માણસને આવડે નહિ. એઓ તો સીધું જે કહેવાનું હોય તે જરા પણ ડોળ દમામ વગર સીધે સીધી રીતે જ કહી દે. આમ છતાં એમનાં ભાષણો દલીલોથી ભરપૂર, દાખલાઓ સહીત, મુદ્દાસર હોય છે. એમાં ખોટો જુસ્સો, કે ખોટી રીતે સાભળનારની લાગણી ઉશ્કેરવાનો પ્રયત્ન નથી હોતો. પણ ગંભીરતા, ઠાવકાપણું, ને સચોટતા હોય છે. પારસી સમાજ, હિન્દનું રાજકીય વાતાવરણ, હિન્દના મહાન પુરૂષો, કેળવણી, ગુજરાતી ભાષા, આપણું આર્થિક ભવિષ્ય ને આપણા આર્થિક સવાલો, એમ જાતજાતના વિષયો પર એમણે, કેટલાં ય ભાષણો આપ્યાં છે. ને એ ભાષણોની લોકોએ ને છાપાંઓએ ખૂબ તારીફ કરી છે પણ એમને જાહેરમાં આવવાનું બીલકુલ નાપસદ છે, એટલે એ માટે એઓ પ્રયત્ન કરતા નથી. તેમજ પોતાના કામમા જ એવા ગૂંચાયલા હોય છે કે એમને ભાષણો કરવાની, મેળાવડાઓમા હાજરી આપવાની ફુરસદ જ મળતી નથી. પણ જ્યારે ભાષણો કરે છે ત્યારે વિચારપૂર્વક ને ગંભીરતાથી કરે છે. એમને ગુજરાતી ભાષા માટે ખૂબ અભિમાન છે. અંગ્રેજી સારૂં બોલી શકે તે માટે એમને અભિમાન થાય અને ગુજરાતી તરફ

બેપરવા હોય એવું એમનું વલણ નથી. પણ બનતા સુધી ગુજરાતીમા જ બોલવાનો એઓ આગ્રહ રાખે છે, એ એમની ખાસીયત બીજા પારસીઓથી એમને જૂદા પાડે છે.

સર શાપુરજી એ ઘણા ઉમદા મિત્ર છે દરેક કોમના મિત્રોને એઓ બહુ સારી રીતે ખૂશ રાખે છે. એમના મિત્રો દરેક કોમના ને દરેક વર્ગના છે. પૈસાદાર તેમજ ગરીબ, એમને એવો કશો ભેદભાવ નથી. જેની જોડે એમનુ મન મળે તે એમનો મિત્ર. પછી ભલે એ ગમે તે કોમનો, ગમે તેટલી ઉમરનો કે ગમે તેવી સ્થિતિનો હોય.

સર શાપુરજી એ ઘણા ધર્મિષ્ઠ પુરુષ છે. મહાન પયગંબર અશો જરથુસ્તના શિક્ષણને અને આદર્શને ચીવટાઈથી પાળનાર પાક આદમી છે. ' નેક મનશની, નેક ગવશની, ને નેક કુનશની ' એ ત્રણ શબ્દોમાં જરથુસ્તનુ શિક્ષણ સમાયલું છે ને એ ત્રણેનુ પાલન સર શાપુરજી અક્ષરશઃ કરે છે. ' સારા વિચારો કરવા, સારા કામો કરવાં, ને સારા વચનો બોલવા ' એ ત્રણ બાબતો તરફ હમેશાં ધ્યાન રાખીને એ રીતે જ એઓ સદા વર્તે છે. એઓ હમેશાં બંદગી કરે છે ને દરેક જણે બંદગી કરવી જોઈ એ એમ ઈચ્છા રાખે છે. એઓ આતશબહેરામમાં જાય છે પણ રોજ નહિ. દીલ સાફ રાખવામાં જ સાચો ધર્મ રહેલો છે, ને એઓ મઝહબનુ પાલન દીલ સાફ રાખીને જ કરે છે. ઉદવાડામાં બિરાજતા ઈરાનશાહનાં પુનિત દર્શન એમણે જીંદગીમાં કર્યાં છે. ધર્મના ગ્રન્થો એમણે વાચ્યા છે

ને તે પ્રમાણે પોતાનું આચરણ રાખવા એઓ પ્રયત્ન કરે છે. એઓ ધર્મના નિયમોને જડતાથી વળગી રહેતા નથી પણ વખત પ્રમાણે એમાં ફેરફાર થાય એમ ઇચ્છા રાખે છે. વળી, એમની ધર્મની ભાવના એવી નથી કે જે એમને પોતાના ધર્મની જ સારી બાજુ દેખાડે, પણ એઓ બીજાના ધર્મને પણ પોતાના ધર્મના જેટલું જ માન આપે છે, ને, બીજાના ધર્મને પણ પોતાના ધર્મના જેટલો જ અગત્યનો એઓ સમજે છે. એમની ધર્મભાવના બીજા તરફ રહેમદીલીથી જોતાં એમને શીખવાડે છે. ધર્મ એમને મન થોડી ઘણી સમજ્યા વગર પાળવાની બહારની વસ્તુ નથી. પણ અંદરથી સમજીને કરવાની વસ્તુ છે. એ તો સારા ગુણો જેવા કે ઉદારતા, પ્રેમાળપણું, દયા, પ્રામાણિકતા વગેરે કેળવવામાં છે. આ ગુણો જેનામાં હોય તે સાચો ધર્મિષ્ઠ માનવી છે એમ એઓ માને છે, પછી ભલે એ ધર્મના બહારના આચારોનું પાલન ન કરતો હોય.

સર શાપુરજીને મુસાફરીનો ખૂબ જ શોખ છે. મુસાફરી જેવી સીધી કેળવણી બીજી કોઈ નથી એમ એઓ ઘણીવાર કહે છે. ચોપડીઓ વાંચીને જેટલી માહિતી મળે તેના કરતાં વધારે માહિતી થોડા જ વખતમાં મુસાફરી કરવાથી મળે છે. એથી આપણી નજર બહોળી થાય છે. આપણને ઘણું શીખવાનું મળે છે. એમણે એક વાર અમેરિકાની મુસાફરી કરી છે અને ઘણીયે વાર યુરોપની મુસાફરી કરી છે. હિન્દની મુસાફરી પણ એમણે ખૂબ કરી છે. એઓ જણાવે છે કે આ મુસાફરી એમને

જીંદગીમાં જેટલી ઉપયોગી નીવડી છે તેટલું બીજું કશું ઉપયોગી નીવડ્યું નથી.

સર શાપુરજીમાં પોતાના દેશને માટે ઘણું અભિમાન છે. હિન્દુસ્તાન જેવા દેશમાં પોતાનો જન્મ થયો તે માટે એઓ પોતાને ઘણા ભાગ્યશાળી માને છે. એઓ માને છે કે દરેકજણે રાજ્ય તરફ વફાદાર રહેવું જોઈએ. હિંદુસ્તાનના ભવિષ્યમાં એમને દૃઢ વિશ્વાસ છે. એઓ સ્વદેશીના ચૂસ્ત હિમાયતી છે. દેશની કારીગરીને ઉત્તેજન મળવું જોઈએ, આપણા દેશના ભાઈબ્હેનોને રોજી મળે તે માટે આપણે પ્રયત્નો કરવા જોઈએ, ને સ્વદેશી માલનો ઉપયોગ કરી આપણે આપણા દેશી ભાઈઓને મદદ કરીવી જોઇએ એમ એઓ માને છે. એથી દરેક સાચા હિન્દીની ફરજ છે કે એણે દેશી માલ જ ખરીદવો, એવું એઓ જણાવેછે. ને બોલતાં પહેલાં કરી બતાવવાની એમની આદત હોવાથી એઓ પહેલાં સ્વદેશીને અપનાવી પછી જ બીજાઓને કહે છે. પૂજ્ય ગાંધીજીના મૃત્યુથી એમને ખૂબ આઘાત પહોંચેલો અને પારસી પંચાયતના સરનશીન તરીકે એમણે હિંદ સંઘના વડા પ્રધાન પંડિત જવાહરલાલને દીલસોજીનો તાર મોકલેલો એટલું જ નહિં, પણ, પારસી કોમની સભા પણ તરત જ બોલાવેલી અને તેમાં ગાંધીજીની સેવાવૃત્તિ, ત્યાગ ભાવના, પારદર્શક સ્વદેશાભિમાન, અને ધીરલ બલિદાનને ભવ્ય અંજલિ આપેલી. એ બતાવે છે કે રાષ્ટ્રપિતા પ્રત્યે એમને કેટલી લાગણી હતી. પોતાની કોમ દેશને ને રાજ્યને વફાદાર રહે, એમ એઓ ઇચ્છે છે. નેહરૂ સરકારને એમણે પૂરેપૂરો

સહકાર તથા સાથ આપ્યો છે પારસી કોમ શાંતિની ચાહનારી છે, ને એમની શાંતિનો ભંગ ન થાય તેની કાળજી એમણે રાખવી જોઇએ એવું એઓ ઇચ્છનારા છે. પારસી કોમને ઘણી અથડામણોમાંથી, ઘણી મુશ્કેલીમાંથી પસાર થવું પડ્યું છે. તેથી હવે એઓ શાંતિ ચાહે છે. ને એ શાંતિ રાષ્ટ્રીય સરકાર તરફથી એમને મળે છે ને મળતી રહેશે એવો એમને ઈતબાર છે.

સર શાપુરજી એક સફળ ધંધાદારી છે. એમના ધંધામાં આજે એઓ ટોચ પર પહોંચ્યા છે. એક નાના કારકુન તરીકે જીંદગીની શરૂઆત કરી પોતાની જાત મહેનતથી, ખંતથી, અનેક અથડામણો ને પાર વિનાની મુશીબતોનો સામનો કરી એઓ આ સ્થાને પહોંચ્યા છે. બાકી, નહીં ઊંચી કેળવણી, નહીં મૂડી, ન પૈસાવાળાં સગાંવ્હાલાં, ન કોઈની મદદ, છતાં ય, એકલે હાથે સફર ખેડી, એમણે જીંદગીમાં એકધારી સફળતા મેળવી છે આમ પોતાની જીંદગીના ઘડનાર એઓ પોતે જ છે એમાં એમની મોટાઈ તો ત્યાં છે કે એમને કોઈપણ દિવસ કોઈની પાસે કોઇ પણ ચીજની માગણી કરવી પડી નથી પણ લોકો એમના ગુણની કદર કરી વગર માગ્યે એમને મદદ કરે છે, એ જ એમની સચ્ચાઈની સાચી કદર છે.

ઘણા એવા હોય છે કે તેઓ, કાં તો સરકાર તરફથી માન ને ઈજ્જત મેળવે છે, તો કેટલાક જનતામાં આબરૂ મેળવે છે. પણ સરકાર અને લોકો બન્નેના લાડિલા તો એઓ

એકલા જ છે. એમની સેવાવૃત્તિની બન્ને એ કદર કરી છે. તેનુ કારણ એમની નિઃસ્વાર્થવૃત્તિ ને પ્રામાણિકતા છે. એઓને સરકારે ખીતાબો આપ્યા, મોટાં મોટાં કામમાં એમને રોકયા, ને, એમની તારીફ કરી. જનતાએ એમને મોટામાં મોટા ટ્રસ્ટના ચેરમન બનાવ્યા, બીજી અનેક લોકોપયોગી સંસ્થામાં નીમ્યા, ને, એ રીતે એમને માથે સેવાનો મોટો બોજો નાંખ્યો. પણ એઓ તો એ બોજાને હળવા ફુલની જેમ માથા ઉપર ઉપાડે છે. જનતાનો પોતાનામાં વિશ્વાસ છે તેથી એઓ પોતાની જાતને ભાગ્યશાળી ગણે છે.

સર શાપુરજી માણસને જોતાં વેંત જ એ કેટલા પાણીમાં છે તે પારખી શકે છે. આ ગુણ એમનામાં પહેલેથી જ હતો. ને એને લીધે જ મોટી મોટી જવાબદાર સંસ્થાઓ એમની મદદ માંગે છે. કારણ કે એઓ હોય તો સારાં ને સાચાં માણસોની પસંદગી થાય. એઓ માણસને માપીને પછી જ એને કાંઈપણ જવાબદારી સોંપે છે. હજુ સુધી એવું બન્યું નથી કે એમણે ખોટા માણસમાં વિશ્વાસ રાખ્યો હોય ને તે માટે એમને ભોગવવું પડયુ હોય.

એમને દરેક બાબતમાં ખૂબ ઊંડા ઉતરવાની ટેવ છે. એમને કોઈપણ દિવસ ઉપરછલા કામથી સંતોષ થતો જ નથી. ઊંડા ઉતરી શકાય એમ ન હોય તેવી બાબત એઓ હાથ પર જ ન લે. એકવાર કોઈપણ કામ હાથ પર લીધું પછી એને ગમે તેવા સંજોગો કે પરિસ્થિતિ ઉભાં થાય તો પણ એઓ પાર

ઉતારવાના જ. એમની આત્મશકિત બહુ જબરી છે એઓ જ્યારે ધંધામાં હોય ત્યારે ધંધાની વાત કરે પણ જ્યારે આરામ લેતા હોય અને બીજી કોઈ બાબતમા ધ્યાન આપતા હોય ત્યારે એઓ જાણે પોતે ધધાદારી નથી એવી જ રીતે વર્તે. જ્યારે જે કામ હાથમા લીધુ, ત્યારે બીજા કશાના પણ વિચાર કર્યા વિના એ કામમા જ પોતાનું ચિત્ત પરોવવું એ સિધ્ધાત પ્રમાણે એઓ અનુસરે છે

સર શાપુરજી ધધામા લુચ્ચા અને દગાખોર લોકો જોડે જેટલા સખત છે તેટલા જ એઓ પ્રેમાળ ને કોમળ દીલના કુટુંબમાં છે. કુટુંબનાં કોઈ નાના બાળકની પણ તબીયત જરા બગડી હોય તો પણ એમને ખૂબ જ લાગી આવે તે વખતે કોઈને લાગે નહીં કે ડીરેકટરો સામે, આ માણસ આટલો કઠણ કાળજાનો થઈ ને ઉભો રહેતો હશે.

સર શાપુરજી કોઈનું પણ કામ કરી છૂટે છે પોતાનાથી બની શકે એમ હોય, તો એઓ તરત જ પોતાનુ કામ પડતું મૂકીને બીજાનું ભલુ કરે છે જીંદગીમા આપણે બીજાનુ જેટલું ભલુ કરી શકીએ તેટલી જ આપણી સાચી કમાણી છે વળી, કોઈનુ પણ કામ કરીને એઓ એમાં અભિમાન લેતા નથી, કે પોતે કઇ બહુ સારૂં કામ કર્યું છે એમ માનતા નથી એ ઉપરાત એઓ કોઈની વાત કોઈને કરે નહી કેટલાકની ખાનગી વાતો એમની આગળ આવતી હશે પણ એ બધી વાતો એમના હૃદયને તળીયે એવી છૂપાઈ જાય છે કે પાછી

બહાર આવે જ નહીં.

એઓ ગમે તે ભોગે પણ પોતાના સિદ્ધાંતો છોડતા નથી. સિદ્ધાંતોને દૃઢતાથી વળગી રહેવાના. ગમે તેવા સંજોગો ઉભા થાય, છોને આખું આકાશ તૂટી પડે તો પણ એઓ પોતાનો સિદ્ધાંત છોડે નહિ. સિદ્ધાંત સિવાય બીજી બધી બાબતોમાં એઓ નમતું મૂકવા કે જતું કરવા તૈયાર છે. પોતે કોઇને વચન આપ્યું હોય તો એ વચન એઓ અચૂક પાળવાના જ. હા, વચન આપતા પહેલાં એઓ પૂરતો વિચાર કરે ખરા. પણ એક વાર વચન આપ્યું પછી પ્રાણને ભોગે પણ વચન પાળવાનું જ. પેલા માણસે નિરાંતે સૂવાનું જ હોય.

એમના જીવનમાં જેવી ચોકખાઈ છે તેવી જ વાણીમાં ચોકખાઈ છે. મનમાં એક ને મોઢે બીજું એ રીત એમને બીલકુલ પસંદ નથી. પોતાને જે લાગે તે સીધેસીધું એઓ સામાને જણાવી દે છે. એમાં જરા પણ બીજાને માઠું લાગશે તેની પરવાહ કરવાની નહિ. એઓ માને છે કે સાચું કહેવું. એ તો માણસની પવિત્ર ફરજ છે. દંભ તો તેમને જરાય પસંદ નથી. પોતે સાચું બોલે ને બીજા પણ એમની જોડે વાત કરતાં સાચું બોલે ને દંભ ન રાખે એવી એઓ ખ્વાહેશ રાખે. આથી જ નિંદાખોરો, દંભી લોકો, લાંચખાઉઓ, વેપારમા દગો રમનારા એમની પાસે આવતાં ધ્રુજે. પણ સાચા માણસો એમની પાસે પ્રેમથી આવે ને પોતાનું દીલ ખોલી જાય છે.

ધંધાદારી જીવનમાં ને સેવાની પ્રવૃત્તિઓમાં એમને ઝાઝી ફુરસદ મળતી ન હોવા છતાં, એઓ સારાં સારાં પુસ્તકો, માસિકો, વાંચતા રહે છે એટલું જ નહિ પણ વર્તમાનપત્રોમાં અવારનવાર લખતા રહે છે. એટલે માત્ર એઓ ધંધામાં જ નહિ પણ ધંધા સિવાયની બીજી બાબતોમાં પણ ઊંડો રસ ધરાવે છે. ને, દરેક બાબત વિષે જાણવાની એમની ઇંતેજારી તો હોય જ. એઓ ગમે ત્યાંથી વખત કાઢી સારાં પુસ્તકો ને માસિકો વાંચવાના જ. નૃત્ય, સારા સીનેમા તથા નાટકો, વગેરે જોવાનો પણ એમને શોખ, અને સારાં ચિત્રો વગેરેની કદર પણ એઓ કરી શકે.

એઓ જીવનમાં બધા કરતાં આગળ સ્થાન ચારિત્ર્યને આપે છે. ચારિત્ર્ય હશે તો બીજું બધું તો આપોઆપ આવી રહે એમ એઓ કહે છે. એ નહિ હોય તો પૈસા, માન, આબરૂ, એ બધું નકામું છે. ચારિત્ર્ય ટકાવી રાખવામાં એમની જીંદગી વીતી છે એમ કહીએ તો ચાલે. ચારિત્ર્ય ટકાવવા એમણે લાખો રૂપીયાની લાંચો જતી કરી છે. ઘણા માણસોને નાખુશ કરવા પડયા છે. કોઇથી દબાયા નથી, કોઇને દબાવ્યા નથી. કોઇને શરમમાં નાખ્યા નથી ને કોઇની શરમ રાખી નથી. આ ગુણને લીધે જ એઓ સમાજમાં ને સરકારમાં આટલે ઉંચે દરજ્જે પહોંચી શકયા છે.

સર શાપુરજીની સાચી ઓળખાણ આપવી હોય તો તે મહાન ઓડીટર તરીકે નહિ, પારસી પંચાયતનાં સરનશીન

તરીકે નહિ, પણ પારસી કોમના સાચા સેવક તરીકે જ. એઓ બીજી બધી રીતે મહાન છે તેનુ કારણ એઓ સાચા સેવક છે. એમણે કોમની સેવા આદરી તે સખાવતોનું જોડાણ કર્યું. બધાં ટ્રસ્ટો ભેગાં કરી પારસી કોમને પગભર બનાવવા માટે એમણે પ્રયત્નો કર્યા ને તેમાં ફત્તેહમંદ થયા. એમણે ધંધામાં ઝંપલાવ્યું તે પણ સેવાની ભાવનાથી. એથી તો એઓ ધંધાને આટલો મોભ્ભો ને આવું માન અપાવી શકયા. ધંધા મારફત જ એમણે આપણા વેપાર ઉદ્યોગોમાં ચાલી રહેલો સડો ઉઘાડો પાડી લોકોને બતાવ્યું કે લુચ્ચાઓ અને હરામખોરો કોણ છે. રોટેરિઅન તથા ફ્રીમેશન તરીકે એમણે પોતાની કોમની જ નહિ પણ માનવ જાતિની સેવા કરી છે.

સર શાપુરજી કંઈ ઘણા જ મોટા માનવી નથી, છતાં આપણને માટે એઓ એક આદર્શ જીવનનો દાખલો પૂરો પાડે છે. ફક્ત પોતાને માટે તો બધા જીવે છે, પણ બધાને માટે જીવવું, સ્વાર્થ તરફ નહિ પણ હમેશાં પરમાર્થ તરફ નજર રાખવી, આપણે સમાજ માટે છીએ, સમાજ આપણે માટે નથી એ બાબત ધ્યાનમા રાખી, આપણે સમાજમા પોતાની જાતને મીટાવી દેવી, એ હકીકત શાપુરજીનું જીવન સામાન્ય માણસને શીખવે છે.

શાપુરજીએ આ દૃષ્ટિ રાખી હોવાથી, એઓ નેકદીલના હોવાથી, સીધે માર્ગે જ ચાલ્યા હોવાથી એમને ખુદાએ જીંદગીમા નામીપામી બતાવી નથી તેમજ નિરાશા કે નિષ્ફળતા

અનુભવી નથી. પોતાનું કામ પાર પડ્યું ન હોય એવું એમની બાબતમા કોઈ દિવસ બન્યું નથી. જાણે નસીબમાં એઓ સફળતા પહેલેથી જ લખાવી લાવ્યા હોય એવું લાગે છે.

આમ ટૂંકામાં, સર શાપુરજી આદર્શ નાગરિક છે, વફાદાર મિત્ર છે, મૂંગા કોમસેવક છે, પ્રેમાળ પતિ છે, વ્હાલસોયા પિતા છે, માયાળુ શેઠ છે, પાક જરથોસ્તી છે, નિષ્પક્ષપાત ઑડીટર છે, સંપૂર્ણ સદ્‌ગૃહસ્થ છે, અને પરદેશમાં પણ જેની ખ્યાતિ પહોંચી હોય એવા અને જેને માટે હિંદ ગૌરવ લઈ શકે એવા દેશના સપૂત છે.

